"ગુજરાતી"ની ૪૫ મી ભેટ

# કચ્છનો કેસરી

અથવા

# ધોધો અને ચનેસર



પ્રયોજક

ઠક્કુર નારાયણ વિસનજી

"વિધર્મીને બતાવ્યું જેમણે રજપૂતનું પાણી;
બિદાર્યાં વૈરિયોને વીરતાથી તેગને તાણી;
અચલ છે જેમના યશની અચલ આજે ય એંધાણી;
અમર તે સૂમરી સુભગા, અમર છે નામ અબડાણી;
નહીં હિન્દુત્વને છોડયું, કપાવ્યાં શીશ સંગ્રામે;
પુનર્જન્મે થવા હિન્દૂ સિધાવ્યાં સ્વર્ગના ધામે."

ઠક્કુર નારાયણ



મણિલાલ ઇચ્છારામ દેશાઇએ
"ગુજરાતી" પત્રના "ન્યૂસ પ્રિન્ટિંગ પ્રેસ"માં
છાપી પ્રકટ કર્યું.
બેંક-હાઉસ લેન, કાળાઘોડા, કોટ, મુંબઈ

વિક્રમાર્ક ૧૯૮૫ ] [ ઈ. સ. ૧૯૨૯

મૂલ્ય રુ. ૩-૦-૦

## "ગુજરાતી"એ આપેલી ભેટો

1. હિન્દ અને બ્રિટાનિયા (૧૮૮૫)
2. રાસેલાસની કથા (૧૮૮૬)
3. મહારાણીશ્રી વિક્ટોરિયાનું જીવન ચરિત્ર, સચિત્ર (૧૮૮૭)
4. ગંગા—ગોવિંદસિંહ (૧૮૮૮)
5. સવિતાસુંદરી (૧૮૯૧)
6. ટીપુ સુલ્તાન (પ્રથમ ભાગ)
7. દિલ્હીપર હલ્લો (૧૮૯૫)
8. અરાઢમી સદીનું હિંદુસ્તાન (૧૮૯૬)
9. ઔરંગઝેબ અને રાજપૂતો (૧૮૯૭)
10. શાહજાદો અને ભીખારી (૧૮૯૮)
11. હેસ્ટિંગ્સની સોટી (૧૮૯૯)
12. પાણીપતનું યુદ્ધ (૧૯૦૦)
13. બેગમ સાહેબ (૧૯૦૧)
14. નૂરજહાન (૧૯૦૨)
15. બાજીરાવ બલ્લાળ (૧૯૦૩)
16. રૂપનગરની રાજકુંવરી (૧૯૦૪)
17. ઇન્દુકુમારી (૧૯૦૪)
18. પ્લાસીનું યુદ્ધ (૧૯૦૫)
19. શિવાજીનો વાઘનખ (૧૯૦૬)
20. હળદીઘાટનું યુદ્ધ (૧૯૦૬)
21. નંદનવનનો નાશ (૧૯૦૭)
22. પેશવાઇની પડતીનો પ્રસ્તાવ (૧૯૦૮)
23. ઔરંગઝેબનો ઉદય (૧૯૦૯)
24. પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ (૧૯૧૦)
25. કત્લેઆમ (૧૯૧૧)
26. પુરાતન દિલ્હી, ૪૦ ચિત્રો (૧૯૧૧)
27. ચુંબનમીમાંસા (૧૯૧૧)
28. ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય (૧૯૧૨)
29. જગન્નાથની મૂર્તિ (૧૯૧૩)
30. હમ્મીર હઠ (૧૯૧૪)
31. ભુજબળથી ભાગ્યપરીક્ષા (૧૯૧૫)
32. પાટણની પ્રભુતા (૧૯૧૬)
33. ચાણક્યનંદિની અથવા ચચ્ચ અને સુંહધી (૧૯૧૭)
34. અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ (૧૯૧૮)
35. રૈનક મહેલની રાજખટપટ અથવા બ્રાહ્મણીવંશના વિધ્વંસનો પ્રારંભ (૧૯૧૯)
36. બાદશાહ બાબર (૧૯૨૦)
37. ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર (૧૯૨૧)
38. કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર (૧૯૨૨)
39. અનારકલી અથવા અપરાધી અકબર (૧૯૨૩)
40. મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા (૧૯૨૪)
41. પરાધીન ગુજરાત (૧૯૨૫)
42. નાનાસાહેબ (૧૯૨૬)
43. સુરીદે શયતાન અથવા મલબારનો મોપલા અત્યાચાર (૧૯૨૭)
44. સિતમગર સુલ્તાન અથવા તલવાર અને કુરાન (૧૯૨૮)
45. કચ્છનો કેસરી અથવા ઘોઘો અને ચનેસર (૧૯૨૯)

# ગ્રંથોત્સર્ગ

વર્તમાનકાલિક જે ભારતીય હિન્દુ મહાવીરો મુસલમાનોના ઘૃણાકારક ધાર્મિક અત્યાચારોને અટકાવવામાટે; મુસલમાનોના અસહ્ય અત્યાચારોના યોગે નિરુપાયવશાત્ તથા અનિચ્છાપૂર્વક વટલીને મુસલમાન થયેલા ધર્મભ્રષ્ટ હિન્દુઓના શુદ્ધીકરણ દ્વારા પરમપુરાતન, પરમસનાતન તથા પવિત્રતમ હિન્દુત્વને રક્ષવામાટે; સંગઠન તથા વ્યાયામ દ્વારા નિઃસત્વ હિન્દુઓમાં આત્મરક્ષિકા પ્રચંડ શક્તિને ઉત્પન્ન કરવામાટે અને આલસ્ય તથા પ્રમાદની ઘોરતમ નિદ્રાને આધીન થયેલી બહુસંખ્ય હિન્દુ જનતાને સાવધાનતાસૂચક ઘંટાનાદ દ્વારા જાગૃત કરવામાટે અવિશ્રાંત તથા ધારાવાહિક પ્રયત્નો કરી રહ્યા છે તે ભારતીય હિન્દુ મહાવીરોને તેમના એ સાર્વજનિક હિન્દુકલ્યાણસાધક કાર્ય પ્રતિ સંપૂર્ણ અનુકંપા દર્શાવવાના ભદ્ર આશયથી પ્રેરાઇને ભૂતકાળમાં હિન્દુસ્થાનના બહુસંખ્ય ધર્માંધ, ધર્મોન્મત્ત, પરધર્માસહિષ્ણુ, હિન્દુધર્મ તથા હિન્દુજાતિના ઘોર વિરોધી, વિકારશીલ, વિલાસી આત્મા, ઇન્દ્રિયસુખલોલુપ તથા કામાંધ મુસ્લિમ સુલ્તાનોએ પોતાના શાસનકાળમાં મહાવિશાળ ભારતવર્ષના ભિન્ન ભિન્ન દેશોના હિન્દુઓપર કરેલા પૈશાચિક ધાર્મિક તથા નૈતિક અત્યાચારો અને તે સમયના ભારતીય મહાવીર રાજપૂત રાજ્યકર્તાઓએ ધર્મશ્રદ્ધા તથા આત્મશ્રદ્ધાના પ્રચંડ બળથી શ્રદ્ધાનંદમય થઇને તે મુસ્લિમ સુલ્તાનોના પૈશાચિક અત્યાચારોના કરેલા પ્રતિકાર તથા હિન્દુજાતિના અત્યંત અપ્રાસંગિક તથા પાત્રકુપાત્રના વિચાર વિના સદા સર્વદા ઔદાર્યને દર્શાવવાના સ્વભાવથી જ અનેકવાર થયેલા હિન્દુઓના પરિપાત, વિધ્વંસ તથા સર્વનાશને વર્ણવતી પ્રસ્તુત પાત્રકુપાત્ર-વિવેકમાર્ગદર્શિકા ઐતિહાસિક નવલકથા અત્યંત પૂજ્ય ભાવ તથા પ્રેમભાવપૂર્વક સમર્પવામાં આવે છે.

## સુલતાન અલાઉદ્દીન ખિલજી અથવા ખૂનીના સંબંધમાં પ્રખ્યાત નિષ્પક્ષપાત ઇતિહાસવેત્તા સ્વ. વિન્સેન્ટ એ. સ્મિથનો હિમંબરસત્ય અભિપ્રાય

"The African traveller Ibn Batuta in the fourteenth century expressed the opinion that Alā-ud din deserved to be considered 'one of the best sultans.'* That somewhat surprising verdict is not justified either by the manner in which Alāu-d din attained power or by the history of his acts as Sultan. Ziāu-d din Barani, the excellent historian who gives the fullest account of his reign, justly dwells on his 'crafty cruelty' and on his abdication to disgusting vice. 'He shed,' we are told, 'more innocent blood than even Pharaoh was guilty of,' and he 'did not escape retribution for the blood of his patron.' He ruthlessly killed off every body who could be supposed to endanger his ill-gotten throne, cutting up root and branch all the nobles who had served under his uncle, save three only. Even innocent women and children were not spared, a new horror. 'Up to this time no hand had ever been laid upon wives and children on account of men's misdeeds.' The evil precedent set by 'one of the best sultans' was often followed in later times. Elphinstone's judgment of Alāu-d din's character is too lenient. The facts do not warrant the assertions that he exhibited a 'just exercise of his power;' and that his reign was 'glorious.' In reality he was a particularly savage tyrant, with very little regard for justice, and his reign, although marked by the conquest of Gujarat, many successful predatory raids, and the storming of two great fortresses, was exceedingly disgraceful in many respects."

'The Oxford History of India' by Vincent A. Smith, C.I.E. (1920), Pages 231-232.

---

* *Wa Kāna min Khaiyār al salātīn*, 'il fut au nombre des meilleurs Sultans' (Defremery, iii. 184). The obvious rashness of Ibn Batuta's expression of opinion may serve as a warning when similar praise of other blood-thirsty monarchs is found in the pages of divers authors, and contradiction is not so easy as it is in the case of Alau-d din.

# ઉપોદ્‌ઘાત

"Be aware that justice and equity not unbelief nor religion
Are needed for the maintenance of the kingdom.
Justice without religion is for the next world.
Better than the tyranny of a religious Shah."*

*Jami. Biharistan.*

ઈ. સ. ૧૯૦૦ માં એટલે કે આજથી ૨૮ વર્ષ પૂર્વે મારા સિંધુદેશનિવાસના સમયમાં સિંધ હયદરાબાદમાં મારા બેચાર આમિલ મિત્રોના મુખથી તેમ જ એક વાર સિંધના એક જટો(ગામડિયા મુસ-લ્માનો)ના મુખથી સિંધી ભાષાના બયતોમાં 'ઘોઘો તથા ચનેસર'ની કથા મેં સાંભળી હતી અને તે સમયથી જ એટલામાટે એ કથાને ગુજ-રાતી ભાષામાં લખવાની મારી ઇચ્છા થઇ હતી કે, અમો મૂળ સિંધુ-ભૂમિનાં સંતાનો હોઇને સિંધુદેશમાંથી જ કચ્છમાં આવીને વસેલા હોવાથી, અત્યારે અમારી જન્મભૂમિ કચ્છધરા હોવાથી, અમારી પેઠે જ અમારા કચ્છના જાડેજા રાજ્યકર્તાઓ પણ મૂળ સિંધુદેશમાંથી જ કચ્છમાં આવેલા હોવાથી અને એ કથામાં સિંધના સુમરા રાજપૂતો તથા કચ્છના જાડેજા રાજપૂતોના અશ્રુતપૂર્વ ઔદાર્ય, શરણાગતસત્કાર, પ્રચંડ પરાક્રમ તથા નિર્ભય રણવિલાસનો વીરત્વવર્ધક તથા હિન્દુત્વ-રક્ષક ઇતિહાસ સમાયલો હોવાથી એ કથા લખવાથી ગુર્જર ભાષાની સેવા સાથે 'એક પંથ ને દો કાજ' એ કહેવત પ્રમાણે અમારા સિંધી તથા કચ્છી વીર હિન્દુ પૂર્વજો અને સિંધુભૂમિ તથા કચ્છભૂમિની પણ કાંઇક સેવા કરી શકાય. પરંતુ અઠ્ઠાવીશ અઠ્ઠાવીસ વર્ષના વાણાં વાઇ ગયાં, અનેક અનુકૂલ તથા પ્રતિકૂલ ઘટનાઓ ઘટી ગઇ અને એટલા સમયમાં મારી લેખિનીથી અન્ય અનેક ઐતિહાસિક નવલકથાઓ સાથે કચ્છના ઇતિહાસની પણ બે નવલકથાઓ લખાઇને પ્રકાશિત

---

* "સાવધાન; એક રાજ્યને ટકાવી રાખવા અથવા ચલાવવામાટે કુફ્ર અથવા દીન(મજહબ)ની આવશ્યકતા નથી, કિન્તુ કેવળ અદલ તથા ઇન્સાફ(નિષ્પક્ષ-પાતિતા તથા ન્યાય)ની જ આવશ્યકતા છે. એક દીનદાર શાહ(મજહબી સુલ્તાન)ના જુલ્મ કરતાં દીન (મજહબ) વગરનો અદલ ઇન્સાફ પરલોકના કલ્યાણમાટે અધિક ઉપયોગી છે. જામી. બિહરિસ્તાન્

થઇ ગઇ* છતાં આ ઐતિહાસિક નવલકથા અત્યાર સુધી ન લખાઇ તેના કેટલાક અનિવાર્ય કારણો હતાં. તે કારણોમાં જે ઉભય દેશોનો પ્રથમથી જ અત્યંત ગાઢ ઐતિહાસિક સંબંધ ચાલ્યો આવે છે અને જે દેશોની ભાષાઓ પણ એક જ છે તે સિંધુ તથા કચ્છ-દેશનો ધારાવાહિક ઇતિહાસ ન મળતો હોવાથી અને જે ઇતિહાસ મળી આવે છે તે છિન્નવિચ્છિન્ન સ્વરૂપમાં અથવા તો મુસ્લિમ મોરિંખોની હિન્દુઓને નીચા દેખાડવાની તથા મુસલ્માનોને સાતમા આસમાન પર ચઢાવવાની કરામાતોના પરિણામે વિકૃત થયેલા સ્વરૂપમાં મળતો હોવાથી પ્રથમ તો એ વિષયનો જ નિશ્ચય ન હોતો કરી શકાતો કે ઇ. સ. ૧૨૯૬ થી ૧૩૦૦ સુધીના પાંચ વર્ષના કાલાવધિમાં સુલ્તાન અલાઉદ્દીન ખિલજી અથવા ખૂનીએ સિંધુદેશમાં આવીને કોઇ પણ કારણવશાત્ સિંધના સૂમરા રાજવંશનો વિધ્વંસ કર્યો હતો કે કેમ? કારણ કે, મુસ્લિમ મોરિંખો–ઇતિહાસલેખકો–ના લખેલા ભારતીય મુસ્લિમ શાસનના ઇતિહાસો અને તે ઇતિહાસોના આધારે અંગ્રેજી આદિક ભાષાઓમાં લખાયલા મુસ્લિમ રાજત્વકાળના ઇતિહાસોમાં અલાઉદ્દીન ખિલજીએ ઇ. સ. ૧૨૯૭ કે ૧૨૯૮ માં સિંધુદેશના સૂમરા રાજકર્તાપર કરેલી ચઢાઇનો ક્યાંય કોઇ પણ પ્રકારનો સવિસ્તર કિંવા સંક્ષિપ્ત ઉલ્લેખ કરવામાં નથી આવ્યો એટલે યુવરાજ ચનેસર પોતાના સહાયક તરીકે અલાઉદ્દીનને સિંધુદેશમાં લઇ આવ્યો હતો અને અલાઉદ્દીને સિંધુદેશમાં પોતાના વિશાળ સૈન્ય સહિત આવીને સિંધુદેશના સૂમરા રાજવંશનો વિધ્વંસ કર્યો હતો એ ઘટના ઐતિહાસિક પ્રમાણ અથવા પ્રમાણોથી જો સિદ્ધ ન થાય, તો 'ઘોઘા તથા ચનેસર'ની સમસ્ત કથાને તેની અનૈતિહાસિકતાના કારણથી ઐતિહાસિક મહત્ત્વ મળવાનો લેશમાત્ર પણ સંભવ ન હોતો; માત્ર એટલું જ નહિ, પણ 'ઘોઘા તથા ચનેસર'ની કથામાં અલાઉદ્દીન જેવો એક મુસ્લિમ સુલ્તાન એક અન્યાયી, અત્યાચારી, ધર્માંધ, વિશ્વાસઘાતક તથા માનવરક્તપાતક શાસક તરીકે મુખ્ય ભૂમિકા ભજવતો હોવાથી આજકાલના જે કેટલાક સંકુચિતહૃદય મુસ્લિમ પત્રકારો તથા હિન્દુઓને નિરંતર તિરસ્કારની દૃષ્ટિથી જોનારા અન્યાન્ય મુસ્લિમ બિરાદરો 'સિતમગર સુલ્તાન અથવા તલ્વાર અને

* એમાંની કચ્છના ઇતિહાસની 'કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર' નામક નવલકથા ઇ. સ. ૧૯૨૨ ની 'ગુજરાતી'ની ૩૮ મી ભેટ તરીકે પ્રકાશિત થઇ ચૂકી છે; આ નવલકથા મારા પૂજ્ય પિતાશ્રી વિસનજી ચતુર્ભુજ ઠક્કુરની લેખિનીથી લખાયલી હોઇને મેં તેનું સંશોધન તથા સંપાદન કરેલું છે; અને બીજી 'કચ્છની પદ્મિની અથવા પુઁઅરો અને રાજે',' નામક મારી લેખિનીથી લખાયલી ઐતિહાસિક નવલકથા 'કચ્છવર્તમાન' પત્રમાં ઇ. સ. ૧૯૨૫–૨૬ માં ક્રમશઃ પ્રકટ થઇ ચૂકી છે; પરંતુ પુસ્તકરૂપે અદ્યાપિ પ્રકટ નથી થઈ.

કુરાન' જેવી મુસ્લિમ મોર્રિખોનાં ઐતિહાસિક પ્રમાણોના આધારે જ લખાયલી અને આરંભથી અંતપર્યન્ત ઐતિહાસિક પ્રમાણોથી ભરેલી ઐતિહાસિક નવલકથા પ્રતિ, તેની ઐતિહાસિકતાનું ઐતિહાસિક પ્રમાણો-થી જ ખંડન કરવાના વાસ્તવિક માર્ગને ન સ્વીકારતાં, કેવળ અકારણ રોષ દર્શાવીને તેનો નિષેધ કરવાને જ કટિબદ્ધ થઇ જાય છે તે પર-ધર્માસહિષ્ણુ અને હિન્દુઓ(તેમાં પણ વિશેષતઃ ઐતિહાસિક સત્યના પ્રકાશક સત્યપ્રતિપાદક હિન્દુ ગ્રંથકારો)ને સદા સર્વદા પાણીમાં જોનારા પક્ષપાતી મુસ્લિમ પત્રકારો તથા અન્યાન્ય મુસ્લિમ બિરાદરોને મારા શિરપર અસત્યવાદનો આરોપ મૂકવાનો એક અલભ્ય અવસર મળી જાય એવો સોએ સો ટકા સંભવ હોવાથી જ્યાં સુધી સંતોષ-જનક ઐતિહાસિક પ્રમાણો ન મળી જાય ત્યાં સુધી આ કથાના લેખન-કાર્યને ન આરંભવાનું જ મેં ઉચિત ધાર્યું હતું. અસ્તુ. અંતે આ કથામાં વર્ણવાયલી ઘટનાનાં ઐતિહાસિક પ્રમાણોને શોધવાનો સતત પ્રયત્ન સફળ થયો અને અલાઉદ્દીનની એ સિંધુદેશપરની ચઢાઇનાં ખાસા મજાનાં બે પ્રમાણો મુસ્લિમ મોર્રિખોના ગ્રંથોમાંથી જ મળી આવ્યાં.

'તારીખે ફીરોજશાહી' નામક મુસ્લિમ મોર્રિખના લખેલા એક ઇતિહાસમાં એવો ઉલ્લેખ કરાયલો છે કેઃ 'ફીરોજ તગલખને તેણે ઇ. સ. ૧૩૬૧ માં સિંધુદેશપર કરેલી ચઢાઇમાં જેટલી સફળતા મળી હતી તેની સાથે સરખાવતાં સુલ્તાન અલાઉદ્દીને સિંધપર કરેલી ચઢાઇ સર્વથા નિષ્ફળ જ નીવડી હતી એમ જ કહેવું જોઇએ.'* અર્થાત્ આમાં આડકતરી રીતે અલાઉદ્દીને સિંધપર કરેલી ચઢાઇનો ઉલ્લેખ કરાયલો છે; પરંતુ 'તારીખે તાહિરી' નામક સિંધુદેશનો મુસ્લિમ મોર્રિખની લેખિનીથી લખાયલો ઇતિહાસ તો ઘોષણા કરીને કહી રહ્યો છે કેઃ 'ઇ. સ. ૧૨૯૫ ની લગભગમાં સુલ્તાન અલાઉદ્દીને સિંધુદેશપર ચઢાઇ કરીને સૂમરા રાજ્યકર્તાઓનો પૂર્ણ પરિપાત કરી નાખ્યો હતો અને તે ઘટના પછી અલ્પકાળમાં જ સિંધુદેશના રાજવંશનું પરિવર્તન થતાં રાજસત્તા સૂમરાવંશના હસ્તમાંથી નીકળી જઇને સમાવંશના હસ્તમાં આવી ગઇ હતી એટલે એથી સ્પષ્ટ જણાઇ આવે છે કે સૂમરાવંશની રાજસત્તાનો અંત આવી ગયો હતો.* અહીં એ ભેદને અવશ્ય સ્મરણમાં રાખી લેવાનો છે કે હિન્દુ સૂમરા રાજવંશનો તો ઇ. સ. ૧૩૦૦ ની લગભગમાં સુલ્તાન અલાઉદ્દીન ખૂનીના ખૂનીપણા-થી જ અંત થઈ ગયો હતો અને ત્યાર પછી જે ધર્મભ્રષ્ટ હિન્દુ અથવા મુસલ્માન થઈ ગયેલા સૂમરારાજવંશને અલાઉદ્દીને સિંધુદેશનો રાજ્યા-

---

*જુઓ Elliot's 'History of India as Told by Its Own Historians, vol. III, p. 337. ૨ જુઓ એ જ ગ્રંથનું vol I, p. 272.

ધિકાર સમર્પ્યો હતો તે ધર્મભ્રષ્ટ સૂમરારાજવંશના અધિકારમાં એકાવન વર્ષ પર્યન્ત રહ્યા. પછી જ સિંધુદેશની રાજસત્તા સમ્મારાજવંશના અધિકારમાં ચાલી ગઈ હતી અને ઇતિહાસમાં એનાં જેટલાં જોઇએ તેટલાં પ્રમાણો વિદ્યમાન છે. સિંધુદેશની રાજસત્તા સમાવંશના હસ્તમાં કેવા સંયોગોમાં તથા કેવી રીતે ગઇ હતી એ વિષયનો આપણી પ્રસ્તુત નવલકથામાં વર્ણવાયલી ઐતિહાસિક ઘટનાઓ સાથે કોઇ પણ પ્રકારનો તાત્કાલિક સંબંધ ન હોવાથી એ વિષયની ચર્ચા અહીં અનાવશ્યક છે.

દ્વિતીય મહત્ત્વનો પ્રશ્ન છે સૂમરારાજવંશના હિન્દુત્વનો અને તેમના ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન થવાના સમયનો; કારણ કે, બહુધા મુસ્લિમ ઇતિહાસલેખકોએ સિંધના સૂમરાઓને અરબસ્તાનમાંથી અરબ મુસ્લિમોના સિંધુવિજયની ઘટના પછી ત્યાંના સામ્રાહ ગ્રામના નિવાસી જે અરબો સિંધમાં આવીને વસ્યા હતા તે અરબોના વંશજો તરીકે ઓળખાવેલા છે; એટલે કે તેઓ હિન્દુ હતા જ નહિ અને પ્રથમથી જ મુસલ્માનો હતા એમ દર્શાવેલું છે. મીરઝા કલીચબેગ ફ્રેદૂનબેગ પોતાના 'A History of Sind' નામક ઇતિહાસગ્રંથમાં એક સ્થળે લખે છે કે: "સૂમરાજાતિ તથા તેમના સામ્રાહ નગરમાંથી થયેલા આગમનનો પૂર્વે ક્યાંક પ્રાસંગિક ઉલ્લેખ કરાયલો છે; અર્થાત્ કહેવાય છે કે તેઓ—સૂમરાઓ—હિજરી ચોથી સદી અને ઇસ્વીસનની દશમી સદીમાં ખલીફ઼ અબ્બાસીના રાજત્વકાળમાં તમીમનાં સંતાનો સાથે સિંધમાં આવ્યા હતા; એ તમીમનાં સંતાનોમાંથી બંધાયલી જાતિએ પછીથી 'તામીમ' નામ ધારણ કર્યું હતું. કેટલાક ઇતિહાસવેત્તાઓ એવા અનુમાન પર આવ્યા છે કે તે સમયથી સૂમરાઓનો થયેલો ઉદય જ્યાં સુધી તેમનો સમાઓના હસ્તથી પરિપાત થયો ત્યાં સુધી એટલે ૫૦૫ વર્ષ જેટલા કાળપર્યન્ત અવિચળ રહ્યો હતો......"* માત્ર એટલું જ નહિ; પણ અત્યારના એક સમયમાં હિન્દુ હોવા છતાં ધર્મભ્રષ્ટતાને સ્વીકારી અલાઉ-

* "There has been an occasional mention in some places above, of the tribe of Sumrahs, and their probable origine from the town of Samrah, from which place they are said to have emigrated to Sind in the fourth century of the Hijrah or tenth of the christian era, in the days of Khalif Mamun Abbasi, along with the children of Tamim, who subsequently took the name of Thamim for their tribe. It has been calculated by some historians that their ascendancy dates from that time, continues to their fall at the hands of Sammahs......"

Mirza Kalichbeg Fredunbeg's 'A History of Sind' vol. II., Part the First, pages 34–35.

દ્દીન ખિલ્જીના બળાત્કારથી મુસલ્માન થયેલા બહુસંખ્ય કચ્છી તથા સિંધી સૂમરાઓ પોતે પણ એમ જ માને છે કે: તેઓ પોતે અરબસ્તાનવાસિની કુરેશ નામક અરબજાતિના વંશજો છે અને તેમના પૂર્વજો હિંદુ હતા જ નહિ. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ ઇતિહાસોમાં જે પ્રમાણો મળી આવે છે તે પ્રમાણો તો સિંધના સૂમરાઓને આર્ય ક્ષત્રિય અથવા રાજપૂત હિંદુ જ સિદ્ધ કરી બતાવનારાં છે. આ રહ્યાં સૂમરાઓના હિંદુત્વનાં કેટલાંક પ્રમાણો:—

"સૂમરા કે જેમની સંખ્યા ૫૦૦ મનુષ્યો(સ્ત્રીતથા પુરુષો)ની છે તેઓ મુખ્યતઃ ભુજ તથા માંડવીમાં જ મળી આવે છે. તેઓ (સૂમરા નામક જે) હિંદુજાતિ સિંધુદેશમાં ઇ. સ. ૧૦૩૨ થી ૧૩૫૧ પર્યંત રાજ્ય કરતી હતી તે હિંદુજાતિના વંશજો છે."*

"..........અતુંગસિંધુદેશવાસિની સૂમરા નામક એક રાજપૂતજાતિએ તે પ્રદેશમાં પોતાની રાજસત્તાને સ્થાપી દીધી, પરંતુ તેમણે પોતાની સત્તાને ઉત્તુંગ સિંધુદેશ તથા મુલ્તાન પર્યન્ત વિસ્તારવાના કાર્યમાં નિષ્ફળતા જ મેળવી."†

કેટલાક સૂમરાઓ જેવી રીતે પોતાને અરબસ્તાનની કુરેશી નામક મુસ્લિમજાતિના વંશજો તરીકે ઓળખાવે છે તેવી જ રીતે કેટલાક સૂમરાઓ પોતાના મુખથી જ પોતાની ધર્મભ્રષ્ટતા અથવા પોતાના ઇસ્લામસ્વીકારનો જે ચમત્કારિક ઈતિહાસ સંભળાવે છે તે ચમત્કારિક ઇતિહાસને સાંભળતાં આપણે જાણી શકીએ છીએ કે અત્યારના સૂમરાઓના હિન્દુ પૂર્વજો ઇસ્વી સનની તેરમી સદીના અંતમાં અલાઉદ્દીન ખૂનીના અત્યાચારોના પંજામાંથી છટકવામાટે કચ્છમાં પલાયન કરી ગયા હતા અને કચ્છના નિવાસી થઇ ગયા પછી પણ કેટલાક કાળ પર્યન્ત તેઓ હિન્દુ જ કાયમ રહ્યા હતા. ત્યાર પછી એક વાર ઘટના એવી ઘટી કે પંદર સો સૂમરાઓ પોતાની જાતિના મુખી સાથે લખ-

* "Sumras, numbering 500 souls, are found chiefly in Bhuj and Mandvi. They are the descendants of the Hindu tribe who ruled in Sind from 1032 to 1351."

'Gazetteer of the Bombay Presidency,' vol. V. Cutch, 'Palanpur, and Mahi Kantha,' (1880) p. 99.

† "...the Sumras, a native Rajput tribe of Lower Sind established themselves in that region, but failed to extend their authority over Upper Sind and Multan."

'The Cambridge History of India' Vol III., Turks and Afghans; edited by Sir Wolseley Haig, K.C.I.E., C.M.G., C.B.E. (1928) page. 500.

પતની પૂર્વ દિશાયે આવેલા કચ્છના રણને ઓળંગી રહ્યા હતા તેવામાં તેમની પાસે પાણી ખૂટી જતાં તેઓ અસહ્ય તૃષાથી પીડાવા લાગ્યા. એ વેળાયે અચાનક બહાઉદ્દીન નામક એક મુસ્લિમ મહાત્મા રણમાં પ્રકટ થયા અને એક જ પાત્રમાંના જળથી તેમણે તે સર્વ સૂમરાઓની તૃષાને મટાડી દીધી. તે મુસ્લિમ મહાત્માના આવા અલૌકિક ચમત્કારને જોઇને વડસરમાં આવ્યા પછી તેમનો મુખી એટલે કે જામ પોતે તથા તેમની જાતિનાં સર્વ મનુષ્યો ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન થઇ ગયાં. ત્યાં તે મુસલ્માન થયેલા જામની કબ્ર અત્યારે પણ વિદ્યમાન છે અને ત્યાં પ્રતિવર્ષ તેના માનમાં એક મોટો મેળો પણ ભરાય છે.* અત્યારની કેટલીક હિન્દુમાંથી વટલીને મુસલ્માન થયેલી મુસ્લિમજાતિઓના ઇસ્લામ-સ્વીકારના સંબંધમાં પણ ભિન્નભિન્ન મુસ્લિમ ઔલિયાના આવા ચમત્કારો જ કારણીભૂત થવાની કથાઓ પ્રચલિત છે; પરંતુ ઇતિહાસનો આવી ચમત્કારિક કથાઓને માન્ય રાખવાનો ધર્મ ન હોવાથી નિષ્પક્ષપાત ઇતિહાસવેત્તાઓ તો એવા જ નિર્ણયપર આવ્યા છે કે હિંદુઓપર મુસલ્માનોના હસ્તથી થયેલા પૈશાચિક ધાર્મિક અત્યાચારોની ભયાનકતાને છુપાવવામાટે અને મુસ્લિમ ફકીરોના માહાત્મ્યને વધારીને હિન્દુઓને ઇસ્લામ પ્રતિ આકર્ષવામાટે પછીથી કેટલાક મુસ્લિમ ઔલિયાના ચમત્કારોની આવી કાલ્પનિક કથાઓ ચલાવવામાં આવી છે; એટલે કે તે સમયમાં ખરી રીતે તો તલ્વારની ધારથી જ હિન્દુઓને કુરાનના અનુયાયી બનાવવામાં આવ્યા હતા. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ આ કથામાં એટલું સત્ય તો અવશ્ય તરી આવે છે કે સિંધના સૂમરા ઇસ્વી સનની તેરમી સદીના અંત પર્યન્ત એટલે કે અલાઉદ્દીનના હસ્તથી સિંધના હિન્દુ સૂમરા રાજવંશનો પરિપાત તથા વિનાશ થતાં સૂધી તો હિન્દુ જ હતા અને ધર્મભ્રષ્ટ અથવા મુસલ્માન ન હોતા થયા; માત્ર એટલું જ નહિ, પણ પોતાની પુત્રીઓને જન્મતાંની સાથેજ દૂધપીતી કરી દેવાની (મારી નાખવાની) જે પ્રથા કેવળ સિંધ તથા કચ્છના સૂમરા તથા સમાજાતિના રાજપૂતોમાં જ પ્રચલિત હતી તે પુત્રીને જન્મતાંજ દૂધપીતી કરી દેવાની પ્રથા મુસલ્માન થઇ ગયા પછી પણ સૂમરાજાતિમાં અવિચલ રહી હતી અને એટલામાટે તેમનાપર જાપતો રાખવો પડતો હતો એ વાર્તા પણ તેમના હિન્દુત્વનેજ નિર્વિવાદ સિદ્ધ કરી બતાવનારી છે.† એ ઉપરાંત ઘોઘા તથા ચનેસરના રાજ્યા-

---

*જુઓ 'Gazetteer of the Bombay Presidency' vol.V., 'Cutch, Palanpur, and Mahi Kantha;' pages 99 and 100.

† "સુમડા (સૂમરા) સંખ્યા ૧૪૮૫. ઘણાખરા નવાનગર, મોરબી ને ધ્રોળમાં છે. એ અસલ સિંધના સુમડા રજપૂત જાતિના હતા તે મુસલમાની વખતમાં મુસલમાની ધર્મમાં વટલી ગયા. હાલમાં એ મજૂરી કરે છે ને કેટલાક

ધિકાર વિષયક કલહના કારણને દર્શાવતા રા. રા. મગનલાલ દલપતરામ ખખ્ખર જે.પી.ના લેખમાં એવું વિધાન કરાયલું છે કે: “...જ્યારે ભુંગર મરણ પામ્યો ત્યારે ગાદીનો હક મોટા દીકરા તરીકે ઘોઘાનો થતો હતો, પણ તે કાકાની દીકરી પરણેલો હોવાથી તેના ભાઇ ચનેસરને ગાદીએ બેસાડયો, પણ તે એવી શરતે કે જ્યારે દરબારમાં ઘોઘો આવે ત્યારે ચનેસરે તખ્ત ઉપરથી ઉઠીને સલામ કરવી.” ચનેસર માવડીઓ પુત્ર હતો. એટલે તેની માએ તેને સમજાવ્યું કે “તારે સલામ કરવાનું કંઈ કામ નથી.” પછી જ્યારે ઘોઘો દરબારમાં આવ્યો ત્યારે ચનેસર ઉભો થયો નહી, અને સલામ પણ કરી નહી. તેથી ઘોઘાએ ગુસ્સે થઇને ચનેસરનો પગ ખેંચી નીચે પટકયો ને પોતે ગાદીએ ચડી બેઠો, રાજ્યમાં પોતાની દુવાઇ ફેરવી અને રાજ્ય ચલાવવા માંડયુ.”* ઇત્યાદિ. અર્થાત્ અહીંથી વિગ્રહનો આરંભ થયો અને ચનેસર દિલ્લી જઇને અલાઉદ્દીનને પોતાના સહાયક તરીકે સિંધમાં લઈ આવ્યો, એ કથા તો આ નવલકથામાં અપાયલી છે. આમાં એક જ મુદ્દો મહત્ત્વનો છે, અને તે એ કે ઘોઘાએ પોતાની કાકાની દીકરી સાથે લગ્ન કરેલાં હોવાથી કેવળ તેના એટલા જ અપરાધમાટે તે યુવરાજ હોવા છતાં પણ તેના પિતાએ તેનો રાજ્યાભિષેક ન કરતાં દ્વિતીય કુમાર ચનેસરનો રાજ્યાભિષેક કર્યો હતો. આ વાર્તા સર્વથા અસત્ય હોવા છતાં અને સૂમરા રાજવંશના કોઇ વિરોધીએ ઘોઘાને ધર્મહીન વ્યભિચારી તથા ચનેસરને માવડિયો સિદ્ધ કરી સૂમરા રાજવંશની કીર્તિને કલંક લગાડવાનો જ આ પ્રયત્ન કરેલો હોવા છતાં એ દોષારોપ એવા પ્રકારનો કરવામાં આવ્યો છે કે એથી સૂમરાઓનું હિન્દુત્વ તો નિર્વિવાદ તથા નિઃસંશય સિદ્ધ થઇ જાય છે; કારણ કે, કાકા કે ફૂઇની દીકરી સાથે પરણવાનો નિષેધ હિન્દુધર્મશાસ્ત્રનો છે; કુરાન શરીફનો નથી; મુસ્લિમોમાં તો કાકાની દીકરી સાથેની શાદીને ઘણી જ ઉત્તમ માનવામાં આવી છે એટલે જો સૂમરાઓ હિન્દુ ન હોત, તો ઘોધાને, તેણે પોતાના કાકાની દીકરી સાથે લગ્ન કરવાના અપરાધમાટે, રાજ્યના અધિકારથી ભ્રષ્ટ કરી નાખવાનું તેના પિતા ભુંગરદેવને કાંઇ પણ કારણ હતું જ નહિ. અર્થાત્ એ અસત્ય આક્ષેપ પણ સૂમરાઓને હિન્દુ સિદ્ધ કરનારો હોવાથી એ નિંદકને પણ આપણે તો અત્યારે ધન્યવાદ જ આપવો જોઇએ.

---

ખલાસી છે. એમની સ્થિતિ સારી નથી. દીકરીને દૂધપીતી કરવાનો એમનામાં રિવાજ છે તેથી તેમના ઉપર ઘણો જાપતો રાખવામાં આવે છે.” “કાઠીઆવાડ સર્વસંગ્રહ’; પૃષ્ઠ ૧૧૬.

* જુઓ ‘ગુજરાતી’નો સં. ૧૯૭૫ નો દીપોત્સવી અંક; પૃષ્ઠ ૧૭૯૯.

હવે પ્રશ્ન એટલો જ અવશિષ્ટ રહે છે કે જો સૂમરાઓ હિન્દુ હતા તો તેઓ સૂર્યવંશી હતા કે ચંદ્રવંશી હતા અને તેમનો પૂર્વ ઇતિહાસ શો છે? એ પ્રશ્નના ઉત્તરમાં અત્યારે તો અમો એટલું જ જણાવીશું કે આપણા કચ્છના સમાવંશી જાડેજા રાજ્યકર્તાઓ પ્રમાણે સૂમરાઓ પણ ચંદ્રવંશી જ હતા; કારણ કે, 'સુમ' તથા 'સોમ' એ બન્ને ચંદ્રના જ પર્યાય શબ્દો છે અને એ શબ્દો સાથે જ 'સૂમરા' નામનો ઘનિષ્ટ સંબંધ રહેલો છે તેમ જ તેમનો કેટલોક પૂર્વ ઇતિહાસ પણ મળી આવ્યો છે; પણ તે અત્યારે સ્થાન તથા સમયના અભાવના કારણથી અહીં જ આપી શકાય તેમ નથી; તેનો વળી કોઇ વાર અન્ય પ્રસંગે પ્રકાશ કરવામાં આવશે અને તે પણ બનતાં લગી થોડા જ સમય પછી, એટલે અત્યારે તો પાઠકો તથા પાઠિકાઓએ સૂમરાજાતિના હિન્દુત્વનાં આટલાં પ્રમાણોથી જ સંતોષ માનવાનો છે.*

માત્ર કિંકેડ સાહેબે પોતાના 'Tales of Old Sind' નામક અંગ્રેજી ગ્રંથમાં લખેલી 'Dodo and Chanesar' નામક કથામાં સૂમરા ભૂપાલ ભુંગરદેવની રાજકુમારી તથા ઘોઘારાજની સહોદરા અને ચનેસરની વૈમાત્ર ભગિની લગી(પ્રસ્તુત નવલકથાની સુભગાદેવી)નો પાઠકવૃન્દને એક મહાબુદ્ધિમતી, વિચારશીલા, ન્યાયપરાયણા, ધર્મિષ્ઠા તથા વીરકન્યા તરીકે પરિચય કરાવ્યો છે; પરંતુ તેના કચ્છના જામ અબડાજી સાથે થયેલા વાગ્દાનવિધિ તથા લગ્નની ઘટનાનો ઉલ્લેખ નથી કર્યો અને એ ઉપરાંત ગુજરાતી ભાષામાં ૧ 'ગુજરાતી'ના સં. ૧૯૭૫ ના દીપોત્સવી અંકમાં; 'સ્વદેશ' પત્રના સં. ૧૯૮૧ ના દીપોત્સવી અંકમાં, 'કચ્છ દેશની જૂની વાર્તાઓ' નામક એક ગ્રંથમાં તથા 'કચ્છની રસધાર' નામક એક લઘુ પુસ્તકમાં અનુક્રમે 'જામ અબડો તથા સીંધની સુમરીઓ'; 'શૌર્યમૂર્તિ જામ અબડો અબડાણી,' 'અબડો અણુભંગ' અને 'એક ધર્મયુદ્ધ' શીર્ષક જે કથાઓ સિંધી ભાષામાં રચાયલી શાહ અબ્દુલ્લતીફ ભિટાઇની કાવ્યમય કથાના આધારે ને હસ્તલિખિત પુસ્તકોના આધારે લખવામાં આવી છે તેમાંની કોઇ પણ કથામાં રાજ-

---

* સૂમરા આવી રીતે હિન્દુ હોવા છતાં કેટલાક સૂમરા પોતાને અરબસ્તાનના કુરેશીઓના વંશજ માને છે તેનું કારણ એ છે કે સૂમરાઓના ઇસ્લામસ્વીકારની ઘટના પછી અરબોના સિંધુવિજયના સમયથી સિંધમાં આવીને વસેલા કેટલાક કુરેશી અરબોએ મુસલ્માન સૂમરાની કન્યાઓ સાથે લગ્ન કર્યાં હતાં અને તે અરબો પણ સૂમરાજાતિમાં ભળી ગયા હતા એટલે તેમના વંશજ સૂમરા પોતાને અરબ કુરેશીઓના વંશજ તરીકે ઓળખાવે એ સ્વાભાવિક છે. અર્થાત્ અત્યારની મુસલ્માન સૂમરા જાતિ તે હિન્દુમાંથી વટલીને મુસલ્માન થયેલા સૂમરા તથા તેમની સાથે પછીથી ભળી ગયેલા અરબ પિતા તથા સૂમરી માતાના વંશજ સૂમરાના સંગમરૂપ મિશ્રજાતિ છે.

કુમારી ભગી અથવા સુભગાદેવીનો જ જ્યાં કશો ઉલ્લેખ નથી ત્યાં પછી તેના જામ અબડાજી સાથે થયેલા શરીરસંબંધનો ઉલ્લેખ તો ક્યાંથી જ હોય વારુ ? પરંતુ મારા સિંધુદેશનિવાસના સમયમાં મેં ઘોઘા તથા ચનેસરની જે કથા જૂદા જૂદા મનુષ્યોના મુખથી સાંભળી હતી તેમાં એ રાજકુમારી ભગીનો પણ પરિચય કરાવવામાં આવ્યો હતો અને તેના જામ અબડાજી, અબડાણી અથવા અબડાજી અભંગ સાથેના લગ્નનો પ્રસંગ પણ વર્ણવાયલો અત્યારે પણ મારા સ્મરણમાં છે અને તેથી જ પ્રસ્તુત નવલકથામાં મારી એ સાંભળેલી કથાનો યોગ્ય પરિમાણમાં ઉપયોગ કરીને એ વીરકન્યા તથા આપણી કથાના વીર નાયક જામ અબડાજી અભંગને છેક છેલ્લી ઘટિકાયે લગ્નગ્રંથિવડે બંધાયલાં દેખાડવામાં આવ્યાં છે. અર્થાત્ ઘોઘો તથા ચનેસર અને જામ અબડાજી અભંગ વિષયક એ પ્રકાશિત થયેલી સંક્ષિપ્ત કથાઓમાં કેટલીક ઘટનાઓ સમાન તો કેટલીક ઘટનાઓ ભિન્નસ્વરૂપિણી અથવા પરસ્પર વિરોધિની પણ હોવાથી અને મૂળ સિંધી ભાષામાં એ કથા ગમે તેવા નિષ્પક્ષપાતી અને સૂફી મહાત્મા હોવા છતાં એક મુસ્લિમ મહાત્માની લેખિનીથી લખાયલી હોવાથી સ્વાભાવિક જ સૂમરા રાજપૂતો અથવા હિન્દુઓની વીરતા તથા કુલાભિમાનિતાને લાંછન લાગે એવી ઘટનાઓ પણ તેમાં વર્ણવાયલી છે. ઉદારણ તરીકે ચનેસરને બહુધા એ સર્વ કથાઓમાં આપણે પોતાના રાજવંશની રૂપસુંદરી સૂમરીઓના મોહમાં અલાઉદ્દીનને લપટાવતો અને પોતાની સંબંધિની સ્ત્રીઓને, અરે પોતાની વૈમાત્ર ભગિનીને પણ અલાઉદ્દીનની શય્યાભાગિની કરીને રાજ્યાધિકારને પ્રાપ્ત કરી લેવાની કુચેષ્ટા કરતો એક નીચાદપિનીચ મનુષ્ય અથવા નરદેહધારી ષંઢના સ્વરૂપમાં જ જોઈ શકીએ છીએ; પરંતુ તેમાં પણ ચનેસરના વાસ્તવિક વીર સ્વભાવનો એક સ્થળે એવો અચિંત્ય પ્રકાશ પડી ગયો છે કે તે ચનેસરના સંબંધમાં રચાયલી હીનતાની એ ઇમારતને એકદમ તોડીને જમીનદોસ્ત્ કરી નાખે છે. તે ઘટના એ છે કે જ્યારે ઘોઘારાજ યુદ્ધમાં વીરગતિને પ્રાપ્ત થયા પછી અલાઉદ્દીનના એક સર્દારે તેના શબને લત્તાપ્રહાર કરવાની મહાનીચતા દર્શાવી ત્યારે તેના ક્રોધનો અવધિ થઇ ગયો અને એક હિન્દુદ્રોહી મુસ્લિમ સુલ્તાનને પોતાના સહાયક તરીકે પોતાના દેશમાં લઈ આવવામાં થયેલો પોતાનો પ્રમાદ તેનાં જોવામાં આવતાં તેણે પોતાના બંધુના મૃતદેહને લત્તાપ્રહાર કરનાર નીચ મુસ્લિમ સર્દારને તે સ્થળે ને તે પળે જ કતલ કરી નાખ્યો અને તે પોતે પણ અલાઉદ્દીનની આજ્ઞાથી અફગાનોની તેગોના પ્રહારોથી વીરગતિને પ્રાપ્ત થઈ ગયો. જે ચનેસર જેને તેણે પોતાના રાજ્યાધિકારને છીનવી લેનાર શત્રુ જ માની લીધો હતો તે શત્રુ બંધુના મૃતદેહના વિધર્મી સર્દારના હસ્તથી થયેલા અપમાનને

પણ ન સાંખી શક્યો તે ચનેસર પોતાની ભગિની તથા પોતાના રાજવંશની અન્યાન્ય સુંદરીઓની પવિત્રતાને રાજ્યપ્રાપ્તિમાટે વેચી નાખવાને તૈયાર થાય એ સંભવનીય છે ખરું કે ? અર્થાત્ ચનેસરે અલાઉદ્દીનને પોતાના સહાયક તરીકે સિંધુદેશમાં લઇ આવવાનો અક્ષમ્ય પ્રમાદ અવશ્ય કર્યો હતો; પરંતુ અલાઉદ્દીનને પોતાની વૈમાત્ર ભગિની સુભગાદેવી તથા અન્યાન્ય રાજવંશી સૂમરીઓના લોભમાં ન હોતો લપટાવ્યો એ વાર્તા તેની પોતાની જ એ કથાઓમાં વર્ણવાયલી એ એકમાત્ર વીરકૃતિના યોગે સિદ્ધ થઇ જતી હોવાથી એ વિષયની અધિક ચર્ચા સર્વથા અનાવશ્યક છે. જો ચનેસર જીવિત રહ્યો હોત અને તેને તેની ઇચ્છા અનુસાર અલાઉદ્દીનની સહાયતાથી સિંધુદેશનો રાજ્યાધિકાર મળી ગયો હોત, તો કદાચિત્ તે સુલ્તાન અલાઉદ્દીનના માંડલિકત્વને સ્વીકારી લેત તેમ જ તેના ઉપકારનો બદલો ધનથી પણ વાળી આપત; પરંતુ તે વીર નર પોતાની વૈમાત્ર ભગિની તથા રાજકુલની અન્યાન્ય સૂમરીઓને અલાઉદ્દીનના હસ્તમાં સમર્પી દેવાની તથા ઇસ્લામને સ્વીકારીને પોતાના હિન્દુધર્મથી ભ્રષ્ટ થવાની ષંઢતા અથવા નપુંસકતા તો ન જ દર્શાવત, એ વાર્તા નિઃશંક તથા નિર્વિવાદ માની લેવાની છે; કારણ કે જો એમ ન હોત, તો પોતાના જે બંધુને તે પોતે જ મારી નાખવાની ઇચ્છા ધરાવતો હતો તે બંધુ ઘોઘારાજના શબના અપમાનને ન સાંખી શકવાથી તેણે મોઢામાં આવી પડેલા કોળિયાને પોતાની ઇચ્છાથી જ પાછો ન કાઢી નાખ્યો હોત અને સર્દાર હુસેનખાંને ઘોઘારાજના શબને લત્તાપ્રહાર કરવાના* અપરાધમાટે કંઠસ્નાન કરાવીને પોતાના અકાળ મૃત્યુને પોતે જ બોલાવી લેવાની ધૃષ્ટતા ન દર્શાવી હોત. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં મુસલ્માનોની રચેલી કથાઓમાં ચનેસરને પોતાની ભગિની તથા અન્યાન્ય સૂમરીઓને પોતે જ અલાઉદ્દીનના જનાનખાનામાં મોકલવાને તત્પર દેખાડવામાં આવ્યો છે તે કેવળ એક હિન્દુવીરની કાલ્પનિક ષંઢતાને દર્શાવવામાટે અને અલાઉદ્દીનને આ વિષયમાં નિર્દોષ સિદ્ધ કરવામાટે એમ કોઇ પણ વિચારશીલ મનુષ્ય આ વિવેચન વાંચ્યા પછી કહી શકે તેમ

---

* રા. મગનલાલ દલપતરામ ખખ્ખરના 'ગુજરાતી'ના સં. ૧૯૭૫ના દીપોત્સવી અંકમાંના લેખમાં ઘોઘાના શબને સુલ્તાન અલાઉદ્દીને પોતે જ લાત મારી હતી અને તેથી ચનેસર તેને પોતાને જ મારવાનો પ્રયત્ન કરતાં અફગાનો સાથે વીરતાથી લડીને વીરગતિને પ્રાપ્ત થયો હતો એમ દર્શાવવામાં આવ્યું છે; પરંતુ મેં સાંભળેલી કથાઓમાં તેમ જ અન્ય છપાયલી કથાઓમાં એ લાત મારનાર અલાઉદ્દીનનો એક સર્દાર હોવાથી અને તે અધિક સંભવનીય ભાસવાથી પ્રસ્તુત નવલકથામાં ઘોઘાના શબને લાત મારનાર તરીકે અલાઉદ્દીનના સર્દાર હુસેનખાનને જ દેખાડવામાં આવ્યો છે.

છે; માત્ર એટલુંજ નહિ, પણ આ ઘટના પછી પાંચ વર્ષે જ સુલ્તાન અલાઉદ્દીને ચિત્તોડના મહારાણાની પત્ની પદ્મિનીના હસ્તની યાચના કરીને અને મેવાડમાં અકારણ ઉપદ્રવના અગ્નિને પ્રજળાવીને પોતાની હવસપરસ્તી અથવા નફ્સપરસ્તીનો વિશ્વને જે પરિચય કરાવ્યો હતો તે ઇતિહાસવેત્તાઓ સારી રીતે જાણતા હોવાથી 'સ્થાલીપુલાકન્યાય'થી સુલ્તાન અલાદ્દીન બહાદુર(?)ની ઇન્દ્રિયલોલુપતાની તેમનાથી તત્કાળ કલ્પના કરી શકાય એમ છે એટલે એના અધિક વિવેચનની આવશ્યકતા છે જ નહિ. જો અલાઉદ્દીન ઇન્દ્રિયલોલુપ ન હોત, તો કેવળ સુભગાદેવી તથા અન્ય સૂમરીઓને હસ્તગત કરવામાટે જ કચ્છમાં આવીને નવીન ઉપદ્રવ કદાપિ ન મચાવત; કારણકે, ચનેસર પ્રમાણે કચ્છમાં તો તેને કોઇએ બોલાવ્યો જ ન હોતો.

સુલ્તાન અલાઉદ્દીન કેટલી સીમા પર્યન્ત અસંયમશીલ, ઇન્દ્રિયલોલુપ, અત્યાચારી તથા જાંગલ સ્વભાવનો મનુષ્ય હતો એના ઇતિહાસમાં અસંખ્ય પ્રમાણો વિદ્યમાન છે; તેના સંબંધમાં પ્રખ્યાત નિષ્પક્ષપાતી ઇતિહાસવેત્તા વિન્સેન્ટ એ. સ્મિથનો જે અભિપ્રાય છે તે આ ઉપોદ્ઘાતના આરંભક પૃષ્ઠ સમક્ષ આપવામાં આવ્યો છે અને જેમને એ વિષયનાં વિશેષ પ્રમાણોને જોવાની ઇચ્છા હોય, તેમણે હિન્દુ અથવા યૂરોપીયન્ ઇતિહાસલેખકોના અભિપ્રાયમાં જો તેમનો વિશ્વાસ કદાચિત્ ન પણ બંધાય, તો એક અત્યંત પ્રતિભાસંપન્ન, યોગ્યતાવાન્ તથા સત્યવક્તા મુસ્લિમ મોરિંખ તરીકે માન્ય રખાયલા જિયાઉદ્દીન બરની અથવા બરાનીના ફ્રાર્સી ભાષામાં લખાયલા ઇતિહાસગ્રંથનું જ તેમણે નિરીક્ષણ કરી લેવું એટલે સુલ્તાન અલાઉદ્દીનના હૃદયના પ્રસ્તુત નવલકથાના ૯મા પ્રકરણમાં દર્શાવાયલા દિગંબર સ્વરૂપનું તેમને પર્યાપ્ત પરિમાણમાં દર્શન થઇ જશે, અને એ રહસ્ય તેમના જાણવામાં આવી જશે કે કેટલાક ધર્માંધ મુસ્લિમ ભાઇઓ જો એ સુલ્તાને ભારતીય હિન્દુધર્મ તથા હિન્દુજાતિના વિનાશના અમાનુષ ઘોર અત્યાચારો દ્વારા ભયંકર પ્રયત્નો કરેલા હોવાથી તેના એ અત્યાચારોને જ તેના ગુણો તરીકે સ્વીકારીને તેને એક બેનમૂન મુસ્લિમ સુલ્તાન તરીકે સ્વીકારવાનો તથા મુહમ્મદ કાસિમ તેમ જ ઓરંગઝેબ પ્રમાણે તેની જયંતીને પણ ઊજવવાનો ધર્મોન્માદ દર્શાવે, તો તે એક જૂદી વાત છે; પણ વિચારશીલ તથા સાચા મુસલ્માનો તો પોતાને સિકંદર સાની તરીકે ઓળખાવનાર, પોતાના નવા મજહબને સ્થાપીને પયગંબર થવાની આકાંક્ષા ધરાવનાર, કેવળ સ્વાર્થસિદ્ધિને જ પોતાનો ખરો મજહબ માનનાર અને જ્યાં પોતાના સ્વાર્થની સિદ્ધિનો તેમ જ પોતાની નફ્સાની ખ્વાહિશોને પૂરી કરવાનો પ્રશ્ન આવીને ઊભો રહે ત્યાં મજહબનાં ફર્માનોને ખીંટીયે ભેરવીને ગમે તેવા અજીમ ગુનાહો કરવાને તૈયાર થઇ જનાર,

શરાબી અને જેણે તખ્તો તાજમાટે પોતાના મેહરબાન કાકાના ખૂનથી પોતાના હાથોને રંગતાં મજહબના ફર્માનનો લેશમાત્ર પણ ભય રાખ્યો ન હોતો તે સુલ્તાન અલાઉદ્દીનમાટે કોઇ પણ પ્રકારના અભિમાનને દર્શાવવાનું સાહસ કરે એવી અમારી પોતાની તો લેશમાત્ર પણ માન્યતા નથી; કારણ કે, કોઇ પણ મનુષ્ય કેવળ મુસલ્માન હોવાથી જ આદર્શ તરીકે સિદ્ધ નથી થતો અને એ જ નિયમ હિન્દુઓને પણ એટલા જ પરિમાણમાં લાગૂ પડે છે. મનુષ્યના સદ્ગુણો જ મનુષ્યને ફરિસ્તા તરીકે ઓળખાવે છે અને મનુષ્યના દુર્ગુણો જ મનુષ્યને શયતાન અથવા હયવાનની હારમાં બેસાડી દે છે. એક ઉર્દુ કવિએ સત્ય જ કહ્યું છે કે:—

"જુનૂં હય્ ખ્બ્ત હય્ તકદીરસે નાહક ઝગડ્તે હયઁ;
હમ્ આપ્ હી અપને હી કરનેસે બનતે ઔર બિગડ્તે હયઁ!"

અસ્તુ: હવે જે એક અન્ય વિષયના નિરાકરણની અહીં આવશ્યકતા છે તે પ્રસ્તુત નવલકથામાં અમુક પ્રકારની ઉત્તમ ભૂમિકા ભજવતી બે કાયસ્થ દેવીઓનો તથા કાયસ્થ જાતિનો વિષય છે. હિન્દુસ્થાનમાં મુસ્લિમ રાજસત્તાની સ્થાપના થયા પછી પણ પ્રથમથી જ મુસ્લિમ રાજ્યકર્તાઓના દર્બારમાં વસૂલાતખાતાના અધિકારીઓ તથા એવાં જ બીજાં ખાતાંમાં સારી સારી પદવીઓ ધરાવનારા કાયસ્થો જ હતા; અર્થાત્ રાજસેવા એ જ કાયસ્થોનો જન્મજાત વ્યવસાય હતો અને યુગધર્મ અનુસાર કેટલાક પરિમાણમાં તેમનો એ વ્યવસાય અત્યારે પણ અબાધ્ય છે. પ્રથમ તેમની વસતી ઉત્તરહિન્દુસ્થાનમાં જ અધિક હોવાથી અને ત્યાં જ તેઓ મુસ્લિમ શાહી દર્બારમાં સારા ઓહદા ધરાવતા હોવાથી ગુજરાતમાં પણ તેમને બહુધા ઇ. સ. ૧૫૭૩–૧૫૮૩ની લગભગમાં જ્યારે ગુજરાત દેશ મુગલ સામ્રાજ્યનો એક વિભાગ થઇ ગયો ત્યારે મુસ્લિમ વિજેતાઓ જ લઈ આવ્યા હતા અને ગુજરાતમાં આવ્યા પછી પણ તેઓ પ્રથમ મુગલ સમ્રાટ્ના વસૂલાતખાતામાં મુત્સદી તથા મજમુદાર તરીકે અને ત્યાર પછી બ્રિટિશ સત્તાના સમયમાં પણ ઠેઠ ઇ. સ. ૧૮૬૮ પર્યન્ત મુત્સદી તથા મજમુદાર તરીકે કાર્ય કરતા રહ્યા હતા. વડોદરા અઠ્ઠાવીસીમાં તો ઠેઠ ઇ. સ. ૧૮૯૫ પર્યન્ત એ અધિકારો કાયસ્થોના હસ્તમાં જ હતા અને કચ્છમાં પણ અત્યાર સુધી રાજકર્મચારીઓમાં કાયસ્થો અગ્રસ્થાને હતા* એ સર્વ કોઈ સારી

* "*Kayasths*, numbering 2,246 (1901), including 1,247 males and 999 females, are found in small numbers in all parts of Gujarat. They belong to the great writer caste of the same name in Northern India, and appear to have been brought into Gujarat by the Muhammedan conquerors at the close of the sixteenth century when (A. D. 1573-1583) Gu-

રીતે જાણે છે, એટલે વિશેષ વિવેચન નિરર્થક છે. અર્થાત્ સુલ્તાન અલાઉદ્દીનના શાસનકાળમાં પણ કાયસ્થજાતિના પુરુષો રાજ્યના ભિન્ન ભિન્ન ખાતાંમાં રાજકર્મચારીઓ તરીકે નિયુક્ત હોવાથી અને અન્ય હિન્દુઓ કરતાં કાયસ્થ રાજકર્મચારીઓની સંખ્યા અધિક હોવાથી અલાઉદ્દીને હિન્દુ રાજકર્મચારીઓમાટે નિર્માણ કરેલા નિયમો કાયસ્થોને પણ તેઓ હિન્દુ હોવાથી પાળવા પડે એ સર્વથા સ્વાભાવિક હોવાથી મુસ્લિમ રાજસત્તાના સમયમાં હડધૂત થતી હિન્દુજાતિના રાજકર્મચારીઓની પત્નીઓ તરીકે રાજનિયમ અનુસાર અતિથિશાળામાં માયાદેવી તથા હંસી નામક બે કાયસ્થ દેવીઓને દાસીઓનાં કાર્ય કરતી દેખાડવામાં આવી છે. એ દેવીઓને આવા સ્વરૂપમાં દેખાડવામાં કાયસ્થજાતિની પ્રતિષ્ઠાને કોઇ પણ પ્રકારની હાનિ પહોંચાડવાનો લેખકનો લેશમાત્ર પણ આશય નથી અને તે કાયસ્થ રમણી માયાદેવીના "એમ તો થોડાઘણા પરિમાણમાં લગભગ સઘળી જાતિયોના હિન્દુઓ સુલ્તાનની નોકરીમાં જોડાયલા હશે; પરંતુ કાયસ્થો તથા તે જાતિયોની લોકસંખ્યાને સરખાવી જોતાં તેમની સંખ્યા શાહી નોકરીમાં નહિવત્ છે એમ જ દેખાય છે; કારણ કે, તે સર્વ જાતિયોના પ્રધાન વ્યવસાયો બીજા છે અને કાયસ્થ જાતિનો તો સરકારી નોકરી અથવા રાજસેવા જ પ્રધાન વ્યવસાય છે. હિન્દુસમાજની આ એક વિશેષતા છે કે તેનામાં અમુક એક ધંધો વંશપરંપરાથી કરનારી જાતિઓ જ છે."* આ ઉદ્ગારો તેમજ "......સત્યના સમર્થનમાટે મારે કહેવું જ જોઇએ કે કાયસ્થ જાતિના કે બીજી જાતિયોના જે હિન્દુ અમલદારોની સ્ત્રીઓ મુસલ્માન અમલદારોનાં ઘરોમાં આ નિયમ અનુસાર આવતી જતી

---

jarat became part of the Mughal Empire. "Under the arrangements introduced by the emperor Akbar, Surat was placed in a special position. The city and neighbouring districts were administered by *mustadis* or clerks of the crown, who held directly from the court of Delhi, and were not subordinates to the viceroy of Gujarat. Though the governor of the city does not seem ever to have been a Kayasth, the work of collecting the revenues of the *aththavisi* or twenty-eight divisions subordinate to Surat was entrusted to Kayasths. Till A. D. 1868 in the English villages, and up to the recent times (A. D. 1895) in the Baroda *aththavisi* villages the sub-divisional accountants or *majmuudars* were mostly Kayasths." (1) In the Cutch state, to this day, most of the state officials are Kayasths."

R. E. Enthoven's 'The Tribes and castes of Bombay'; vol. II, p. 184. (1) Bom. Gaz., vol. IX, part I, p. 60.

* જુઓ પ્રસ્તુત નવલકથાનું પૃષ્ઠ ૬૭ મું.

થાય છે તેમનામાંની કેટલીક સ્ત્રીઓ ધન આદિકનાં પ્રલોભનમાં પડીને......"† સારાંશ કે, તે સમયમાં સર્વ હિન્દુ રાજકર્મચારીઓના ગૃહની સ્ત્રીઓની આવી જ દુર્દશા હતી. આ સ્પષ્ટીકરણ એટલામાટે કરવામાં આવ્યું છે કે જે સુશિક્ષિત તથા બુદ્ધિમતી કાયસ્થજાતિમાટે અમારા હૃદયમાં સંપૂર્ણ સન્માન વસી રહ્યું છે તે કાયસ્થજાતિનાં માન્યવર સ્ત્રીપુરુષોનાં હૃદયોમાં અમારામાટે કોઇ પણ પ્રકારની વિપરીત કલ્પનાનો આવિર્ભાવ ન થવા પામે અને અમારી વિમલ ભાવનાને તેઓ જાણી શકે. આવી વિપત્તિઓના વમળમાં પણ કાયસ્થો પોતાના હિન્દુત્વને અવિચલ રાખી શકયા હતા અને અદ્યાપિ પોતાના હિન્દુત્વને અવિચલ રાખી રહ્યા છે એ તેમની દૃઢતામાટે અવશ્ય તેઓ કોટિશઃ ધન્યવાદના અાધિકારી છે.

અંતે પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાના સંબંધમાં આપણા મુસ્લિમ બિરાદરો વળી પાછા કાંઈ આક્ષેપો ન કરી બેસે એટલામાટે મારે એ વાર્તા જણાવવી જ જોઇએ કે ઐતિહાસિક નવલકથાના લેખનમાં કલાના વિકાસમાટે ઐતિહાસિક વાસ્તવિકતાનો ભોગ આપી દેવાની પદ્ધતિને જેમ હું ઇષ્ટ નથી માનતો તેમ હિન્દુ મુસ્લિમ—ઐક્યની (અત્યારે તો કાલ્પનિક સૃષ્ટિ સમાન મિથ્યા તથા અસંભવનીય જણાતી) સિદ્ધિમાટે પણ ઐતિહાસિક સત્યનું બલિદાન આપી દેવાની પદ્ધતિને પણ અનિષ્ટ જ માનું છું; માત્ર એટલું જ નહિ, પણ મુસ્લિમો વિરુદ્ધ હિન્દુઓના વિપરીત અભિપ્રાયને કેળવવામાટે ઇતિહાસમાં અસત્યનો આવિર્ભાવ કરવાને તો હું મહાપાતક માનું છું અને તેથી મારી ઐતિહાસિક નવલકથાઓ ઐતિહાસિક ઘટનાઓને તંતોતંત વળગી રહીને અને જ્યાં ભિન્નભિન્ન મતો દૃષ્ટિગોચર થતા હોય ત્યાં વિચારપૂર્વક અધિક સંભવનીય ઘટનાને સ્વીકારીને જ લખાય છે એટલામાટે પ્રસ્તુત નવલકથા અથવા મારી અન્ય ઐતિહાસિક નવલકથાઓ ઉપર હિમાકતબેગની તકિયાકલામ પદ્ધતિને અનુસરીને પ્રમાણહીન આક્ષેપો કરવાને બદલે જો અમારા આકિલો આમિલ મુસ્લિમ લેખકો અમો જે જે આધારભૂત વિવિધ ભાષાઓના ગ્રંથોની સૂચિ અમારી નવલકથાઓમાં આપીએ છીએ તે સર્વ ગ્રંથોનું નિષ્પક્ષપાત બુદ્ધિથી પરિશીલન કર્યા પછી જ સપ્રમાણ આક્ષેપ કરવામાટે કમર કસીને બહાર પડશે, તો તેમનો અમારાપર તેમ જ હિન્દુસ્થાનના મુસ્લિમ શાસનના ઇતિહાસપર મોટો ઉપકાર થશે. અત્યારે તો શહનશાહ ઔરંગઝેબની પાકજાદ ફરિશ્તાખસ્લત શાહજાદી ઝેબુન્નિસાએ તેને પોતાને અકારણ બદનામ કરનારા ગીબતખોરોના સંબંધમાં નિરાશાપૂર્વક જે—

† જુઓ પ્રસ્તુત નવલકથાનું પૃષ્ઠ ૬૮ મું.

"કુસમ બઅકબયે હાજાતો અહમદે મુર્સલ;
કિ પાકબાજીયે મન્ બાઇસે ગુનાહ મનસ્ત !*"

આવા પ્રકારના ઉદ્ગારો કાઢયા હતા તેવી રીતે મારા મુસ્લિમ આક્ષેપકો અથવા વિરોધીઓના પ્રમાણહીન તથા પ્રલાપરૂપ આક્ષેપોને જોઇને મારે પણ એવા જ ઉદ્ગારો કાઢવા પડે છે કે:–

"કુસમ બઅકબયે હાજાતો અહમદે મુર્સલ;
કિ રાસ્તબાજીયે મન્ બાઇસે ગુનાહ મનસ્ત !†"

અંતે પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાનું શાંતિપૂર્વક વાચન કરી લીધા પછી હિન્દુધર્મ તથા હિન્દુજાતિના પરમશત્રુ વિધર્મીઓની સહાયતાથી સ્વાર્થને સિદ્ધ કરવાની હિન્દુઓની આશા કેટલી સીમાપર્યન્ત નિરાશાજ સિદ્ધ થાય છે અને વિધર્મીઓના હસ્તથી હિન્દુધર્મ, હિન્દુજાતિ, તથા હિંદુઓની જનની જન્મભૂમિનો કેવા ભયંકર સ્વરૂપમાં સર્વનાશ થઇ જાય છે; એ ત્રિકાલાબાધ્ય સત્યને તથા આ–

"હિન્દૂકે સરપે વાર હય મુસ્લિમકે બૂટકા;
ફૂલ પા રહે હયઁ હિન્દુ યે આપસકી ફૂટકા !"

વેદમંત્ર તુલ્ય કવ્યુક્તિને નિરંતર સ્મરણમાં રાખીને હિન્દુસંગઠનના પુરસ્કારક થવાની હિન્દુત્વાભિમાની પાઠકો તથા પાઠિકાઓને નમ્ર પ્રાર્થના કરીને તથા કેટલાંક અનિવાર્ય સાંસારિક કારણોથી પ્રસ્તુત ભેટના પ્રકાશનમાં થયેલા એક પક્ષ જેટલા વિલંબમાટે પાઠકો તથા પાઠિકાઓની ક્ષમાને યાચીને પરમાત્માના ગુણાનુવાદપૂર્વક પ્રસ્તુત દીર્ઘ ઉપોદ્ઘાતને સમાપ્ત કરીને લેખિનીને વિશ્રાંતિ આપવાની હું આજ્ઞા ઇચ્છીશ. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

મુંબઈ, વિક્રમાર્ક ૧૯૮૫<br>પૌષ, શુક્લા દ્વિતીયા;<br>તા૦ ૧૩ મી જાન્યુઆરી,<br>૧૯૨૯, રવિવાર

ઠક્કુર નારાયણ વિસનજી

* "સોગંદ છે પરવરદિગાર અને તેના રસૂલ–પયગંબર સાહબ–ના કે મારી પાકબાજી અથવા પવિત્રતા જ મારા અપરાધનું કારણ છે."

† "સોગંદ છે પરમાત્મા અને તેના રસૂલ વેદવિધાયક ઋષિયોના કે મારી રાસ્તબાજી અથવા ઐતિહાસિક સત્યવાદિતા જ (કેટલાક પક્ષપાતી મુસ્લિમ બિરાદરોની આંખોમાં) મારા અપરાધનું કારણ થઇ પડી છે." છતાં પણ અમો જ્યાં સુધી સત્યવાદિતાના જ પક્ષપાતી તથા ઉપાસક છીએ ત્યાં સુધી અમારા હૃદયમાં કોઇ પણ પ્રકારની ભીતિનો આવિર્ભાવ નથી થવાનો તે નથી જ થવાનો.

"કચ્છના કેસરી અથવા ઘોઘો અને ચનેસર" નામક ઐતિહાસિક નવલકથામાં જે ઐતિહાસિક તથા અન્ય ગ્રંથોનો આધાર લેવામાં આવ્યો છે તે ગ્રંથોની

# સૂચી

## ફારસી ગ્રંથો


૧ તારીખે ફીરોજશાહી.

૧ તારીખે તાહિરી.


## અંગ્રેજી ગ્રંથો


1 Gazetteer of the Bombay Presidency, vol. V. Cutch, Palanpur, and Mahi Kantha (1880).

2 A History of Sind, by Mirza Kalichbeg Fredunbeg, Deputy Collector, Nausharo, Hyderabad District (1900).

3 The Cambridge History of India, vol. III., Turks and Afghans; edited by Sir Wolseley Haig' K.C.I.E.,C.S.I., C.B.E. (1928).

4. History of Sind, by R.B. Bulchand Dayaram (1920)

5. Sind, A Re-interpretation of the Unhappy Valley, by J. Abbot, I. C. S., B. A. (Oxon) 1924.

6. Narrative of A visit to the court of Sinde at Hyderabad on the Indus; with a Sketch of the History of Cutch etc., by James Burnes K. H. LL. D. F. R. S., &c. Bombay Army (1839).

7. Personal Observations on Sindh, by T. Postons, M. R. A. S. (1843).

8. Cutch or Random Sketches, by Mrs. Postons (1839)

9. A Pageant of India, by Adolf Waley (1927).

10. Tales of Old Sind, by C. A. Kinkaid, C. V. D., I. C. S. (1922).

11. The Tribes and Castes of Bombay, by R. E. Enthoven. 3 vols. (1922).

12. Sind Revisited, by Richard F. Burton. (Two Volumes) (1877).

## મરાઠી ગ્રંથ

૧ રા. ગોવિંદ સખારામ સરદેશાઈ બી. એ. કૃત 'મુસલ્માની રિયાસત' ભાગ ૧ લા, આવૃત્તિ તિસરી (૧૯૨૭).

## ગુજરાતી પુસ્તક, પુસ્તિકા તથા લેખો

૧ 'ગુજરાતી'ના સં. ૧૯૭૫ ના દીપોત્સવી અંકમાં રા. રા. મગનલાલ દલપતરામ ખખ્ખર જે.પી.ની લખેલી 'જામ અબડો તથા સીંધની સુમરીઓ' શીર્ષક ઐતિહાસિક કથા.

૨ 'સ્વદેશ' પત્રના સં. ૧૯૮૧ ના દીપોત્સવી અંકમાં શ્રી રણધીર વર્માનો 'શૌર્યમૂર્તિ જામ અબડો અબડાણી, અબડો—અણભંગ' શીર્ષક લેખ.

૩ 'સ્વદેશ'ના સં. ૧૯૮૩ ના દીપોત્સવી અંકમાં શ્રી રણધીર વર્માનો 'પ્રતાપી જાડેજા કુડધરજી ઉર્ફે મોડ પીર' શીર્ષક લેખ.

૪ કવિ ગૌરીશંકર જયશંકર વોરા સાતકૃત 'કચ્છ દેશની જૂની વાર્તાઓ' નામક ગ્રંથમાં અપાયલી 'અબડો અણભંગ' શીર્ષક કથા.

૫ રા. જયરામદાસ જેઠાભાઈ નેગાંધીકૃત 'કચ્છની રસધાર' નામક પુસ્તિકામાં અપાયલી 'એક ધર્મયુદ્ધ' શીર્ષક સંક્ષિપ્ત કથા.

એ ઉપરાંત મારી પાસેના કેટલાંક નોંધી રાખેલાં સાહિત્ય અને સાંભળેલી કથાઓનો પણ આ ઐતિહાસિક નવલકથામાં ઉપયોગ કરવામાં આવ્યો છે. મૂળ સિંધી બયતો આ પુસ્તકમાં પરિશિષ્ટ તરીકે આપવાની ઇચ્છા હતી, પણ "ગુજરાતી"માં તે બહુ જ અશુદ્ધ તથા અસંપૂર્ણ છપાયલા હોવાથી અને સિંધી ભાષામાં છપાયલા એ બયતોવાળુ મારૂં પુસ્તક પોરબંદર હોવાથી એ ઇચ્છા પૂર્ણ થઇ શકી નથી. બીજી આવૃત્તિના પ્રસંગે કદાચિત્ એ ઇચ્છા પૂરી થશે.

# અનુક્રમણિકા

| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
| --- | --- | --- |

# પરિશિષ્ટ

## સુલ્તાન અલાઉદ્દીન ખિલજીના ભારતવર્ષના ભાગ્યવિધાતા સમ્રાટ્ તરીકેના ગુણાવગુણોના સંબંધમાં કેટલાક મુસ્લિમ તેમ જ અંગ્રેજ ઇતિહાસલેખકોના થોડાક નિષ્પક્ષપાત અભિપ્રાય

—⊰◘◆◆◘⊱—

પ્રસ્તુત ઐતિહાસિક નવલકથા જે જે ઐતિહાસિક ગ્રંથો તથા અન્યાન્ય ગ્રંથો તેમ જ પ્રકીર્ણ લેખોના આધારે લખવામાં આવી છે તે તે ગ્રંથો તથા લેખોની સવિસ્તર સૂચી પ્રસ્તુત ગ્રંથના ઉપોદ્ઘાત સાથે જો કે અપાયલી છે; છતાં ઇતિહાસલેખકોના પોતાના જ શબ્દો કેવળ કેટલાંક પાદટિપ્પણોમાં અમુક પરિમાણમાં જ અપાયલાં હોવાથી અને ઇતિહાસલેખકોના પોતાના શબ્દોને ઉદ્ધૃત કરવાની આવશ્યકતા આવા પ્રકારના ગ્રંથોમાં સર્વથા અનિવાર્ય હોવાથી પ્રસ્તુત પરિશિષ્ટમાં જેના હસ્તથી સિંધુદેશના હિન્દુસ્વાતંત્ર્યનો સંહાર તથા સિંધુદેશના સૂમરા નામક હિન્દુરાજવંશના નિર્મૂલન તથા ધર્મભ્રષ્ટીકરણ જેવી ઘટનાઓ ઘટી હતી તે સુલ્તાન અલાઉદ્દીન ખિલજીના ભારતવર્ષના તે સમયના ભાગ્યવિધાતા સમ્રાટ્ તરીકેના ગુણાવગુણોના સંબંધમાં કેટલાક મુસ્લિમ તેમ જ અંગ્રેજ ઇતિહાસલેખકોના થોડાક નિષ્પક્ષપાત અભિપ્રાયો તેમના પોતાના જ શબ્દોમાં એટલામાટે આપવામાં આવ્યા છે કે અમોએ સુલ્તાન અલાઉદ્દીનને અમારી પોતાની કલ્પનાથી જ, તે મુસલ્માન હોવાથી, અત્યાચારી તરીકે દર્શાવ્યો છે એવો આક્ષેપ અમારાપર કોઇથી ન જ કરી શકાય. અહીં એ વાર્તાને પણ લક્ષમાં રાખી લેવાની છે કે વિન્સેન્ટ સ્મિથ્ તથા અન્યાન્ય અંગ્રેજ ઇતિહાસલેખકોએ જે મુસ્લિમ મોરિખ (ઇતિહાસલેખક)ના લખેલા ઇતિહાસના આધારે અલાઉદ્દીનની હિન્દુઓને સર્વ પ્રકારે ચગદી નાખવાની તથા નામશેષ કરી નાખવાની દુર્ભાવનાનો પ્રકાશ કરેલો છે તે મુસ્લિમ મોરિખ જિયાઉદ્દીન બરની અથવા બરાની સુલ્તાન અલાઉદ્દીનનો સમકાલિક હતો, સુલ્તાન અલાઉદ્દીનના દર્બારમાં વિરાજનારો હતો અને તેના સર્વથા સર્વ સંબંધી જનો સુલ્તાન અલાઉદ્દીનની નોકરીમાં જ જોડાયલા હતા એટલે એવા એક મુસ્લિમ મોરિખનો લખેલો વૃત્તાંત અક્ષરશઃ સત્ય હોય એમ કોઇ પણ માની શકે તેમ છે. એ જિયાઉદ્દીન બરનીના લખેલા ઇતિહાસગ્રંથનું માન્યવર ઇલિયટ્ તથા ડૉસન સાહેબ કૃત 'History of India, as Told by Its Own Historians' નામક ગ્રંથના તૃતીય ભાગમાં ભાષાંતર અપાયલું છે અને અન્યાન્ય અંગ્રેજ ઇતિહાસલેખકોએ એ ભાષાંતરનાં અવતરણો પોતાના ગ્રંથોમાં લીધેલાં છે અથવા તો એ ભાષાંતરના આધારે અલાઉદ્દીનના હિન્દુઓ સાથેના અયોગ્ય વર્તનના સંબંધમાં પોતાના અભિપ્રાયો પોતાના શબ્દોમાં દર્શાવેલા છે. 'An Oriental

Biographical Dictionary' નામક ગ્રંથમાં એ મુસ્લિમ ઇતિહાસલેખક જિયાઉદ્દીન બરનીનો જે સંક્ષિપ્ત પરિચય કરાવવામાં આવ્યો છે તે નીચે પ્રમાણે:—

"જિયાઉદ્દીન બરનીનું બીજું નામ જિયાયે બરની પણ હતું. તે દિલ્હીના સુલ્તાન મુહમ્મદશાહ તગલક તથા ફીરોજશાહ તગલકના સમયમાં વિદ્યમાન હતો અને તેણે 'તારીખે ફીરોજશાહી' નામક એક ઇતિહાસગ્રંથ લખ્યો હતો કે જેમાં સુલ્તાન ગિયાસુદ્દીન બલ્બનની કાર્યકીર્તિના પ્રથમ વર્ષ ઇ. સ. ૧૨૬૬ થી સુલ્તાન ફીરોજશાહ તગલકની કાર્યકીર્તિના ષષ્ઠ વર્ષ ઇ. સ. ૧૩૫૬ સુધીના કાલાવધિમાં થઈ ગયેલા એકંદર આઠ મુસ્લિમ સુલ્તાનોના શાસનનો વૃત્તાંત અપાયલો છે. ઈ. સ. ૧૩૫૬ (અથવા હિજરી સન ૭૫૭)માં આપણા એ ઇતિહાસલેખકની અવસ્થા ૭૪ હિજરી અથવા ચાંદ્ર વર્ષની હતી. તેનો કાકો મલિક અલાઉલ્મુલ્ક સુલ્તાન અલાઉદ્દીન ખિલજીના શાસનના સમયમાં દિલ્હીનો કોટવાલ હતો અને ઈ. સ. ૧૨૯૬ માં (જે વર્ષમાં સુલ્તાન અલાઉદ્દીનનો રાજ્યાભિષેક થયો તે જ વર્ષમાં) તેના પ્રથમથી જ 'મુવય્યુદ્દમુલ્ક'ની પદવી ધરાવનારા પિતાને અત્યારે બુલંદશહર નામથી ઓળખાતા તે સમયના બરન અથવા બરનશહરની નયાબત ઉપર અધિકારી તરીકે નીમવામાં આવ્યો હતો એટલે એમ દેખાય છે કે આપણા એ ઇતિહાસલેખકનું જન્મસ્થાન એ બરનશહર જ હોવું જોઇએ અને તેથી જ તેણે ઉપર્યુક્ત ઇતિહાસગ્રંથમાં પોતાને 'જિયાયે બરની' (અથવા જિયાઉદ્દીન બરની) નામથી ઓળખાવ્યો છે. (અત્યારના) બુલંદશહરના એક પ્રગણાનું નામ પણ બરન છે."*

અર્થાત્ ઇ. સ. ૧૩૫૬ માં ઉપર જણાવ્યા પ્રમાણે જો જિયાઉદ્દીન બરનીની અવસ્થા ૭૪ વર્ષની હોય, તો તેનો જન્મ ઇ. સ. ૧૨૮૨ કે ૧૨૮૩ માં થયેલો

---

* "Ziya-uddin Barani also called Ziyai Barani flourished in the reign of Sultan Muhammad Shah Tughlaq and Firoz Shah Taghlaq, Kings of Dehli, and is the author of the history called *Tarikh Firoz Shahi*, which gives an account of eight Kings from the first year of Sultan Ghayasuddin Balban, A. D. 1266, to the sixth year of Sultan Firoz Shah Tughlaq, A. D. 1356, A. H. 757, at which period our author was 74 (lunar) years of age. His uncle Mulik 'Ala-ul--Mulk' was Kotwal of the city of Dehli in the reign of Sultan Ala-uddin Khilji, and his father, who held the title of Muwayyad-ul-Mulk, was appointed in the first year of that monarch, A. D. 1296, to the Nayabet of Barani or Baran Shahr, now called Bulandshahr, which city appears to have been the birth place of our author, on which account he calls himself in the above-mentioned history Ziyai Barani. Baran is also the name of a Pergunnah in Bulandshahr."

An Oriental Biographical Dictionary, by Thomas William Beale, (Second Edition) pp. 428, 429.

હોવાથી સુલ્તાન અલાઉદ્દીનના ઇ. સ. ૧૨૯૬ માં થયેલા રાજ્યાભિષેકના સમયમાં તેની અવસ્થા ખાસી મજાની ચૌદ વર્ષની હોવી જોઇએ, તેનો પિતા તથા તેનો કાકો ઇત્યાદિ રાજ્યના મોટા અમલદાર હોવાથી તેનો પોતાનો પણ સુલ્તાનના દર્બાર સાથે સંબંધ હોવો જોઇએ અને સુલ્તાન અલાઉદ્દીન જ્યારથી પોતાના મેહરબાન કાકા સુલ્તાન જલાલુદ્દીન ખિલજીનો વિશ્વાસઘાતથી વધ કરાવીને હિન્દુસ્થાનનો સુલ્તાન થયો ત્યારથી આરંભીને ઇ. સ. ૧૩૧૬ માં સુલ્તાન અલાઉદ્દીનના સમસ્ત અત્યાચારો તેના પોતાના જ સમયમાં થયેલા હોવાથી વિશ્વાસપાત્ર સ્વરૂપમાં તેના પ્રત્યક્ષ જોવામાં તેમ જ સાંભળવામાં આવેલા હોવા જોઇએ અને સુલ્તાન અલાઉદ્દીનના મૃત્યુ પછી તે ચાળીસ વર્ષ પર્યન્ત જીવિત રહેલો હોવાથી એક નિષ્પક્ષતાત ઇતિહાસકાર તરીકે સુલ્તાન અલાઉદ્દીનના અત્યાચારોનો ઇત્થંભૂત વાસ્તવિક વૃત્તાંત તેણે 'તારીખે ફીરોજશાહી'માં લખી નાખેલો હોવો જોઇએ એટલે એ જિયાઉદ્દીન બરની જેવા સત્યવક્તા મુસ્લિમ ઇતિહાસલેખકના સુલ્તાન અલાઉદ્દીન વિષયક કથનને અસત્ય, અતિશયોક્તિપૂર્ણ કિંવા દ્વેષના પરિણામરૂપ માની કે સ્વીકારી લેવાનું કાંઈ પણ કારણ છે જ નહિ અને અત્યાર સુધીમાં કોઈ પણ મુસ્લિમ વિદ્વાન્ પુરુષે જિયાઉદ્દીન બરનીના એ ઇતિહાસને અસત્ય, અવાસ્તવિક, કાલ્પનિક કિંવા પક્ષપાતી તરીકે સિદ્ધ કરી બતાવવાની હિંમત નથી કરી તે પણ એટલા જ માટે કે એ ઇતિહાસલેખકની સત્યવાદિતા સર્વથા વિશ્વાસપાત્ર તથા અખંડનીય છે. અસ્તુ.

આ પરિશિષ્ટમાં જે ઐતિહાસિક અવતરણો આપવામાં આવ્યાં છે તેમનો નિષ્કર્ષ અથવા સંપૂર્ણ સાર એ જ અવતરણોના આધારે લખાયલાં પ્રસ્તુત નવલકથાનાં કેટલાંક પ્રકરણોમાં આવી ગયેલો હોવાથી તેમ જ સ્થાનનો અભાવ હોવાથી એ અવતરણોનો ગુજરાતી અનુવાદ આપવામાં નથી આવ્યો. અર્થાત્ આ સર્વ ભિન્ન ભિન્ન ગ્રંથોમાંનાં પ્રમાણો એક જ સ્થાનમાં સમુદાયરૂપે જળવાઈ રહે એટલામાટે તેમ જ અંગ્રેજી ભાષાનાં જ્ઞાતા પાઠકો તથા પાઠિકાઓ એ સર્વ ગ્રંથોને ઉથલાવવાનો પરિશ્રમ લીધા વિના જ એ સર્વ ગ્રંથોનાં પ્રમાણોને અનાયાસ વાંચી શકે એ ઉદ્દેશથી એ અવતરણો અંગ્રેજી ભાષામાં જ જેમનાં તેમ મુદ્રિત કરીને તેમની નીચે ગ્રંથ તથા ગ્રંથકારનાં નામ તેમ જ પૃષ્ઠ દર્શાવી દેવામાં આવ્યાં છે, એટલે જે પાઠકો તથા પાઠિકાઓની જિજ્ઞાસા તીવ્ર હોય તેઓ એ ગ્રંથોના વાંચનથી પોતાની જિજ્ઞાસાને તૃપ્ત કરી શકે તેમ છે. સારાંશ કે, મુગલિયા રાજવંશના બાદશાહ બાબર તથા બાદશાહ હુમાયૂન જેવી રીતે પોતાના બહુધા નિષ્પક્ષપાત તથા ન્યાયયુક્ત શાસનના યોગે પોતાને 'નૂરે ઇસ્લામ' તરીકે સિદ્ધ કરી ગયા છે તેવી જ રીતે સુલ્તાન અલાઉદ્દીન ખિલજી અથવા ખૂની જેવા કેટલાક મુસ્લિમ સુલ્તાનો પોતાના અન્યાય, અત્યાચાર, ધર્મોન્માદયુક્ત તથા કેવળ સ્વાર્થપરાયણ શાસન અને પક્ષપાતી વર્તનના યોગે પોતાને 'તવ્હીને ઇસ્લામ' તરીકે પ્રખ્યાત કરી ગયા છે એની તો જો સત્ય જેવી કોઈ વસ્તુ અસ્તિત્વ ધરાવતી હોય તો કોઈ કટ્ટામાં કટ્ટા મુસ્લિમ ભાઇથી પણ ના પાડી શકાય તેમ નથી.

હવે કેવળ પ્રમાણોનાં અવતરણો જ આપવાં રહ્યાં અને તે આ રહ્યાં:—

Ala-u-din, in consequence of the success which had attended his arms, became so elâted that he began to entertain some extraordinary projects One of them was to imitate Mahomet, and become, like him, the founder of a new religion; another, to leave a viceroy in India, and set out, in the manner of Alexander the great, to conquer the world. While meditating such schemes, he was so illiterate, that he could neither read nor write. The only part which he executed, was to assume the title, and issue coinage impressed with the name of Alexander II."

'The Comprehensive History of India,' by
Henry Beveridge, Esq. Vol. I., Page 80.

" As too often happens under despotisms, the radical reforms of Ala-u-din degenerated into unmitigated tyranny and rapacity. As a means of keeping the nobility in check, he enacted that they should be incapable of contracting marriage without the previous consent of the crown, and prohibited them from holding private meetings, or engaging in political discussions. To such a length was this prohibition carried, that no man durst entertain his friends without a written permission from the vizier. His rapacity he gratified by seizing the private property and confiscating the estates of Mussulmans and Hindoos, without distinction, and cutting down the salaries of public offices, till they were filled only by needy men, ready to act as his servile instruments. Nor did he confine himself to officials; for all classes and employments were subjected to minute and vexatious regulations. His views in regard to ecclesiastical matters are evinced by a common saying attributed to him, " that religion had no connection with civil government, but was only the business, or rather the amusement of private life."

The same book and the same volume as mentioned
above; page, 82.

" Alau-d din's policy in relation to the Hindus, the bulk of his subjects, was not peculiar to himself, being practised by many of the earliear Muslim rulers. But it was defined by him with unusual precision, without any regard to the rules laid down by ecclesiastical lawyers. Ziâu-d din states the Sultan's principles in the clearest possible language.

He required his advisers to draw up 'rules and regulations for grinding down the Hindus, and for depriving them of that wealth and property which fosters disaffection and rebellion.' The

cultivted land was directed to be all measured, and the Government took half of the gross produce instead of one-sixth as provided by immemorial rule. Akbar ventured to claim one-third, which was exorbitant, but Alau-d din's demand of one-half was monstrous.

'No Hindu could hold up his head. and in their houses no sign of gold or silver..........or of any superfluity was to be seen. These things, which nourish insubordination and rebellion, were no longer to be found...............Blows, confinement in the stocks, imprisonment and chains, were all employed to enforce payment.'

Replying to a learned lawyer whom he had consulted, the Sultan said:

'Oh, doctor, thou art a learned man, but thou hast had no experience; I am an unlettered man, but I have seen a great deal; be assured then that the Hindus will never become submissive and obedient till they are reduced to poverty. I have, therefore, given orders that just sufficient shall be left to them from year to year, of corn, milk, and curds, but that they shall not be allowed to accumulate hoards and property.'

His tyranny was enforced by an organized system of espionage and ferocious punishments. Prices were regulated by order, and state granaries on a large scale were constructed. His measures succeeded in preserving artificial cheapness in the markets of the capital even during years of draught, but at the cost of infinite oppression. All his fantastic regulations died with him."

"The Oxford History of India,"

by Vincent A. Smith. C. I. E. p., 234.

"Besides this more than Russian system of espionage among the Muslims, great and small, the Sultan devised special measures against his Hindu subjects. The Hindu was to be so reduced as to be left unable to keep a horse to ride on, to carry arms, to wear fine clothes, or to enjoy any of the luxuries of life. He was taxed to the extent of half the produce of his land, and had to pay duties on all his buffaloes, goats, and other milch-cattle. The taxes were to be levied equally on rich and poor. at so much per acre, so much per animal. Any collectors or officers taking bribes were summarily dismissed and heavily punished 'with sticks, pincers, the rack, imprisonment and chains.' The new rules were strictly carried out, so that one revenue officer would string together

twenty Hindu notables and enforce payment by blows. No gold or silver, not even the betel-nut, so cheering and stimulative to pleasure, was to be seen in a Hindu house, and the wives of the impoverished native officials were reduced to taking service in Muslim families. Revenue officers came to be regarded as more deadly than the plague; and to be a government clerk was disgrace worse than death, in so much that no Hindu would marry his daughter to such a man."

"Mediaeval India, under Mohammedan Rule;
( A. D. 712–1764 )" by Stanley Lane Poole,
M. A., Litt. D. Page. 104 5.

"..........................Apart from his genius his character was detestable. He displayed every vice which can disgrace an oriental.

There are three points in the life of Alâ-ud-din, which are very suggestive. He is the first Sultan of India who married a Hindu princess; he is the first who set aside the authority of the Koran as upheld by the Ulama; he is the first who sought to become a prophet and found a new religion.................."

"The History of India, under Mussulman
Rule," by J. Talboys Wheeler; p., 65.

"Then Ala-ad-din "requested the wise men to supply some rules and regulations for grinding down the Hindus," and the wise men conscientiously set to work upon them. All Hindus were condemned to pay the *Jîziya*, or poll-tax, a hated imposition that continued until the days of Akbar. No Hindu was to be able to keep a horse to ride on, to carry arms, to wear fine clothes, to chew betel or enjoy any of the luxuries of life. Such a strict watch was kept over the assessments that no revenue officer durst accept a bribe to deal gently with his victims. Payment was enforced by blows, confinement in the stocks, imprisonment and chains. The system worked so thoroughly that "no Hindu could hold up his head, and in their houses no sign of gold or silver or of any superfluity was to be seen."

"When Kings Rode to Delhi"
by Gabrielle Festing, Page, 89.

"Ala-ud-Din, in spite of a certain degree of culture, was in all essentials a typical central Asian barbarian of the type of Ghenghis Khan. There was no restraining influence in his character,

and any desire, however unjustifiable, which arose in his mind brought with it the unalterable resolve to gratify it at all costs."

"A Pageant of India," by Adolf Waley;
Part II; Chapter II; Page. 168.

"Alā-ud-din next framed a special code of laws against Hindus, who were obnoxious to him partly by reason of their faith, partly by reason of wealth which many of them enjoyed, and partly by reason of their turbulence, especially in the Doāb. The Hindu hereditary officials enjoyed a percentage on revenue collections and the wealthier Hindus and those of the higher castes were inclined to shift to the shoulders of their poorer brethren the burdens which they should themselves have borne. All this was now changed, and it was decreed that all should pay in proportion to their incomes, but that to none was to be left sufficient to enable him to ride on a horse, to carry arms, to wear rich cloths, or to enjoy any of the luxuries of life. The government's share of the land was fixed at half the gross produce, and heavy grazing dues were levied on cattle, sheep, and goats. The Officials and clerks appointed to administer these harsh laws were closely watched, and any attempt to defraud the revenue was severly punished. Hindus throughout the kingdom were reduced to one dead level of poverty and misery, or, if there were no class more to be pitied than another, it was that which had formerly enjoyed the most esteem, the hereditary assessors and collectors of the revenue. Deprived of their duties, these poor wretches were herded together in droves, with ropes round their necks, and hauled, with kicks and blows, to the villages where their services were required. The Muslim Officials, under Sharaf Qāī, the new minister of finance, earned the hatred of all classes, and were so despised that no man would give his daughter in marriage to one of them. This measure of 'Ala-ud-din's, is remarkable as one of the very few instances, if not the only instance, except the *Jiziya*, or poll-tax, of legislation specially directed against the Hindus."

"The Cambridge History of India,"
Edited by Sir Wolseley Haig,
Vol. III; Page, 107.

# કચ્છનો કેસરી

અથવા

# ઘોઘો અને ચનેસર



## પ્રકરણ ૧ લું

### ભૂમિકા—સમય સ્થાન પાત્ર પરિચય

આપણી પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાનો સમય વિક્રમાબ્દ ૧૩૫૨ થી ૧૩૫૬ (ઇ. સ. ૧૨૯૬ થી ૧૩૦૦) પર્યન્તનો છે અને સ્થાન સિંધુ દેશ, દિલ્લી તથા કચ્છ દેશ છે.

સિંધુ દેશમાં તે સમયમાં ઇતિહાસપ્રસિદ્ધ હમીર સૂમરાના શૂરવીર તથા બુદ્ધિમાન્ વંશજ ભુંગર સૂમરાની રાજસત્તા વર્તમાન હતી અને નગરસમૈ અથવા કલ્યાણકૂટ તેની રાજધાની હતી. ભુંગર સૂમરાની રાણીઓ બે હતી. જ્યેષ્ઠા અથવા જૂની રાણી સિંધના એક કુલીન રાજપૂત જાગીરદારની કન્યા હતી અને કનિષ્ઠા અથવા નવી રાણી લાહર જાતિના એક સામાન્ય ગૃહસ્થની પુત્રી હતી. એ લાહર—કૃષિકાર—જાતિની કન્યા સાથે ભુંગર સૂમરાએ તેના અનુપમ લાવણ્યથી મુગ્ધ થઇને લગ્નસંબંધ કર્યો હતો. એ નવીન રાણી સાથે લગ્નસંબંધ થયા પછી માત્ર એક વર્ષમાં જ એ નવીન રાણીએ એક પુત્રને જન્મ આપ્યો અને રાજા ભુંગરે પોતાના એ પુત્રનું નામ ચનેસર—ચંદ્રેશ્વર—રાખ્યું. એ સમય પર્યન્ત જૂની રાજપૂત રાણીને કાંઇ પણ સંતાન થયેલું નહોવાથી ભુંગરનો પ્રથમ કુમાર ચનેસર જ હતો. ચનેસરના જન્મની ઘટનાથી એક સપ્તાહ પછી ભુંગરની જૂની રાજપૂત રાણીએ એક મહાસુંદર કન્યારત્નને જન્મ આપ્યો અને તે કન્યાનું નામ તેના સ્વર્ગીય સૌન્દર્યના કારણથી સુભગા રાખવામાં આવ્યું. આ ઘટનાને બે વર્ષ જેટલો સમય વીત્યા પછી જૂની રાણીએ એક પુત્રને જન્મ આપ્યો અને તે પુત્રને ઘોઘો—ધવધવ અર્થાત્ સ્વામીનો પણ સ્વામી—નામ આપવામાં આવ્યું. જ્યારે ભુંગર સૂમરાનો જ્યેષ્ઠ રાજકુમાર ચનેસર વયમાં આવ્યો ત્યારે રાજાએ તેનો તેની માતાની જાતિની એક રૂપગુણવતી લાહર કન્યા સાથે લગ્નસંબંધ કરી આપ્યો; કારણ કે, તેની માતા લાહર

જાતિની હોવાથી તેને સિંધુદેશવાસી કોઇ પણ પ્રતિષ્ઠિત રાજપૂત પોતાની કન્યા આપે એ સર્વથા અશક્ય તથા અસંભવનીય વાર્તા હતી. ઘોઘો રાજપૂત માતાના ઉદરથી જન્મેલો હોવાથી તેનો શરીરસંબંધ એક સુંદરી તથા કુલીના રાજપૂત યુવતી સાથે કરી અપાયો. આ લગ્નોત્સવ પછી બે વર્ષના અલ્પ કાલાવધિમાં જ ચનેસરની પત્નીએ એક પુત્રને જન્મ આપ્યો અને ઘોઘાની ગૃહલક્ષ્મીએ એક પુત્રીને જન્મ આપ્યો. ચનેસરના પુત્રનું નામ નાંગર—નાગર—અને ઘોઘાની પુત્રીનું નામ કુવેલા—કમલા—રાખવામાં આવ્યું. આવી રીતે સિંધુરાજ ભુંગર સૂમરો સર્વ પ્રકારની ઋદ્ધિસિદ્ધિનો સ્વામી, સિંધુ દેશનો સાર્વભૌમ અને ચારિત્ર્યશીલ તથા ન્યાયપરાયણ પુરુષ હોવાથી પ્રજાપ્રિય પ્રજાપતિ હતો. સિંધુદેશવાસિની પ્રજા પોતાના એ પ્રજાવત્સલ રાજાને દેવતુલ્ય પૂજતી હતી અને નિરંતર તેનું કલ્યાણ તથા દીર્ઘ આયુષ્ય ઇચ્છતી હતી.

એ જ સમયમાં પોતાના કાકા જલાલુદ્દીન ફીરોજનો કૃતઘ્નતા તથા નિર્દયતાથી વધ કરાવીને સિંહાસનારૂઢ થયેલો, 'ખૂની' ઉપનામથી સર્વત્ર વિખ્યાત થયેલો અને હિન્દુ જાતિ તથા હિન્દુ ધર્મનો પરમ વિરોધી સુલ્તાન અલાઉદ્દીન ખિલજી દિલ્લીના સિંહાસનને પોતાના ઉગ્ર પ્રભાવથી કંપાવી રહ્યો હતો; અર્થાત્ તે સમયમાં દિલ્લીનો શહનશાહ અથવા સમ્રાટ્ અલાઉદ્દીન ખિલજી કિંવા અલાઉદ્દીન ખૂની હતો.

કચ્છ દેશના એક વિભાગમાં તે વેળાયે જામ જખરા અબડાણી અથવા અબડા અભંગની રાજસત્તા પ્રવર્તતી હતી. એનો સંક્ષિપ્ત પૂર્વેતિહાસ આ પ્રમાણે છે. જામ લાખા જાડાણીના યુવરાજ જામ રત્તા રાયધણના દેદો, ઓઢો, ગજણ અને હોથી નામક ચાર કુમારો વચ્ચે દેશના જે વિભાગો વ્હેંચાયલા હતા તે આ પ્રમાણે :—

"વિહાર વાર્યાં ગજણજી, હોથીઅ બારો ગામ;
સિકરે પર્યાં દેદો ધણી, વિયરે ઓઢો જામ."

એમાંના ગજણજીના પુત્ર હાલાજીના નામ ઉપરથી કચ્છની હાલાર ચોવીસી તથા કાઠિયાવાડનો હાલાર પ્રાંત અત્યારે પણ સર્વત્ર વિખ્યાત છે. હાલાજીના કનિષ્ટ બંધુ જેહાજીનો કુમાર જામ અબડો અને જામ અબડાના કુડધરજી અથવા મોડજી, જખરોજી તથા સપડજી નામક ત્રણ પુત્રો હતા. કુડધરજી અથવા મોડજી યુવરાજ હોવા છતાં ધાર્મિક વિષયોમાં તેનું વિશેષ ધ્યાન હોવાથી તેણે સિંહાસન ઉપરનો પોતાનો અધિકાર પોતાના દ્વિતીય બંધુ જખરાજીને સમર્પી દઇને પોતે પોતાના નામથી મોડપુર અથવા મોડકૂબો નામક નવીન ગ્રામ વસાવી તેમાં સ્થાયી નિવાસ કર્યો હતો. એ મોડજી અત્યારે પણ મોડકૂબામાં 'મોડપીર' તરીકે પૂજાય છે અને તેના નામ ઉપરથી મોડકૂબાની આસપાસનો કેટલોક પ્રદેશ 'મોડાસા'

નામથી ઓળખાય છે. જખરાજીને, તે પોતે તેના પિતાના સિંહાસન તથા રાજમુકુટનો વાસ્તવિક ઉત્તરાધિકારી ન હોવા છતાં, રાજ્યની પ્રાપ્તિ થવાથી લોકો તેને તેના પિતાના નામથી, એટલે કે જામ જખરાજીને બદલે જામ અબડા અબડાણી નામથીજ સંબોધવા લાગ્યા તેમજ તે કોઇથી ગાંજ્યો ન જાય તેવો, મહાદયાલુ, કર્ણતુલ્ય દાતા તથા સ્કંદ સમાન શૂરવીર હોવાથી લોકોએ તેને 'અભંગ' અથવા 'અણભંગ' ઉપનામથી પણ ઓળખવા માંડયો હતો અને તેનું એ ઉપનામ તેની લોકોત્તર વીરતાના કારણથી કેવળ કચ્છના જ નહિ, કિંતુ સમસ્ત ભારતવર્ષના ઇતિહાસમાં અત્યાર સૂધી સર્વથા અભંગ જ રહેલું છે. કચ્છનો અત્યારે 'અબડાસા' નામથી ઓળખાતો પ્રાંત એ મહાવીર અબડા અભંગનું એક ચિરંજીવી સ્મારક છે અને એ સ્મારક જ્યાં સૂધી કચ્છ દેશનું અસ્તિત્વ છે ત્યાં સૂધી તો સર્વથા અવિચલ જ રહેવાનું છે. આપણી પ્રસ્તુત નવલકથાના નાયક એ જામ જખરાજી અથવા જામ અબડા અબડાણીનો જન્મ વિક્રમ સંવત્ ૧૩૩૧ માં થયેલો હોવાથી આપણી આ કથાના આરંભકાળમાં તેની અવસ્થા લગભગ એકવીસ વર્ષની હતી. પ્રાચીન નલિનપુર અથવા આધુનિક નલિયા—નરિયા—નામક નગરથી ઉત્તર દિશામાં લગભગ ત્રણ ગાઉના અંતરે આવેલું વડસર નામક ગ્રામ જામ અબડા અબડાણીની રાજધાનીનું નગર હતું; સમસ્ત કચ્છી પ્રજા જામ અબડા અબડાણી અથવા અબડા અભંગને એક પરમ પૂજ્ય દેવપુરુષ માનીને તેના પ્રતિ પોતાનો અનન્ય ભક્તિભાવ દર્શાવ્યાં કરતી હતી અને તેના તથા તેના પરિવારના ચિરકલ્યાણ તથા દીર્ઘ આયુષ્યને પરમાત્મા પાસેથી યાચતી હતી.

જામ અબડા અબડાણીનો, જ્યારે તે બાર વર્ષના વયનો હતો ત્યારે જ, અમરકોટવાસી એક કુલીન સોઢા રાજપૂતની રૂપવતી તથા ગુણવતી કન્યા સાથે લગ્નસંબંધ થઇ ગયો હતો. તેની સોઢી રાણીનું નામ સુનાબા હતું અને તે સુંદરી સુનાબાએ આપણી પ્રસ્તુત નવલકથાના આરંભકાળમાં જે એક મહાસુંદર તથા તેજસ્વી પુત્રને જન્મ આપ્યો હતો તે પુત્રનું નામ મમ્મટ રાખવામાં આવ્યું હતું. જામ અબડા અબડાણીનો કનિષ્ટ બંધુ સપડજી પણ પોતાના જ્યેષ્ઠ બંધુ જેવો જ શૂરવીર તથા લક્ષ્મણતુલ્ય ભ્રાતૃભક્ત હોવાથી પોતાના જ્યેષ્ઠ બંધુ સાથે વડસરમાં જ વસતો હતો, તે પણ પરણ્યો હતો અને એક પુત્રને પિતા થયો હતો. સપડજીની અવસ્થા આપણી આ નવલકથાના આરંભકાળમાં ઓગણીસ વર્ષની હતી, તેની પત્નીનું નામ રૂપદેવી હતું અને તેના અભક પુત્રનું નામ પર્વતરાજ રાખવામાં આવ્યું હતું. જામ જખરો વયમાં તરુણ હોવા છતાં અને સમસ્ત કચ્છનો સાર્વભૌમ રાજા ન હોવા છતાં

પણ અત્યંત બુદ્ધિમાન્, ચારિત્ર્યશીલ, વચનપાલક, શૂરવીર તથા ઉદારાત્મા હોવાથી કચ્છના તે સમયના અન્ય સર્વ સત્તાધીશ રાજપૂતો તેને પોતાનો પૂજ્ય અગ્રેસર માનતા હતા અને કોઇ પણ રાજનૈતિક કાર્ય તેના પરામર્શ તથા તેની મંત્રણા વિના ભાગ્યે જ કરતા હતા; માત્ર એટલું જ નહિ, પણ શત્રુ સાથેના યુદ્ધના પ્રસંગે તેના માંડલિકો પ્રમાણે તેની આજ્ઞાને આધીન રહીને તેની ઇચ્છા અનુસાર જ વર્તતા હતા. કચ્છની તે સમયની આ પરિસ્થિતિ મુસ્લિમ મહાત્મા શેખ સાદીની

"તવંગરી બદિલ અસ્ત, ન બમાલ;
બુજર્ગી બ અકલ્ અસ્ત, ન બસાલ!" *

એ અમૂલ્ય સૂક્તિની વ્યાવહારિક સાર્થકતાને સ્પષ્ટ રૂપમાં દર્શાવી રહી હતી.

આપણી નવલકથાની નાયિકા સિંધુરાજકુમારી સુભગા દેવી અદ્યાપિ અવિવાહિતા જ હતી. સુભગાદેવી લુંગર દેવ જેવા એક મહાપ્રતાપી રાજાની રાજકુમારી, અનન્યરૂપસુંદરી, સુશિક્ષિતા, સદ્ગુણસંપન્ના તથા વીરરમણી હોવા છતાં અને આપણી નવલકથાના આરંભકાળમાં તેની અવસ્થા વીસ વર્ષની હોવા છતાં તે અદ્યાપિ અવિવાહિતા રહી હતી તેનું મુખ્ય કારણ એ હતું કે સિંધુદેશવાસિની કેટલીક અન્યાન્ય રાજપૂત જાતિયોમાં જે ચાર પાંચ યોગ્ય યુવકો હતા તેઓ વિવાહિત હતા અને જે રાજપૂત યુવકો અવિવાહિત હતા કિંવા વિધુર થયેલા હતા તેઓ સુભગા દેવીની ઇચ્છા અનુસાર સર્વ પ્રકારની યોગ્યતા ધરાવનારા ન હોતા, એટલા માટે જ્યાં સુધી પોતાની ઇચ્છા અનુસાર ક્ષત્રિય જાતિનો કોઇ યોગ્યતમ વર ન મળી આવે ત્યાં સુધી અવિવાહિતા રહેવાનો જ સુભગાદેવીએ દૃઢ નિશ્ચય કરી લીધો હતો. અત્યારના રાજપૂતો પ્રમાણે સિંધુ દેશના તે સમયના રાજપૂતોમાં બહુપત્નીત્વની પ્રથા પ્રચલિત હોવાથી જો કોઈ વિવાહિત ક્ષત્રિય યુવકના કંઠમાં વરમાળા આરોપવાની અને તેની પૂર્વપત્નીની સપત્ની થવાની તેની ઇચ્છા હોત, તો તેને યોગ્ય વર મળી શકે તેમ હતું; પરંતુ અન્ય વિવાહિતા સ્ત્રીની સપત્ની થઇને તેના દાંપત્યસુખમાં બાધા રૂપ થવાની તેની ઇચ્છા ન હોવાથી જ તે અવિવાહિતા રહી હતી. સુભગાદેવી એક મહાબુદ્ધિશાલિની તથા રાજનીતિજ્ઞા રાજકુમારી હોવાથી પોતાના પિતા લુંગર દેવને રાજકાર્યોમાં નિરંતર આવશ્યક સહાયતા આપ્યાં કરતી હતી તેમ જ પોતાના સહોદર ઘોઘાને તેણે રાજનીતિનું નિયમિત શિક્ષણ આપીને ચાણક્ય સમાન રાજનીતિવિશારદ કરી દીધો હતો. તે વળી એટલી સીમા પર્યંત સમદૃષ્ટિ તથા

* "ધનાઢ્યતાનો સંબંધ હૃદય (ની ઉદારતા) સાથે છે, ધન સાથે નથી, અને વૃદ્ધતાનો સંબંધ બુદ્ધિમત્તા સાથે છે, વર્ષોની વિશેષતા સાથે નથી."

મહાત્મા શેખ સાદી

નિષ્પક્ષપાતિની હતી કે પોતાની ઓરમાન માતા તથા પોતાના ઓરમાન ભ્રાતા ચનેસરમાં પોતાની જન્મદાત્રી માતા તથા પોતાના સહોદર ઘોઘા કરતાં પણ વિશેષ તથા નિષ્કપટ પ્રેમ રાખતી હતી અને રાજકુટુંબમાં દ્વેષ, ઇર્ષા તથા વૈરભાવનો પ્રવેશ થવા દેતી ન હોતી. તેની આ સમદષ્ટિ તથા નિષ્પક્ષપાતિતાએ તેને દેવીપદપર આરૂઢ કરી દીધી હતી અને સિંધુ-દેશવાસિની જનતા તેને દેવી પ્રમાણે પૂજતી હતી. વસ્તુતઃ તે દેવી જ હતી.

અત્યારે તો આપણી પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાનાં સમય, સ્થાન તથા પ્રધાન પાત્રો આદિનો આટલો પરિચય પર્યાપ્ત છે.

---

## પ્રકરણ ૨ જું
## રાજ્યાધિકારની પ્રતિસ્પર્ધા

વિક્રમાબ્દ ૧૩૫૨(ઇ.સ. ૧૨૯૬)ના વસંત ઋતુનો અધિકાર વિશ્વમાં વર્તમાન હતો. ચૈત્ર માસની શુક્લા તૃતીયાના દિવસે ઉષઃકાળમાં પ્રતાપી સિંધુરાજ ભુંગર સૂમરાએ પોતાના ક્ષણભંગુર જીવનનો ત્યાગ કરેલો હોવાથી અને તે સમયમાં સિંધુ દેશમાં જ્યાં સુધી સ્વર્ગવાસી રાજાના કુમાર અથવા કુમારના અભાવે અન્ય કોઇ પણ નિકટના સંબંધીનો રાજ્યાભિષેક ન થાય ત્યાં સુધી મૃત રાજાના દેહનો કોઇ પણ પરિસ્થિતિમાં અગ્નિસંસ્કાર ન કરવાની અબાધ્ય પ્રથા પ્રચલિત હોવાથી આજે સિંધુરાજધાની નગર સમૈના રાજમહાલયમાંના સુવિશાળ સભાસદનમાં સિંધુ દેશના હવે પછીના–ભાવી–રાજાનું નિર્વાચન કરવા માટે રાજા ભુંગરના સૂમરા ભાયાતો, માંડલિકો તથા મંત્રીઓ આદિ એકત્ર થયા હતા; કારણ કે, સિંધુ દેશનાં રાજસિંહાસન, રાજદંડ તથા રાજમુકુટના ઉત્તરાધિકારી તરીકે રાજા ભુંગરના જ્યેષ્ઠ કુમાર ચનેસરનું નિર્વાચન કરવું કે કનિષ્ટ કુમાર ઘોઘાને ચૂંટી કાઢવો એ વિષયના સંબંધમાં ચનેસરના પક્ષપાતીઓ તથા ઘોઘાના પક્ષકારો વચ્ચે ભયાનક મતભેદ ઉપસ્થિત થઇ ગયો હતો અને તેથી જો એ પ્રશ્નનો સર્વાનુમતિથી નિર્ણય ન થાય, તો તેના પરિણામે ભયંકર બંધુવિગ્રહ થવાનો સર્વ જનોને સંપૂર્ણ સંભવ દેખાયાં કરતો હતો.

રાજમુકુટ તથા રાજદંડને રાજસિંહાસન ઉપર રાખવામાં આવ્યા હતા; સિંહાસનના દક્ષિણ પાર્શ્વમાં પચાસ સૂમરા સરદારો પંક્તિબદ્ધ વિરાજેલા હતા અને તેમના અગ્રભાગમાં જ્યેષ્ઠ રાજકુમાર ચનેસર પોતાના આસનને શોભાવી રહ્યો હતો. સ્વર્ગવાસી મહારાજા ભુંગર સૂમરાનો વયોવૃદ્ધ તથા જ્ઞાનવૃદ્ધ અમાત્ય વારુણસિંહ સિંહાસન પાસેના પોતાના નિયત આસને વિરાજેલો જોવામાં આવતો હતો. જે કેટલાક તટસ્થ નાગરિકોને એ પ્રસંગે બોલાવવામાં આવ્યા હતા તેઓ સિંહા-

સનાભિમુખ વિરાજ્યા હતા. રાજમહાલયના બાહ્ય ભાગમાં આ સભાના અંતિમ નિર્ણયને જાણવામાટે પ્રજાજનોનો પ્રચંડ સમુદાય એકત્ર થઇ ગયો હતો. અમાત્ય વારુણસિંહે દંડાયમાન થઇને ગંભીર ભાવ તથા ગંભીર સ્વરથી સભાસદોને સંબોધીને કહ્યું કે:—

"શૂરવીર સૂમરા સરદારો, માન્યવર માંડલિકો તથા વિચારશીલ તટસ્થ નાગરિકો ! પોતાના જીવનકાળમાં એક આદર્શ રાજા તરીકે જેમણે પોતાના નિષ્પક્ષપાત ન્યાયથી પોતાની પ્રજાને સર્વ પ્રકારે સંતુષ્ટ રાખી હતી, કોઇ પણ વ્યક્તિને ઇચ્છાપૂર્વક કદાપિ અન્યાય આપ્યો ન હોતો, કોઇ પણ મનુષ્ય ઉપર કદાપિ અત્યાચાર કર્યો ન હોતો, ધર્મ તથા નીતિથી વિરુદ્ધ આચરણ કર્યું ન હોતું અને પોતાના કીર્તિકુસુમના સુગંધને દેશદેશાન્તરમાં પ્રસારી દીધો હતો તે આપણા અખંડ-પ્રૌઢપ્રતાપ તથા ગોબ્રાહ્મણપ્રતિપાલ મહારાજાધિરાજ ભુંગરદેવ આજે આપણા દુર્ભાગ્યની પ્રબળતાથી નિસર્ગના નિયમને અનુસરીને કાળના ગ્રાસ થઇ ગયા છે, અને જ્યાં સુધી આ રાજમુકુટને પોતાના મસ્તકે તથા આ રાજદંડને પોતાના હસ્તમાં ધારણ કરીને તેમનો કોઇ પણ ઉત્તરાધિકારી પુરુષ આ રાજસિંહાસન ઉપર ન વિરાજે ત્યાંસુધી આપણા દેશની પ્રચલિત પ્રથા અનુસાર તેમનો અગ્નિસંસ્કાર આપણાથી કરી શકાય તેમ ન હોવાથી તેમનો મૃતદેહ નવીન રાજાના નિર્વાચન તથા પોતાના અગ્નિસંસ્કારની પ્રતીક્ષા કરતો અદ્યાપિ રાજમહાલયમાં જ પડી રહ્યો છે; એટલામાટે આપ સર્વ વિચારશીલ સજ્જનોને મારી એ જ નમ્ર પ્રાર્થના છે કે કોઇ પણ પ્રકારના પક્ષપાત વિના શુદ્ધ બુદ્ધિથી સ્વર્ગીય મહારાજાના આ ઉભય રાજકુમારોમાંના કોઇ પણ એક રાજકુમારનું આપણા ભાવી રાજા તરીકે નિર્વાચન કરી નાખો કે જેથી આ રાજસિંહાસન ખાલી ન રહે અને સ્વર્ગીય મહારાજાના મૃત દેહનો આપણાથી સત્વર અગ્નિસંસ્કાર કરી શકાય."

ભુંગર દેવના સૂમરા ભાયાતો ઘોઘાના પક્ષપાતી હોવાથી સમસ્ત સૂમરા ભાયાતોના પ્રતિનિધિ તરીકે એક સૂમરો સરદાર તત્કાળ ઊભો થઇ ગયો અને સત્તાદર્શક સ્વરથી કહેવા લાગ્યો કે: "અમો સિંધુરાજના ભાયાતો હોવાથી નવીન રાજાને ચૂંટી કાઢવાનો અમારો સર્વથી પ્રથમ તથા વિશેષ અધિકાર છે.એ વાર્તા તો આપ સર્વના જાણવામાં હોવી જ જોઇએ. અર્થાત્ અમો સવ સૂમરા સરદારોનો એ જ નિશ્ચિન અભિપ્રાય છે કે સ્વર્ગીય મહારાજાધિરાજ ભુંગર દેવનાં રાજસિંહાસન, રાજદંડ તથા રાજમુકુટના ઉત્તરાધિકારી અને સિંધુદેશના હવે પછીના રાજસત્તાધીશ ભુંગરદેવના દ્વિતીય કુમાર શ્રી ઘોઘારાજ થવા જોઇએ; કારણ કે, એઓ જ સર્વ પ્રકારે રાજપદવીને યોગ્ય છે."

"પરંતુ અમો દ્વિતીય રાજકુમાર શ્રી ઘોઘારાજના રાજા તરીકેના નિર્વાચન પ્રતિ અમારો સંપૂર્ણ વિરોધ દર્શાવીએ છીએ; કારણ કે, મૃત રાજાનો જ્યેષ્ઠ પુત્ર જ તેના રાજ્યનો ઉત્તરાધિકારી થવો જોઇએ એ અત્યંત પ્રાચીન કાળથી ચાલતો આવેલો નિયમ હોવાથી અને આપણા સ્વર્ગીય મહારાજાધિરાજના જ્યેષ્ઠ પુત્ર શ્રીમાન્ ચનેસર હોવાથી એઓ જ આ રાજસિંહાસન, રાજદંડ તથા રાજમુકુટના એકમાત્ર ઉત્તરાધિકારી છે એ કોઇ પણ કહી શકે તેમ હોવાથી એ વિષયના વિવેચનની વિશેષ પરિમાણમાં આવશ્યકતા છે જ નહિ. યુવરાજ ચનેસર દેવનો અધિકાર આટલો સ્પષ્ટ હોવા છતાં કેવળ સૂમરા સરદારોના દુરાગ્રહથી જ જો શ્રી ઘોઘારાજનો રાજ્યાભિષેક કરવામાં આવશે, તો એ અન્યાય તથા અયોગ્ય પક્ષપાતનું પરિણામ એ જ થશે કે યુદ્ધનો પ્રચંડ પાવક પ્રજળી ઊઠશે અને તેમાં સિંધુ દેશની શાન્તિની આહુતિ અપાઇ જશે; કારણ કે, સૂમરા સરદારોએ પોતાના હસ્તોમાં શસ્ત્રોને ધારણ કર્યાં છે તો અમોએ અમારા હસ્તોમાં કાંઈ કંકણોને ધારણ નથી કર્યાં; અર્થાત્ અમારા હસ્તોમાં પણ તીવ્રધાર શસ્ત્રો જ ચમકી રહ્યાં છે અને અમારાં આ શસ્ત્રોનો કયારે તથા કેવી રીતે ઉપયોગ કરવો એ અમો સારી રીતે જાણીએ છીએ." ચનેસરના પક્ષકારોના પ્રતિનિધિ તરીકે એક માંડલિક ઊભા થઇને સૂમરા સરદારના પ્રસ્તાવ પ્રતિ આવી રીતે પોતાનો વિરોધ દર્શાવ્યો અને પોતાની તલ્વારને તત્કાળ મ્યાનમાંથી બહાર ખેંચી લીધી.

"અમો રાજકુમાર ચનેસર દેવને મહારાજા ભુંગર દેવના જ્યેષ્ઠ પુત્ર તરીકે સ્વીકારીએ છીએ તેમ જ એમની અનેકવિધ યોગ્યતાઓનો પણ અસ્વીકાર નથી કરતા; છતાં અમો એમને મહારાજા ભુંગરદેવના સિંહાસનના ઉત્તરાધિકારી તરીકે સ્વીકારવાની ઇચ્છા નથી ધરાવતા તેનું પ્રધાન કારણ એ જ છે કે મહારાજા ભુંગર દેવ એમના પિતા હોવા છતાં એમનો જન્મ લાહર જાતિની માતાના ઉદરથી થયેલો છે, કુલીન રાજપૂત જાતિની માતાના ઉદરથી નથી થયો અને તેટલામાટે સિંધુરાજ થવાનો અધિકાર એમને કોઇ પણ પ્રકારે પ્રાપ્ત નથી થઇ શકતો, એ એક બાળક પણ કહી શકે તેમ છે; છતાં રાજકુમાર ચનેસર દેવની એ ન્યૂનતા તેમના પક્ષપાતીઓના જોવામાં નથી આવી શકતી એ આશ્ચર્યનો વિષય નથી કે શું? દ્વિતીય રાજકુમાર ઘોઘારાજ ક્ષત્રિયોચિત સર્વ સદ્‌ગુણોવડે વિભૂષિત હોવા ઉપરાંત કુલીન રાજપૂત માતાના ઉદરથી જન્મેલા હોવાથી ધર્મ તથા નીતિની દૃષ્ટિથી એઓ જ સિંધુરાજ થવાનો અધિકાર ધરાવે છે અને એટલામાટે જ અમો એમને આ રાજસિંહાસન ઉપર સ્થાપવાનો આટલી સીમા પર્યન્ત પ્રબળ આગ્રહ કરી રહ્યા છીએ. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ રાજકુમાર

ચનેસરદેવના પક્ષપાતીઓ જો પોતાના શસ્ત્રબળથી જ રાજકુમાર ચનેસરદેવને સિંહાસને બેસાડવાની ચેષ્ટા કરશે, તો પછી અમારે પણ નિરુપાય થઇને અમારી તલ્વારોને મ્યાનમાંથી બહાર કાઢવી જ પડશે અને ત્યાર પછી જે ભીષણ નરહત્યાકાંડ આરંભાશે તેના ઉત્તરદાતા રાજકુમાર ચનેસરદેવ તથા એમના પક્ષપાતીઓ જ ગણાશે." એક અન્ય સૂમરા સરદારે પોતાના પક્ષની પ્રબળતાને દર્શાવતાં ઓજસ્વિતાથી આ ઉદ્ગારો કાઢ્યા.

એ સૂમરા સરદારના આ ઉદ્ગારો સાંભળીને ચનેસરનો પક્ષપાતી એક અન્ય માંડલિક ઉગ્રતાથી કહેવા લાગ્યો કે: "અત્યારે ઉપસ્થિત થયેલા આ અત્યંત વિવાદાત્મક પ્રશ્નના અંતિમ નિર્ણયમાટે પ્રજામતની વિશેષ આવશ્યકતા હોવાથી, કલ્યાણકૂટના પ્રતિષ્ઠિત તથા દીર્ઘદર્શી નાગરિકો, હું તમોને આગ્રહપૂર્વક પ્રાર્થના કરૂં છું કે તમો તમારી વિવેકબુદ્ધિના બળથી રાજકુમાર ચનેસર દેવને તમારી સંમતિ સમપીને એમના અધિકારની રક્ષા કરો અને એમને જ તમારા રાજા તરીકે સ્વીકારી લ્યો; કારણ કે, એઓ જ આપણા સ્વર્ગીય મહારાજાના જ્યેષ્ઠ ચિરંજીવી અથવા યુવરાજ હોવાથી આ રાજપદવીના એઓ જ વાસ્તવિક અધિકારી છે. હું આશા રાખું છું કે આ અન્યાયી તથા અયોગ્ય પક્ષપાતી સૂમરા સરદારોના તેજથી અંજાઇને તમો પક્ષપાત નહિ જ દર્શાવો અને વાસ્તવિક અધિકારીને જ તેનો અધિકાર સમર્પી દેવાની નિર્ભયતા દર્શાવશો."

"અને, હે લોકનાયકો," પ્રથમ સૂમરો સરદાર નાગરિકોને સંબોધીને પૂર્વવત્ ગંભીર ભાવથી કહેવા લાગ્યો: "જો રક્તની શુદ્ધતાના મહત્ત્વને તેમ જ સદ્ગુણોની મહત્તાને તમો લેશમાત્ર પણ સ્વીકારતા હો, તો મારો તમોને એ જ વારંવાર આગ્રહ છે કે તમો જ્યેષ્ઠતાના અકારણ મહત્ત્વને સર્વથા ભૂલી જઇને આપણા સ્વર્ગીય મહારાજાના દ્વિતીય રાજકુમાર ઘોઘારાજને જ તમારા રાજા તરીકે ચૂંટી કાઢો અને પોતાની ન્યાયશીલતાનો સંસારને સાક્ષાત્કાર કરાવી દ્યો; કારણ કે, ઘોઘારાજ કુલીન રાજપૂત માતાના ઉદરથી જન્મેલા હોવાથી એમનામાં માતા તથા પિતા ઉભયની કુલીનતાનો સમાવેશ થયેલો છે અને રાજકુમાર ચનેસર દેવ કેવળ પિતાની કુલીનતાના જ અધિકારી છે, એ વાર્તા તમારાથી અજ્ઞાત નથી. હું નથી ધારતો કે તમો પોતાની ન્યાયપ્રિયતા, નિષ્પક્ષપાતિતા તથા રાજનિષ્ઠાને તિલાંજલિ સમર્પીને રાજકુમાર ચનેસરના સ્પર્શથી આ પવિત્ર સિંહાસનને ભ્રષ્ટ થવા દેશો અને પોતાનાં નામોને ચિરકલંકિત કરી લેશો. નિર્ભયતા દર્શાવો, શુદ્ધતાના પક્ષપાતી થાઓ અને એવી જ આવશ્યકતા આવી પડે, તો ઘોઘારાજના અધિકારની રક્ષામાટે તમારા હસ્તોમાં શસ્ત્રોને ધારણ કરી લેવાને તત્પર થઇ જાઓ."

પ્રજાજનો કોના પક્ષને સ્વીકારવો અને કોના પક્ષનો અસ્વીકાર કરવો એના વિચારમાં પડી જવાથી સભામાં થોડી વારને માટે મૌનનો અધિકાર વ્યાપી ગયો. ઘોઘાના સૂમરા પક્ષકારો બલાઢ્ય હતા એ વાર્તા અનુભવી અમાત્ય વારુણસિંહના જાણવામાં હોવાથી તેમ જ તે પોતે પણ ઘોઘાનો જ પક્ષપાતી હોવાથી રક્તપાતના પ્રસંગને આવી લાગેલો જોઇને સભામાં વ્યાપેલા મૌનનો ભંગ કરી વારુણસિંહ પોતાના પ્રભાવશાલી ગંભીર સ્વરથી ઘોઘા તથા ચનેસર ઉભય રાજકુમારોના પક્ષકારોને સંબોધીને કહેવા લાગ્યો કે:—

"જો મહાશૂરવીર સૂમરા સરદારોની એવી જ અભિલાષા હોય કે આપણા સ્વર્ગીય મહારાજાના જે સંતાનનો જન્મ કુલીન રાજપૂત માતાના ઉદરથી થયેલો હોય તે સંતાનને જ રાજપદની પ્રાપ્તિ થવી જોઇએ, તો પછી મારી પોતાની માન્યતા અનુસાર સિંધુ દેશનાં આ રાજસિંહાસન, રાજદંડ તથા રાજમુકુટનાં વાસ્તવિક ઉત્તરાધિકારિણી આપણાં રાજકુમારી શ્રી સુભગા દેવી જ છે; કારણ કે, તેઓ શ્રીમતી રાજકુમાર ઘોઘારાજથી પૂર્વે જન્મેલાં હોવાથી રાજકુમાર ઘોઘારાજનાં જ્યેષ્ઠ સહોદરા છે; માત્ર એટલું જ નહિ, પણ એક મહાબુદ્ધિમતી, નિષ્પક્ષપાતિની, નિષ્કપટ પ્રેમશીલા ધર્મનીતિપરાયણા તથા વિશુદ્ધ ન્યાયમૂર્તિ છે એ વાર્તા આપ સર્વ મહાશયોના જાણવામાં હોવાથી મારી આપ સર્વ મહાશયોને એ જ પ્રાર્થના છે કે રાજકુમાર ચનેસર દેવ તથા રાજકુમાર ઘોઘારાજ એ ઉભયમાંના કોઇ પણ રાજકુમારને બદલે રાજકુમારી શ્રી સુભગા દેવીને જ રાજપદવી સમર્પી દો અને નવીન રાજાના નિર્વાચનનો ભાર તેઓ શ્રીમતીના શિરપર જ નાખી દો: કારણ કે, તેઓ શ્રીમતી પોતે નારીજાતિ હોવાથી પોતે સિંહાસને ન વિરાજતાં તેમની ન્યાયશીલતા તથા નિષ્પક્ષપાતિની બુદ્ધિ જે રાજકુમારને સ્વર્ગીય સિંધુરાજના વાસ્તવિક ઉત્તરાધિકારી તરીકે સ્વીકારશે તે રાજકુમારને જ તેઓ શ્રીમતી પોતાના વરદ હસ્તથી આ સિંહાસન ઉપર અધિષ્ઠિત કરશે એવો મારો પોતાનો દૃઢ નિશ્ચય છે અને આપ સર્વ મહાશયોનો પણ એવો જ નિશ્ચય હોવો જોઇએ એવો મારો દૃઢ વિશ્વાસ છે. તો હવે કહો કે આપ સર્વ મહાશયો શ્રીમતી સુભગા દેવીની મધ્યસ્થતાને તેમ જ તેઓ શ્રીમતીના નિર્ણયને અંતિમ નિર્ણય તરીકે સ્વીકારવાને તૈયાર છો કે કેમ ?" -

"રાજકુમારી સુભગા દેવીની ન્યાયશીલતા તથા નિષ્પક્ષપાતિતામાં અમારો સંપૂર્ણ વિશ્વાસ હોવાથી આ વિષયમાં શ્રીમતી સુભગા દેવીના નિર્ણયને અંતિમ નિર્ણય તરીકે સ્વીકારવાને અમો અમારા વચનથી બંધાઇએ છીએ." ઘોઘાના પક્ષપાતી સૂમરા સરદારોએ 'સુભગા દેવી અવશ્ય પોતાના સહોદર ઘોઘારાજને જ રાજપદવી સમર્પશે અને ઓર-

માન ભાઈ ચનેસરને કદાપિ સિંહાસનારૂઢ નહિ કરે' એવી માન્યતાથી તત્કાળ એકત્ર સ્વરથી પોતાની સંમતિ દર્શાવી દીધી.

"અમારી પણ રાજકુમારી સુભગા દેવીની ન્યાયપ્રિયતા તથા નિષ્પક્ષપાતિતામાં પરિપૂર્ણ શ્રદ્ધા હોવાથી અમો પણ શ્રીમતી સુભગા દેવીના નિર્ણયને અંતિમ નિર્ણય તરીકે સ્વીકારીને તેઓ શ્રીમતી આ ઉભય રાજકુમારોમાંના જે રાજકુમારને સિંહાસનારૂઢ કરશે તે રાજકુમારને અમારા રાજા તરીકે સ્વીકારવાને તૈયાર છીએ." રાજકુમાર ચનેસરના પક્ષપાતી માંડલિકોએ પણ તેમનો સુભગા દેવીની નિષ્પક્ષપાતિની ન્યાયશીલતામાં વાસ્તવિક વિશ્વાસ હોવાથી, પોતાની સંમતિને દર્શાવતાં હર્ષપૂર્વક આ શબ્દો ઉચ્ચાર્યા.

"ઉભય રાજકુમારો, આ વિષયમાં આપનો શો અભિપ્રાય છે?" અમાત્ય વારુણસિંહે ઉભય રાજકુમારોને ઉદ્દેશીને જિજ્ઞાસા દર્શાવી.

"જે અમારા પક્ષકારોનો અભિપ્રાય તે જ અમારો અભિપ્રાય હોવાથી અમારાં પૂજ્ય ભગિનીને સત્વર બોલાવો અને તેમના શ્રીમુખથી જ આ વાદવિવાદનો યોગ્ય નિર્ણય થવા દ્યો." ઉભય રાજકુમારોએ પણ આવા આશયનાં વાકયો અનુક્રમે ઉચ્ચારીને પોતાની સંમતિ દર્શાવી દીધી.

આવી રીતે ઉભય પક્ષોને સંપૂર્ણ વચનબદ્ધ કરી લીધા પછી અમાત્ય વારુણસિંહ પોતાના આસનપરથી ઊઠીને ઊભો થઇ ગયો અને 'આપ સર્વ મહાશયો અહીં થોડી વાર શાંતિપૂર્વક વિરાજો. હું મહારાજાના અંતઃપુરમાં જાઉં છું અને રાજકુમારી સુભગા દેવીને આ વિવાદની ઇત્થંભૂત કથા સંભળાવીને આ વિવાદના નિર્ણયમાટે આ સભાભવનમાં લઈ આવું છું.' એમ કહીને સિંધુરાજના અંતઃપુરમાં જવાને ત્યાંથી ચાલતો થયો. અમાત્યના જવા પછી સભાસદનમાં મૌન તથા શાંતિનું સામ્રાજ્ય એટલી સીમા પર્યન્ત વ્યાપી ગયું કે ત્યાં જાણે જીવત મનુષ્યોના સ્વરૂપમાં નિર્જીવ પાષાણપ્રતિમાઓજ વિરાજેલી હોયની! એવો જ સર્વને ભાસ થવા લાગ્યો. આવી અવસ્થામાં લગભગ અર્ધ-ઘટિકા જેટલો સમય વીતી ગયો અને ત્યારપછી પ્રતિહારે રાજકુમારી સુભગા દેવી તથા અમાત્ય વારુણસિંહના આગમનની સૂચના આપતાં ઉભય રાજકુમારો, સૂમરા સરદારો, માંડલિકો તથા નાગરિકો આદિ સર્વ સભાસદો રાજકુમારીને યથોચિત માન આપવાના આશયથી પોતપોતાના આસનપરથી ઊઠીને ઊભા થઇ ગયા.

વૃક્ષસમૂહના મધ્યમાં સુમંદમંદ લીલાથી વહન કરતી સરિતા પ્રમાણે નખથી શિખા પર્યન્ત શ્વેતવસ્ત્રપરિધાના રાજકુમારી સુભગાદેવીએ સભાભવનમાં પ્રવેશ કર્યો અને તેની અત્યારની ગંભીર તેજસ્વિતાને જોતાં એ રમણી મૃત્યુલોકવાસિની નહિ, કિન્તુ અમરલોકવાસિની દેવી

હોવી જોઇએ એવો જ સર્વને ભ્રમ થવા લાગ્યો અને તેમનો એ ભ્રમ વાસ્તવિક હતો; કારણ કે, તે મૃત્યુલોકમાં અવતરેલી હોવા છતાં કલ્પવૃક્ષની રમ્ય મંજરી હતી કિંવા અમરલોકવાસિની અપ્સરાઓની પણ સ્વામિની હતી. રમણી સુભગાદેવી હંસગતિથી ચાલતી પોતાના પિતાના સિંહાસન પાસે પહોંચીને ઊભી રહી. ગ્રીવાભંગ કરીને તેણે વક્ર દૃષ્ટિથી ઉભય રાજકુમારો તથા તેમના પક્ષકારોનાં મુખમંડળોનું ક્ષણમાત્રમાં અવલોકન કરી લીધું અને ત્યારપછી પોતાની દૃષ્ટિને ફેરવીને જે સ્ફટિકનિર્મિત વેદી ઉપર સિંહાસન શોભી રહ્યું હતું તે સ્ફટિકવેદી ઉપર આરોહણ કર્યું. એ તરુણી રાજકન્યાના ચરણતલમાંના અલક્તકની રક્તિમાના યોગે સ્ફટિક વેદિકાને અપૂર્વ શોભાની પ્રાપ્તિ થયેલી સ્પષ્ટ દૃષ્ટિગોચર થવા લાગી. તેની બે શ્વેતવસ્ત્રપરિધાના તથા ચમરધરા સેવિકાઓ તેના પશ્ચાદ્‌ભાગમાં ઊભી રહી. તે સેવિકાઓ પણ રૂપસુન્દરી હોવાથી જાણે સૂર્યના તાપથી સંતપ્ત થયેલી વનદેવીઓ વિશ્રાંતિના ઉપભોગમાટે એ સભાભવનમાં આવેલી હોયની ! એવું જ દૃશ્ય ત્યાં ઉપસ્થિત થઇ ગયું. ઉભય રાજકુમારો તથા અન્ય સર્વ સભાસદોને પોતપોતાના આસનપર બેસી જવાનો હસ્તસંકેત કરીને તે પોતે તો ઊભી જ રહી અને જ્યારે સર્વ જનો બેસી ગયા એટલે પછી તે સર્વ સભાજનોને સંબોધીને પોતાના વીણાવિનિન્દિત મંજુલતમ સ્વરથી કહેવા લાગી કે:—

"આજે મારા મહાપ્રતાપી પિતા સિંધુરાજ શ્રી ભુંગર દેવ કાળના ધર્મને વશ થતાં રાજ્યપ્રાપ્તિના સંબંધમાં તેમના આ ઉભય રાજકુમારો અથવા મારા બંધુઓ વચ્ચે જે વિવાદ ઉપસ્થિત થયો છે તે વિવાદની સમસ્ત કથા આપણા અમાત્યના મુખથી મારા સાંભળવામાં આવી છે અને તે કથા સાંભળીને મારા પિતાશ્રીના મૃત્યુની ઘટનાથી મારા પ્રથમથી જ શોકવ્યાપ્ત હૃદયમાં એક અન્ય શોકનો ભયાનક આઘાત થઇ ગયો છે. એક જ પિતાના બે પુત્રો વચ્ચે રાજ્યપ્રાપ્તિમાટે આવો ભયંકર વિવાદ કદાપિ ઉપસ્થિત થવો જ ન જોઇએ; છતાં જ્યારે આ વિવાદ ઉપસ્થિત થયો છે અને એ વિવાદના નિર્ણયનો ભાર હું એક અબળા હોવા છતાં મારી ન્યાયપ્રિયતામાં અપૂર્વ વિશ્વાસ રાખીને ઉભય રાજકુમારો તથા એમના પક્ષકારોએ મારા શિરપર નાંખી દીધો છે, એટલે હવે આ વિવાદનો યોગ્ય નિર્ણય મારે કરવો જ જોઇએ અને એ નિર્ણય કરવામાટે જ અત્યારે મારાં નેત્રો અશ્રુપૂર્ણ તથા મારૂં અંતઃકરણ શોકપૂર્ણ હોવા છતાં પણ મારે આ સભાસદનમાં તમારા સમક્ષ નિરુપાય થઇને આવવું પડયું છે. તમો સર્વ મારા નિર્ણયને અંતિમ નિર્ણય તરીકે સ્વીકારવાનું આપણા પૂજ્ય અમાત્યને વચન આપી ચૂકયા છો એટલે હું તમારા તે વચનમાં વિશ્વાસ રાખીને તમારા મુખથી

નવીન પ્રતિજ્ઞા ઉચ્ચરાવવા નથી ઇચ્છતી; કારણ કે, ક્ષત્રિયો પોતાના વચનનો પ્રાણ જતાં પણ ભંગ નથી કરતા એ હું સારી રીતે જાણું છું. મારા જ્યેષ્ઠ ભ્રાતા ચનેસર દેવના પક્ષકારો એમ કહે છે કે ચનેસર દેવ સ્વર્ગીય મહારાજા ભુંગર દેવના જ્યેષ્ઠ રાજકુમાર હોવાથી તેમનો જ રાજ્યાભિષેક થવો જોઇએ અને મારા સહોદર ઘોધારાજના પક્ષકારો એમ જણાવે છે કે ચનેસર દેવનો જન્મ લાહર જાતિની માતાના ઉદરથી થયેલો હોવાથી અને મારો તથા મારા સહોદર ઘોધારાજનો જન્મ કુલીન રાજપૂત માતાના ઉદરથી થયેલો હોવાથી રક્તશુદ્ધિને મહત્ત્વ આપીને દ્વિતીય રાજકુમાર ઘોધારાજને જ સિંહાસનારૂઢ કરવા જોઇએ. પરંતુ આ વિષયમાં મારો પોતાનો અભિપ્રાય એ છે કે સ્વર્ગીય રાજાનો જ્યેષ્ઠ પુત્ર તેની કોઇ પણ જાતિની વિવાહિતા પત્નીના ઉદરથી જન્મેલો હોય અને તેનામાં ક્ષત્રિયોચિત સર્વ સદ્ગુણો વિદ્યમાન હોય તો તે જ્યેષ્ઠ પુત્રનો જ રાજ્યાભિષેક થવો જોઇએ. માત્ર તે જ્યેષ્ઠ પુત્ર રાજાની કોઈ રાખેલી સ્ત્રીના અથવા તો વેશ્યા નારીના ઉદરથી જન્મેલો હોય, તો તે સદ્ગુણી હોવા છતાં પણ પિતાના રાજ્યનો ઉત્તરાધિકારી નથી થઈ શકતો. આ સર્વ પરિસ્થિતિનો વિચાર કરતાં મારા પોતાના તથા ઘોધારાજના જ્યેષ્ઠ ભ્રાતા ચનેસર દેવનો જ આજે રાજ્યાભિષેક થવો જોઇએ એ જ મારો અંતિમ નિર્ણય છે; કારણ કે, એમનાં માતુશ્રી લાહર જાતિનાં હોવા છતાં અમારા પિતાશ્રીનાં વિવાહિતા ધર્મપત્ની છે તેમ જ એઓ પોતે પણ ક્ષત્રિયોચિત સર્વ સદ્ગુણોથી મંડિત છે; તો પછી મારા સહોદર ઘોધારાજનો રાજ્યાભિષેક કરીને ચનેસર દેવને કોઇ પણ પ્રકારના વાસ્તવિક કારણ વિના ઘોરતમ અન્યાય આપવાનું અને પ્રતાપી સિંધુરાજના આગારમાં સર્વનાશક કુટુંબકલેશને ઉપસ્થિત કરવાનું શું કારણ છે વારૂ? તમોએ આ રાજસિંહાસન, રાજદંડ તથા રાજમુકુટની ઉત્તરાધિકારિણી સ્વામિની તરીકે મને સ્વીકારેલી હોવાથી હું આ ત્રણે વસ્તુઓ ન્યાયદેવતાની પ્રેરણાને અનુસરીને મારા જ્યેષ્ઠ બંધુ ચનેસરદેવને સમર્પું છું અને એમને સિંધુરાજ તરીકે સ્વીકારૂં છું. આશા છે કે તમો પણ એમને સિંધુરાજ તરીકે સ્વીકારી લેશો, એમના આ નિર્વાચન પ્રતિ હવે કોઇ પણ પ્રકારનો વિરોધ નાહ દર્શાવો અને અમારા પરમ પુજ્ય પિતાશ્રીના મૃત દેહના અગ્નિસંસ્કારમાં અકારણ વિલંબ નહિ જ થવા દો. બોલો, સિંધુરાજ શ્રી ચનેસર દેવનો જય !"

"સિંધુરાજ શ્રી ચનેસર દેવનો જય !" ચનેસરના પક્ષપાતી માંડલિકોએ એ જયગર્જનાથી સભાસદનને નિનાદિત કરી દીધું.

ઘોધારાજના સુમરા પક્ષપાતીઓ રાજકુમારી સુભગા દેવીએ કરેલા આ વિલક્ષણ નિર્ણયથી ખિન્ન તથા કોપાયમાન થઇને જો કે પોતાનાં

નેત્રોમાંથી અગ્નિના કણોને વર્ષાવતા દાંત હોઠ ચાવવા લાગ્યા હતા; પરંતુ સુભગા દેવીના નિર્ણયને અંતિમ નિર્ણય તરીકે સ્વીકારવાનું વચન આપી ચૂકેલા હોવાથી બળાત્કારે પોતાના કોપને હૃદયમાં શમાવી મુનિવ્રત ધારીને બેસી રહ્યા. તેમણે જેમ વિરોધ પણ ન દર્શાવ્યો તેમ ચનેસરનો જયજયકાર પણ ન ઉચ્ચાર્યો.

સૂમરા સરદારો અત્યંત બલાઢ્ય હતા અને અત્યારે તેમનાં નેત્રો કોપાગ્નિને વર્ષાવી રહ્યાં હતાં એટલે રાજ્યપ્રાપ્તિથી ચનેસરના હૃદયમાં જે આનંદનો અતિરેક થવો જોઇએ તે ન થતાં તેથી વિરુદ્ધ ભય તથા સંશયનો જ અતિરેક થવા લાગ્યો. તે પોતે નિર્ભય તથા રણશૂર હોવા છતાં અત્યારે તેના હૃદયમાં ભય તથા સંશયનો અચાનક આવિર્ભાવ થયો તેનું કારણ એ જ હતું કે તેના ભાગ્યમાં રાજપદવી લખાયલી જ ન હોતી.

"બંધુ ચનેસર દેવ, ઊઠો, અહીં આવો અને આ રાજમુકુટને મસ્તકે તથા આ રાજદંડને હસ્તમાં ધારણ કરીને આ રાજસિંહાસનને દીપાવો." સુભગા દેવીએ ચનેસરને સંબોધીને ગંભીરતાથી કહ્યું.

"મારાં માતુશ્રીની અનુમતિ વિના મારાથી અત્યારે અને આ ક્ષણે જ રાજપદવીનો સ્વીકાર કરી શકાય તેમ ન હોવાથી પ્રથમ મને મારાં માતુશ્રી પાસે જવા દો અને તેમના વિચારને જાણી લેવા દો. જો મારાં માતુશ્રી મને રાજપદવીને સ્વીકારવાની સંમતિ આપશે તો હું આ સિંહાસને વિરાજીશ અને નહિ તો મારા કનિષ્ટ બંધુ ઘોઘારાજને જ રાજ્યાભિષિક્ત થવાની સંમતિ સમર્પી દઇશ." સુભગા દેવીના આહ્વાનનું આવું વૈસ્યોચિત નિર્માલ્ય ઉત્તર આપીને પોતાની માતા પાસે જવામાટે ચનેસર સભાસદનમાંથી તત્કાળ ચાલ્યો ગયો.

ચનેસરને આવી રીતે સભાગૃહમાંથી અચાનક ચાલ્યો ગયેલો જોઇને ઘોઘાના પક્ષપાતી સૂમરા સરદારો ખડખડાટ હસી પડયા અને ઉપહાસ કરતા કહેવા લાગ્યા કે: "વાહ વાહ ! રાજા તો આવા માવડિયા જ હોવા જોઇએ કે જેમનાથી પોતાની માતાની આજ્ઞા વિના રાજમુકુટને પણ મસ્તકે ધારી ન શકાય અને રાજપદવીને પણ સ્વીકારી ન શકાય !"

સૂમરા સરદારોનો અગ્રેસર ઊભો થઈ ગયો અને ગંભીર સ્વરથી રાજકુમારી સુભગાદેવી તથા ચનેસરના પક્ષપાતી માંડલિકોને સંબોધીને કહેવા લાગ્યો કે: "લક્ષ્મીદેવી જે વેળાયે તિલક કરવાને પધાર્યાં હોય તે વેળાયે જે મનુષ્ય મુખ ધોવાને જાય છે તે મનુષ્ય સંસારમાં મૂર્ખ તથા બુદ્ધિહીન મનાય છે એ મારે નવીનતાથી આપને દર્શાવવું પડે તેમ નથી. રાજકુમાર ચનેસર દેવે પણ આજે આપણને એવી જ મૂર્ખતાનું દર્શન કરાવ્યું છે; કારણ કે, જ્યારે આ લક્ષ્મીરૂપિણી શ્રીમતી સુભગા દેવીની કૃપાથી તેમને રાજ્યારોહણનો અલભ્ય અવસર પ્રાપ્ત થયો ત્યારે તેઓ

શ્રીમાન્ પોતાનાં પૂજ્ય માતુશ્રીની આજ્ઞા અથવા સંમતિ લેવાને રાજ-મહાલયમાં પધાર્યા છે. ભવિષ્યમાં કોઇ વાર એવો પ્રસંગ આવી લાગે કે આક્રમણકારી શત્રુઓની ગતિનો તત્કાળ અવરોધ કરવાની અથવા તો શત્રુસૈન્યપર તૂટી પડવાની આવશ્યકતા અનિવાય હોય, એમનાં માતુશ્રી પોતાના પિતૃગૃહમાં વિરાજતાં હોય અથવા તો કોઇ તીર્થસ્થાનમાં ગયેલાં હોય અને રાજકુમાર ચનેસર દેવ પોતાનાં પૂજ્ય માતુશ્રીની આજ્ઞા વિના યુદ્ધ કરી શકાય તેમ ન હોવાથી હાથ જોડીને બેસી રહે, તો તેનું પરિણામ શું થાય એની આપ સર્વ વિચારશીલ વ્યક્તિયોએ પોતે જ કલ્પના કરી લેવાની છે. આવા માવડિયા રાજાથી આ વિશાળ સિંધુ દેશના રાજ્ય-તન્ત્રને દક્ષતાથી ચલાવી શકાશે અને સિંધુદેશવાસિની પ્રજાનાં જીવન તથા ધન આદિની રક્ષા કરી શકાશે એમ આપ સર્વ બુદ્ધિવાદના અંતે માની શકો છો ખરાં કે ? મને તો રાજકુમાર ચનેસર દેવના અત્યારના આ મૂર્ખતા-દર્શક વર્તનથી સ્થાલીપુલાકન્યાય અનુસાર એમ જ જણાય છે કે જો ચનેસર દેવ આ સિંધુ દેશના મુકુટધારી મહારાજા થશે, તો સિંધુ દેશની આર્યક્ષત્રિયરાજસત્તા, સનાતન વૈદિક ધર્મ તથા સૂમરા રાજવંશની પ્રભુતામયી પ્રતિષ્ઠા આદિનો પ્રલય કિંવા સર્વનાશનો પ્રસંગ બહુ જ સત્વર આવી લાગશે. રાજકુમાર ચનેસર દેવ સંશયાત્મા છે અને સંશયા-ત્માનો વિનાશ અવશ્યંભાવી છે; તેમ જ તેમનું ચિત્ત અવ્યવસ્થિત છે અને જેનું ચિત્ત અવ્યવસ્થિત હોય છે તે મનુષ્યનો પ્રસાદ પણ ભયંકર થઇ પડે છે,એ આપ સવ નથી જાણતાં કે શું ? હજી પણ અમારો એ જ આગ્રહ છે કે જ્યારે રાજકુમાર ચનેસર દેવે પોતે જ પોતાની અયોગ્યતાને સિદ્ધ કરી બતાવી છે તો અચિન્ત્ય મળી ગયેલા આ અવસરનો લાભ લઇને દ્વિતીય રાજકુમાર ઘોધારાજનો રાજ્યાભિષેક કરી દ્યો; કારણ કે, રાજકુમાર ઘોધારાજ સિંધુરાજ થવાની સંપૂર્ણ યોગ્યતા ધરાવે છે એ તો કોઇ પણ કહી શકે તેમ છે. અત્યારે વિચાર તથા પરામર્શમાં વીતા-ડવા જેટલો સમય આપણી પાસે ન હોવાથી જો આ કાર્ય સત્વર થઇ જાય તો સારૂં; કારણ કે, આપણે હજી આપણા સદ્ગત મહારાજા ભુંગર દેવના મૃત દેહનો અગ્નિસંસ્કાર કરવાનો છે. આ કાર્યને 'शुभस्य शीघ्रम्' એ નીતિથી અત્યારે અને આ ક્ષણે જ સિદ્ધ કરીલેવાની આવશ્યકતા છે."

સૂમરા સરદારનો આ પ્રાસંગિક ઉદ્ગારોનો ચનેસરના પક્ષપાતી માંડલિકોનાં હૃદયોમાં સંપૂર્ણ પ્રભાવ પડી જતાં તેમણે એકવાક્યતાથી રાજકુમાર ઘોધારાજના પક્ષને સ્વીકારી લીધો અને તેમના અગ્રેસરે પોતાના આસનપરથી ઊઠીને ગંભીરતાથી કહ્યું કે: "રાજકુમાર ચનેસર દેવ માવડિયા હોવાથી રાજપદવીને યોગ્ય નથી એ વાર્તાને અમો પ્રાંજલતાથી સ્વીકારીએ છીએ અને તેથી રાજકુમાર ઘોધારાજને સિંહા-

સનાધિષ્ઠિત કરવા માટેના શૂરવીર સૂમરા સરદારોના આગ્રહને આનન્દ અનુમોદન આપીએ છીએ. રાજકુમાર ઘોઘારાજના સિંધુરાજ તરીકેના નિર્વાચન પ્રતિ હવે અમારો કોઇ પણ પ્રકારનો વિરોધ નથી; અમો રાજકુમાર ઘોઘારાજને અમારા રાજા તરીકે સ્વીકારવાને અને તેઓ શ્રીમાન્‌ના રાજનિષ્ઠ માંડલિક તરીકે વર્તવાને સૂર્ય તથા ચન્દ્રની સાક્ષીથી પ્રતિજ્ઞાબદ્ધ થઇએ છીએ."

"આ સમસ્ત પરિસ્થિતિ સ્પષ્ટ દર્શાવી રહી છે કે મારા જ્યેષ્ઠ બંધુ ચનેસરદેવના ભાગ્યમાં રાજપદવી લખાયલી જ નથી; નહિ તો અત્યારે તેઓ સિંહાસનારૂઢ થવાને બદલે પોતાનાં માતુશ્રીની આજ્ઞા લેવામાટે રાજમહાલયમાં જવાની મૂર્ખતા કદાપિ દર્શાવત નહિ. જ્યારે મારી ન્યાયપ્રિયતા તથા નિષ્પક્ષપાતિતાનો લાભ ચનેસર દેવથી નથી જ લઇ શકાયો; માત્ર એટલું જ નહિ, પણ તેમના પક્ષકારો પણ અત્યારે મારા સહોદર ઘોઘારાજના પક્ષકારો થઇ ગયા છે, તો હવે હું પણ બહુમતિને માન આપીને રાજકુમાર ઘોઘારાજને જ રાજપદવી સમર્પવાનું ઉચિત ધારૂં છું; કારણ કે, જે પંચનું વચન તે પરમેશ્વરનું વચન છે એવો મારો દઢ વિશ્વાસ છે. ત્યારે, મારા પ્રિય સહોદર ઘોઘારાજ, આવો અને આ રાજમુકુટ તથા રાજદંડને ધારણ કરીને આપણા પિતાશ્રીના આ રાજસિંહાસનને શોભાવો." રાજકુમારી સુભગા દેવીએ પરિસ્થિતિનું પરિવર્તન થયેલું જોઇને બહુમતિને માન આપી ઘોઘારાજને રાજપદવી સમર્પતાં મંજુલતામિશ્રિત ગંભીરતાથી આ ઉદ્ગારો કાઢ્યા.

"પરમાત્મા મને આ રાજસિંહાસનની પ્રતિષ્ઠાને અવિચળ રાખવાનું તથા પ્રજાને ન્યાયશીલતાથી પાળવાનું સામર્થ્ય સમર્પો એ જ મારી એકમાત્ર આકાંક્ષા છે." ઘોઘારાજે સિંહાસન સમક્ષ દંડાયમાન થઇને આ શબ્દોના ઉચ્ચારથી પોતાની શુભ નિષ્ઠાને દર્શાવી.

સુભગા દેવીએ રાજમુકુટને તેના મસ્તકપર સ્થાપીને રાજદંડને તેના હસ્તમાં સમર્પી દીધો. ઘોઘારાજ રાજમુકુટ તથા રાજદંડને ધારણ કરીને સિંહાસને વિરાજતાં પ્રતિહારોએ "અખંડપ્રૌઢપ્રતાપ ગોબ્રાહ્મણપ્રતિપાલ સિંધુરાજ શ્રી ઘોઘારાજ મહારાજનો જયજયકાર હો!" એવી રીતે તેનો જયનાદ કર્યો અને ત્યાર પછી સર્વ સભાસદોએ તેના જયનાદથી સભાભવનને નિનાદિત કરી દીધું.

પોતાને સોંપાયલા ભૂપનિર્વાચનના કાર્યની આવી રીતે સમાપ્તિ થતાં રાજકુમારી સુભગા દેવી પોતાના સહોદર અથવા નવીન સિંધુરાજના શિરપર શુભ આશીર્વાદોની વૃષ્ટિ વર્ષાવાને તથા તેના ભાલપ્રદેશને તિલકવિભૂષિત કરીને પોતાની સેવિકાઓ સહિત ત્યાંથી અંતઃપુરમાં જવામાટે વિદાય થઇ ગઇ. તેના વિદાય થવા પછી સિંધુ દેશના તે

સમયના નિયમ અનુસાર નવીન રાજાની જનયાત્રા કિંવા નગરયાત્રા-(સવારી)ની તૈયારી કરવાની અમાત્ય વારુણસિંહે રાજકર્મચારીઓને આજ્ઞા સંભળાવી દીધી. સભાભવનના દ્વારમાં આનંદદર્શક નાનાવિધ વાદ્યોનો ધ્વનિ થવા લાગ્યો અને રાજમહાલયનાં સર્વ દ્વારો તોરણોવડે તથા રાજમહાલયનાં શિખરો વિવિધરંગિની ધ્વજાઓ તથા પતાકાઓ-વડે શોભવા લાગ્યાં. આ સર્વ ચિહ્નોથી નવીન રાજાનો રાજ્યાભિષેક થઇ જવાની વાર્તા રાજધાનીના નિવાસીઓના જાણવામાં આવી ગઈ અને તેથી નાગરિકોએ પણ પોતાનાં ગૃહોને ધ્વજા, પતાકા તથા તોરણો-વડે શૃંગારી દીધાં. રાજધાની નગર સમૈમાં સર્વત્ર આનંદ અને આનંદનો-જ અધિકાર વ્યાપી રહ્યો અને નાગરિકાઓ પોતાના મધુર તથા મંજુલ કંઠસ્વરથી મનોહર આનંદગીતો ગાવા લાગી. જે રાજમુકુટ રાજકુમાર ચનેસરના શિરને શોભાવવાનો હતો તે રાજકુમાર ઘોઘારાજના શિરનો શૃંગાર થવા છતાં અને ચનેસરના ભાગ્યનું તેની પોતાની મૂર્ખતાના પરિણામે આટલી સીમા પર્યન્ત પરિવર્તન થવા છતાં અદ્યાપિ તે પોતાની માતાની આજ્ઞા કિંવા સંમતિ લઇને સભાસદનમાં પાછો આવ્યો ન હોતો. રાજકુમાર ચનેસર દેવની આ દારુણ દુર્દશા

"ભાગ્યહીનકો હોત નહિ, ભલી વસ્તુકો ભોગ;
આંબા પાકત ડારપર, હોત કાકમુખ રોગ!"

એ કવ્યુક્તિની ત્રિકાલાબાધ્ય વાસ્તવિકતાનો સ્પષ્ટ પરિચય કરાવી રહી હતી. ચનેસરના ભાગ્યમાં રાજા થવાનો નહિ, કિન્તુ દેશદ્રોહી તથા કુટુંબદ્રોહી થવાનો યોગ લખાયલો હતો અને તે ભયાનક યોગની સિદ્ધિનો આ સૂત્રપાત હતો.

## પ્રકરણ ૩ જું

## સર્વનાશના બીજનું આરોપણ

જે વેળાયે રાજકુમાર ચનેસર પોતાની માતાના અંતઃપુરમાં આવ્યો તે વેળાયે તેની માતા અમાયા શોકદર્શક કૃષ્ણ વસ્ત્રો પરિધાન કરીને પોતાના કક્ષમાં શોકમગ્ન અવસ્થામાં બેઠી હતી. અમાયાની અવસ્થા એ સમયે પિસ્તાળીસ વર્ષની હોવા છતાં તે અત્યંત સૌન્દર્યવતી તથા આરોગ્યવતી હોવાથી તેની અવસ્થા પાંત્રીસ વર્ષથી વિશેષ દેખાતી ન હોતી. તેની ચાર પાંચ દાસીઓ કૃષ્ણ વસ્ત્ર ધારીને તેને આશ્વાસન આપતી તેની પાસે બેઠેલી હતી. ચનેસરને આવેલો જોઇને તેની વિધવા માતા અમાયાએ આશ્ચર્યદર્શક વાત્સલ્યથી તેને પૂછ્યુ કેઃ—

"વત્સ, તારા મસ્તકપર મુકુટ કેમ નથી દેખાતો? અદ્યાપિ તારો રાજ્યાભિષેક થયો નથી કે શું? તારા મુખમંડળમાં મલિનતા વ્યાપેલી કેમ દેખાય છે? અત્યારે તું મારી પાસે શા કારણથી આવ્યો છે?"

રાજકુમાર ચનેસરે રાજસભામાં ઘટેલી ઘટનાનો સવિસ્તર વૃત્તાંત પોતાની માતાને કહી સંભળાવ્યો અને ત્યાર પછી પૂછ્યું કે: "વસ્તુ-સ્થિતિ આવા પ્રકારની હોવાથી અને સર્વ સૂમરા સરદારો મારા પરમ વિરોધી હોવાથી મારે રાજપદવીનો સ્વીકાર કરવો કે કેમ, એ આપને પૂછવામાટે જ મારે અત્યારે આપ સમક્ષ આવવું પડયું છે; કારણ કે, સૂમરા સરદારો મારા પરમ વિરોધી હોવાથી રાજપદવીને સ્વીકારવામાં મને મારા પ્રાણની હાનિનો સંભવ દેખાયાં કરે છે; કારણ કે, સૂમરા સરદારો અત્યંત બલાઢ્ય હોવાથી કાલે ઊઠીને શું કરશે અને શું નહિ એનો અત્યારે મારાથી કશો પણ નિશ્ચય કરી શકાતો નથી."

વિધવા રાણી અમાયાએ પોતાના પુત્ર ચનેસરના મસ્તકપર પોતાના હસ્તને સ્થાપીને વાત્સલ્યદર્શક ભાવથી કહ્યું કે: "વત્સ, રાજકુમારી સુભગા દેવીએ તે તારી અર્ધભગિની હોવા છતાં પણ જ્યારે આ સિંધુ દેશના ભાવી રાજા તરીકે તારું જ નિર્વાચન કર્યું છે એટલે હવે ભાગ્ય-દેવી તારા પક્ષમાં છે એમ ધારીને તારે હૃદયમાં કોઇ પણ પ્રકારના ભય તથા સંશયને સ્થાન આપવાનું નથી. મારો તને એ જ આદેશ છે કે તું અહીંથી સત્વર સભાસદનમાં પાછો પહોંચી જા, નિર્ભયતાથી રાજ-પદવીને સ્વીકારી લે અને જો સૂમરા સરદારો પોતાના વિરોધને ન જ ત્યજે, તો રાજબળથી તેમના વિરોધને શમાવી દેવાનો અને પોતાના માર્ગને નિષ્કંટક કરી લેવાનો ઉદ્યોગ કર. રાજાઓના જીવનમાં વિઘ્નના આવા પ્રસંગો તો આવ્યાં જ કરે છે; પરંતુ શૂરવીર પુરુષો વિઘ્નના આવા પ્રસંગોથી ભયભીત તથા નિરાશ ન થતાં વિઘ્નના આવા પ્રસં-ગોને દક્ષતાપૂર્વક નિવારી દેવાના પ્રયત્નો જ કરતા રહે છે. તું તત્કાળ રાજપદવીને સ્વીકારી ન લેતાં અહીં મારી આજ્ઞા લેવાને આવ્યો એ તારો પ્રચંડ પ્રમાદ થયો છે; તો હવે સત્વર પાછો જા અને તારા આ પ્રમાદનું કાંઇ પણ વિપરીત પરિણામ આવે તે પૂર્વે જ સિંહાસનારૂઢ થઇ જા. વરુણદેવ આપણો સહાયક હોવાથી વરુણદેવમાં વિશ્વાસ રાખ અને રાજ્યપ્રાપ્તિરૂપ શુભ કાર્યને સત્વર સિદ્ધ કરી લે."

ચનેસરની પત્ની કે જે પોતાના પતિ તથા સાસૂ વચ્ચે થતા આ વાર્તાલાપને લક્ષપૂર્વક સાંભળતી કક્ષના દ્વાર પાસે ઊભી હતી તે હવે કક્ષમાં આવી લાગી અને પોતાના પતિને સંબોધીને કાંઇક ઉગ્ર ભાવથી કહેવા લાગી કે: "પ્રાણેશ, માત્ર સૂમરા સરદારોના વિરોધથી ભયભીત થઇને મુખ પર્યન્ત આવી પહોચેલા ગ્રાસને પાછો થાળીમાં નાંખી દઇ તે સુગ્રાસને મુખમાં નાંખવો કે ન નાંખવો એવી અકારણ શંકાથી આપ માતાની સંમતિ લેવાને આવ્યા છો, એ આપની ભીરુતા મારા મનમાં ભયમિશ્રિત આશ્ચર્યને ઉપજાવી રહી છે; કારણ કે, આપનું આ વર્તન

ક્ષત્રિયોચિત નથી. મારૂં વામ નેત્ર તથા વામ અંગ ફરકતું હોવાથી મારા મનમાં વિપરીત પરિણામની શંકા થયાં કરે છે. શીઘ્ર રાજસભામાં પહોંચી જાઓ અને રાજમુકુટને મસ્તકે ધારણ કરીને સિંહાસને વિરાજો; નહિ તો આપનો પ્રતિસ્પર્ધી કનિષ્ટ બંધુ રાજસભામાં વિદ્યમાન હોવાથી આપના તીવ્ર વિરોધી સૂમરા સરદારો તેનો જ રાજ્યાભિષેક કરી દેશે અને આપ અત્યારે જ્યાં છો ત્યાંના ત્યાં જ રહી જશો. હસ્તમાં આવેલા આવા શુભ અવસરને આવા કાલ્પાનક ભયથી ખોઇ દેવો અને પોતાના કલ્યાણનો પોતાના હસ્તથી જ નાશ કરી નાખવો એ બુદ્ધિમાન્ પુરુષનું કર્તવ્ય નથી.”

“રાજસભામાં મારા રાજ્યાભિષેકનો નિર્ણય થઇ ગયેલો હોવાથી હવે કોઇથી પણ મારા કનિષ્ટ બંધુને સિંધુરાજ તરીકે સ્વીકારી શકાય તેમ છે જ નહિ, એટલે આટલી સીમાપર્યન્ત ભયભીત થવાનું કાંઇ પણ કારણ નથી. હું આ ક્ષણે જ રાજસભામાં જાઉં છું અને અલ્પ સમયમાં જ મારા રાજ્યાભિષેકના સમાચાર તમોને મોકલું છું.” આ શબ્દોને ઉચ્ચારતો રાજકુમાર ચનેસર રાજસભામાં જવામાટે પોતાના આસન ઉપરથી ઊઠીને ઊભો થઇ ગયો.

એ ક્ષણે જ રાજસભાના દ્વારમાં થતા નાનાવિધ વાદ્યોનો ધ્વનિ ચનેસર, તેની માતા તથા તેની પત્ની આદિના સાંભળવામાં આવ્યો. વિધવા રાજ્ઞી અમાયાના અંતઃકરણમાં ભયનો સંચાર થતાં તેના મુખમંડળમાં મલિનતા વિસ્તરી ગઇ અને તેણે નિકટમાં ઊભેલી પોતાની એક દાસીને કહ્યું કે: “હજી કુમાર ચનેસરનો રાજ્યાભિષેક તો થયો નથી અને આ વાદ્યોનો ધ્વનિ કેમ સંભળાય છે? સત્વર નીચે જા અને કાંઇ જાણવા જેવા સમાચાર હોય તો લઇ આવ.”

રાજકુમાર ચનેસર ભય તથા આશ્ચર્યથી સ્તંભિત થઇને ત્યાંનો ત્યાં જ ઊભો રહી ગયો. થોડી વારમાં જ તે દાસી પાછી આવી લાગી અને અધોવદના થઇને રાણી અમાયા સમક્ષ ઊભી રહી.

“દાસી, શા સમાચાર છે?” રાણી અમાયાએ અધીરતાથી પૂછ્યું.

“સમાચાર એવા છે કે તે સંભળાવવામાટે મારી જીભ નથી ઉપડતી!” દાસીએ કંપિત સ્વરથી ઉત્તર આપ્યું.

“એટલે?” અમાયાએ કોપદર્શક ભાવથી કહ્યું.

“એટલે એ જ કે ‘જેનાથી પોતાની માતાની આજ્ઞા વિના કોઇ પણ કાર્ય નથી કરી શકાતું તે માવડિયા રાજકુમારથી સિંધુ દેશનું રાજ્ય કરી શકાય એ સર્વથા અસંભવનીય છે’ એમ દર્શાવીને સૂમરા સરદારો તેમ જ રાજકુમાર ચનેસર દેવના પક્ષકાર માંડલિકોએ એકવાક્યતાથી રાજકુમાર ચનેસર દેવનો રાજા તરીકે અસ્વીકાર કરીને દ્વિતીય રાજકુમાર

ઘોઘારાજનો રાજકુમારી સુભગા દેવીની સંમતિથી રાજ્યાભિષેક કરી દીધો છે, નવીન રાજાની નગરયાત્રાની તૈયારીઓ ચાલી રહી છે અને એ આનંદને વ્યક્ત કરવામાટે આ વાદ્યોનો ધ્વનિ થઇ રહ્યો છે. આ સમાચાર સંભળાવતાં કોની જીભ ન અચકાય વારૂ ?" દાસીએ ભયકંપિત હૃદયથી સ્નાનના સમાચાર સંભળાવી દીધા.

દાસીના મુખથી આ સમાચાર સાંભળતાં જ રાજકુમાર ચનેસરની રાજા થવાની, રાણી અમાયાની રાજમાતા થવાની અને ચનેસરની પત્નીની પટરાણી થવાની મહતી આશાનો દુર્ગ નિમેષમાત્રમાં ધરાશાયી થઇ ગયો; તે સર્વનાં મુખમંડલોમાં કાલિમા વ્યાપી ગઇ અને કેટલીક વાર સુધી ત્યાં મૌન તથા નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું. રાણી અમાયાના કોપનો પરમાવધિ થઇ ગયો અને તે કોપના યોગે તેનાં નેત્રો તથા મુખ-મંડળમાં તીવ્ર લાલિમાનો વિસ્તાર પ્રત્યક્ષ દેખાવા લાગ્યો. તેણે દાસીને સંબોધીને કહ્યું કેઃ—

"સૂમરા સરદારો તથા અન્યાન્ય માંડલિકોના મુખમાંથી એવા જ ઉદ્ગારો નીકળ્યા હતા ને કેઃ 'જેનાથી પોતાની માતાની આજ્ઞા વિનાકોઇ પણ કાર્ય નથી કરી શકાતું તે માવડિયા રાજકુમારથી સિંધુ દેશનું રાજ્ય કરી શકાય એ સર્વથા અસંભવનીય છે.' ?"

"જી હા, મહારાણીજી, મને મળેલા સમાચાર પ્રમાણે સૂમરા સર-દારો તથા અન્યાન્ય માંડલિકોના મુખમાંથી એ જ ઉદ્ગારો નીકળ્યા હતા." દાસીએ ઉત્તર આપ્યું.

"તેમના મુખમાંથી નીકળેલા એ ઉદ્ગારો સર્વથા સત્ય હતા; કારણ કે, આજે મારી કૂખને લજાવનારા મારા આ પુત્રના માવડિયા-પણાને જોઇને મારા મનમાં જે એવો ભ્રમ હતો કે મેં એક શૂરવીર પુત્રને જન્મ આપ્યો છે તે મારા ભ્રમનો આજે નિરાસ થઇ ગયો છે અને મેં એક ષંઢ અથવા નપુંસકને જન્મ આપ્યો છે એ સત્ય અત્યારે મારા જાણવામાં આવી ગયું છે." રાણી અમાયાએ આવા ભયાનક ઉદ્ગારો કાઢ્યા અને ત્યાર પછી ચનેસરને સંબોધીને તિરસ્કારસૂચક ભાવથી કહ્યું કેઃ "માવડિયા ચનેસર, પરમાત્માએ તને આવી સ્ત્રૈણતા સમર્પેલી હોવાથી મારો તને એ જ ઉપદેશ છે કે તું એક રેંટિયો ખરીદી લે અને રાંડીરાંડોના મંડળમાં વિરાજીને કાંતવાનો ધંધો કરતો રહે; કારણ કે, તારા જેવા માવડિયા તથા બાયલા પુરુષનો શૃંગાર તલ્વાર નહિ, પણ રેંટિયો જ મનાય છે."

"સાસૂજી, મને તો લાગે છે કે રેંટિયો ફેરવીને રૂ કાંતવા જેટલી બુદ્ધિ પણ આપના આ માવડિયા પુત્રમાં ન હોવાથી એમના ખભા-પર એક ધાબળો નાખી દ્યો અને એમને રબારીઓ સાથે ઘેટાં તથા

બકરાં ચારવાને જંગલમાં વિદાય કરી દો; કારણ કે, એમના ભાગ્યમાં રાજપદ નહિ, કિંતુ રબારીપણું જ લખાયલું છે.” ચનેસરની પત્ની સુસંધાએ પોતાના પતિના સંબંધમાં પોતાની સાસૂ કરતાં પણ અધિક અપમાનસૂચક શબ્દો ઉચ્ચાર્યા અને ત્યાર પછી નિઃશ્વાસ નાંખીને કહ્યું કે: “હું આવા માવડિયા પતિની પત્ની થયેલી હોવાથી આજે મને મારો અવતાર વ્યર્થ થયેલો દેખાય છે; મારી સર્વ ઉચ્ચ આશાઓ તથા અભિલાષાઓ આજે ધૂળમાં મળી ગયેલી જણાય છે!”

ચનેસરના હૃદયમાં પોતાની માતાના ઉપાલંભોથી કોપનો અગ્નિ ભડકી ચૂકેલો હોવાથી તેની પત્નીના આ ઉપાલંભોએ ઘૃતનું કાર્ય કરી બતાવ્યું અને તેનો કોપાગ્નિ અનિવાર્ય થઇ ગયો; કારણ કે, વસ્તુતઃ તે પોતે એક વીર પુરુષ હોવાથી તેનાથી આવું ભયંકર અપમાન સાંખી શકાય તેમ હતું જ નહિ. તેણે પોતાની પત્નીને સંબોધીને કોપદર્શક ભાવથી કહ્યું કે:—

“સુસંધે, પુત્રધર્મને અનુસરીને મારાં માતુશ્રીને તો મારાથી કાંઇ કહી શકાય તેમ નથી, પરંતુ તું મારી પત્ની હોવા છતાં પોતાના ધર્મને તિલાંજલિ સમર્પીને અત્યારે તેં મને સંબોધીને જે કાંઇ પણ અયોગ્ય શબ્દો ઉચ્ચાર્યા છે અને મારું જે ભયંકર અપમાન કર્યું છે તે માટે ભવિષ્યમાં તારે ભયંકર પશ્ચાત્તાપ કરવો પડશે અને તારા શબ્દો તને પોતાને જ નડશે એ તારે કદાપિ ભૂલી જવાનું નથી.”

“નબળો માટી બૈયરપર શૂરો હોય છે એ તો આખી દુનિયા જાણે છે, એટલે આપ આ કાંઇ નવી વાત નથી કહેતા. એટલું બધું પાણી હોય, તો જે રાજ્ય આપના હાથમાંથી છીનવી લેવાયું છે તેને પાછું મેળવી દેખાડો. મારા ઉપર જુલ્મ કરશો તેથી આપની શી નામના થવાની છે વારુ?” તેની પત્નીએ પુનઃ તેના પર વચનના બાણો ચલાવ્યાં.

“બહુ સારું; હવે જે રાજ્ય મારી પાસેથી છીનવી લેવાયું છે તેને જ્યારે હું મારા બાહુબળ તથા બુદ્ધિબળથી પાછું મેળવીશ ત્યારે જ પાછો અહીં આવીશ અને તને મારું મુખ બતાવીશ. જો એ પાણી મારાથી નહિ બતાવી શકાય તો અજ્ઞાતવાસમાં જ હું મારા જીવનને સમાપ્ત કરી નાંખીશ અને તમોને મારા મૃત્યુના સમાચાર પણ નહિ મળે.” કોપના આવેશમાં આવી ભીષણ પ્રતિજ્ઞા કરીને રાજકુમાર ચનેસર પોતાની માતાના અંતઃપુરમાંથી પ્રયાણ કરી ગયો.

* * * * *

રાજકુમાર ચનેસર જે વેળાયે જે સભાસદનમાં પાછો આવ્યો તે વેળાયે તેનો કનિષ્ટ બંધુ ઘોઘારાજ રાજમુકુટ તથા રાજદંડને ધારણ કરીને સિંહાસને વિરાજેલો હતો, તેની નગરયાત્રામાટે શૃંગારાયેલો

'શત્રુઘ્ન' નામક ગજરાજ પોતાની સૂંઢને ડોલાવતો સભાસદનના દ્વારમાં ઊભો હતો અને પોતાના નવીન રાજાની પ્રતીક્ષા કરતો સભાસદનના દ્વારમાં વારંવાર દૃષ્ટિપાત કરી રહ્યો હતો.

રાજકુમાર ચનેસરને સભાસદનમાં આવેલો જોઇને ઘોઘારાજ તેને જ્યેષ્ઠ બંધુ તરીકે માન આપવામાટે સિંહાસનપરથી ઊઠીને ઊભો થઇ ગયો અને અન્ય સભાસદો પણ ઊઠીને ઊભા થઈ ગયા. ઘોઘારાજે તેને સંબોધીને વિનયપૂર્વક કહ્યું કે: "પધારો, મારા જ્યેષ્ઠ બંધુ, પધારો અને આ સિંહાસનના દક્ષિણ પાર્શ્વમાં તમારા માટે જ ખાલી રાખવામાં આવેલા આ આસને વિરાજો."

"બંધુ ઘોઘારાજ, એ આસનપર તમો વિરાજો અને મારું સિંહાસન મને ખાલી કરી આપો; કારણ કે, સિંધુરાજ તરીકે પ્રથમ મારું નિર્વાચન થયેલું હોવાથી આ રાજસિંહાસન, રાજદંડ તથા રાજમુકુટ તમારાં નહિ. પણ મારાં છે; છતાં જો એમને અધર્મ તથા અનીતિની સહાયતાથી બળાત્કારે પચાવી જવાનું સાહસ કરશો, તો તમારા એ સાહસનાં પરિણામો નઠારાં છે. અત્યારે હું અસહાય તથા તથા અકિંચન હોવાથી જો મને મારો અધિકાર ન મળી જાય, તો મેં ન્યાય મેળવવા-માટે દિલ્લીના સુલ્તાન અલાઉદ્દીન ખિલજી પાસે જવાનો અને સૂમરા સરદારો મારા વિરોધી હોવાથી મુસલ્માન સુલ્તાનની સહાયતાથી સિંધુ-રાજ થવાનો મારા મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો છે."

રાજકુમાર ઘોઘારાજ એક ઉદારાત્મા તથા પ્રેમી બંધુ હોવાથી ચનેસરના મુખમાંથી નીકળેલા આ શબ્દો સાંભળીને તેનું મૃદુ તથા પ્રેમાર્દ્ર અંતઃકરણ દ્રવી જતાં તે સૂમરા સરદારો તથા માંડલિકો આદિને સંબોધીને કહેવા લાગ્યો કે: "સિંધુરાજ્યના આધારસ્તંભો અને મારા હિતૈષી મિત્રો, રાજકુમાર ચનેસર મારા જ્યેષ્ઠ બંધુ હોવાથી એમને આવી રીતે કોપાયમાન કરીને ચાલ્યા જવા દેવા અને બંધુકલેશના અગ્નિને પ્રજ્વલિત થવા દેવો એ કાર્ય મને તો કોઇ પણ પ્રકારે ઇષ્ટ નથી જ દેખાતું; એટલામાટે મારો આપ મહાનુભાવોને એ જ આગ્રહ છે કે એમને જ સિંધુરાજ તરીકે સ્વીકારી લ્યો અને મને જે જાગીર આપવાની હોય તે આપી દો કે જેથી અમારો બંધુપ્રેમ અવિચળ રહે, આપણા દેશમાં હિંદુ જાતિ તથા હિંદુ ધર્મના પરમશત્રુ મુસલ્માન સુલ્તાન અલાઉદ્દીન ખૂનીનું આગમન ન થાય અને આપણા દેશના સર્વનાશના બીજનું આરોપણ થતું અટકી જાય; કારણ કે, બંધુકલેશનાં કેવાં ભયંકર પરિણામો થાય છે એ કૌરવો તથા પાંડવોના યુદ્ધે આપણને સ્પષ્ટ બતાવી આપ્યું છે."

"નાહ, સિંધુનાથ, હવે આ રાજ્યનું સ્વામિત્વ તો આપ શ્રીમાન્‌થી આપના જ્યેષ્ઠ બંધુના હસ્તમાં સમર્પી શકાય તેમ નથી; કારણ કે, સિંહાસનારૂઢ થયા પછી રાજાનો રાજ્ય કરવાનો અધિકાર હોય છે; કોઇ પણ વ્યક્તિને રાજ્ય આપી દેવાનો અધિકાર નથી હોતો એ નિયમ કદાચિત્ આપ શ્રીમાન્‌ના લક્ષમાં નહિ હોય. કૌરવોએ શ્રી કૃષ્ણ પરમાત્માના વચનનો અનાદર કરીને પાંડવોને પાંચ ગ્રામ આપવાની ઉદારતા પણ ન હોતી દર્શાવી અને દુર્યોધને શ્રી કૃષ્ણ પરમાત્માને 'सूच्यग्रं नैव दास्यामि विना युद्धेन केशव' એવું સ્પષ્ટ ઉત્તર આપી દીધું હતું તેથી મહાભારત યુદ્ધનો ઉદ્ભવ થયો હતો. અમો આપ શ્રીમાનને કૌરવો સમાન અનુદારતા દર્શાવવાનો ઉપદેશ નથી આપતા. અર્થાત્ રાજકુમાર ચનેસરદેવને પાંચને બદલે પચાસ ગ્રામ તેમ જ ધન આદિ આપવાની આપ શ્રીમાનની ઇચ્છા હોય, તો આપ શ્રીમાન્ પોતાની તે ઇચ્છાને પૂર્ણ કરો. અમો રાજકુમાર ચનેસર દેવને એક સૂમરા સરદાર તરીકે સ્વીકારવાને તૈયાર છીએ; પરંતુ સિંધુ દેશના સાર્વભૌમ તરીકે સ્વીકારવાને તૈયાર નથી. અમારો જે વિરોધ છે તે આટલો જ છે. જો રાજાનો કોઇ પણ વ્યકિતને પોતાનું રાજ્ય આપી દેવાનો અધિકાર હોય, તો કોઇ વાર કોઇ દુરાચારી અથવા ઉન્મત્ત રાજા કોઇ વેશ્યાને કિંવા પોતાના કોઈ કૃપાપાત્ર નીચ મનુષ્યને જ રાજ્ય આપી દે અને જો એમ થાય તો એનું પરિણામ શું આવે એનો આપ શ્રીમાને જ વિચાર કરી લેવાનો છે." સૂમરા સરદારોના અગ્રણીએ સિંધુનાથ ઘોઘારાજના અયોગ્ય વિચારનો વિનયપૂર્વક પ્રબળ તથા યુક્તિપુરઃસર પ્રતિવાદ કરતાં ગંભીરતાથી આ વાકયો ઉચ્ચાર્યાં.

"જ્યેષ્ઠ બંધુ, આપણા કુટુંબના તથા આપણા રાજ્યના આ પરમહિતૈષી વીર પુરુષના આ વિચારો મને બોલતો અટકાવી દે છે. આપની સંમતિ હોય, તો હું આપને પચાસ ગ્રામ તથા બે લાખ રૂપિયા રોકડા આપવાને તૈયાર છું; માત્ર એટલું જ નહિ, પણ આપ એક સન્માન્ય સૂમરા સરદાર ગણાશો અને જ્યારે પણ આપ આ રાજસભામાં પધારશો ત્યારે હું પોતે સિંહાસન ઉપરથી ઊઠીને મારા જ્યેષ્ઠ બંધુ તરીકે આપને ઉચિત માન આપીશ અને આ સર્વ સરદારો તથા માંડલિકો પણ રાજકુમાર તરીકે આપનો યોગ્ય સત્કાર કરતા રહેશે. આપનો આટલો આદર કરવા છતાં પણ જો આપ સંતુષ્ટ ન થાઓ, તો પછી મારો શો ઉપાય?" સિંધુનાથ ઘોઘારાજે રાજકુમાર ચનેસરને ઉદ્દેશીને વિનયપૂર્વક કહ્યું.

"તમોને સિંધુરાજ તરીકે આવી રીતે ગ્રામ, ધન તથા ઉચ્ચ પદવી આદિનું દાન આપવાનો મારો પોતાનો અધિકાર હોવા છતાં મારા

તે અધિકાર તથા સ્વમાનને ભૂલી જઇને તમારા હસ્તથી કોઇ એક ભિક્ષુક પ્રમાણે હું આ દાનને સ્વીકારૂં અને સિંધુ દેશમાં તમારા એક આજ્ઞાધીન સરદાર તરીકે અપમાનપૂર્ણ જીવન વીતાડું એ સર્વથા અસંભવનીય છે. જો હું થઇશ, તો આ સિંધુ દેશનો સર્વસત્તાધીશ સ્વામી જ થઇશ અને નહિ તો કાંઇ પણ નહિ થાઉં. હું મારાં પૂજ્ય માતુશ્રીની આજ્ઞા લેવાને ગયો એ કારણથી સૂમરા સરદારોએ તેમ જ એક સમયના મારા પોતાના પક્ષકાર માંડલિકોએ મને 'માવડિયો' કહીને મારી રાજપદવીને મારા હસ્તમાંથી અન્યાય તથા બળાત્કારથી છીનવી લીધી છે, તો મારે પણ રણભૂમિમાં ઉપસ્થિત થઇને મારા વિરોધીઓને મારી તલ્વારનો પ્રભાવ બતાવી દેવો અને બાહુબળથી આ સિંહાસનનો અધિકાર મેળવવો એ જ મારૂં કર્તવ્ય છે. જ્યારે મારૂં એ કર્તવ્ય મારા હસ્તથી સિદ્ધ થશે ત્યારે જ હું મારા આ માનવ અવતારને સાર્થક થયેલો માનીશ. આ સિંધુભૂમિ સિંધુવાસીઓના રક્તથી અલ્પ સમયમાં રંગાવાનો લેખ વિધાતાએ પ્રથમથી જ લખી રાખેલો હોવાથી વિધાતાના એ લેખને કોઇ પણ મિથ્યા કરી શકે તેમ નથી; કારણ કે, વિધાતાના હસ્તથી જો એવો લેખ ન લખાયો હોત, તો મારા અધિકારપર આવી રીતે અન્યાયથી આ તરાપ મારવાની કુબુદ્ધિનો તમારાં મસ્તિષ્કોમાં આવિર્ભાવ થાત જ નહિ. વારૂ, ત્યારે હવે આપણે એક બીજાના રક્તપિપાસુ શત્રુના સ્વરૂપમાં યુદ્ધભૂમિમાં પાછા મળીએ ત્યાં સુધી તમો સર્વને મારા પ્રણામ છે." ચનેસરે પોતાનો અંતિમ નિશ્ચય દર્શાવ્યો.

"તમો મારા જ્યેષ્ઠ બંધુ હોવાથી હું જેમ જેમ તમારા માનને જાળવવામાટે વિનય તથા નમ્રતા દર્શાવતો જાઉં છું તેમ તેમ તમો અમોને બિભીષિકાઓ દ્વારા ગર્ભગલિત કરવાની ધૃષ્ટતા દર્શાવતા જાઓ છો એ યોગ્ય નથી. તમારા હસ્તમાં શસ્ત્ર છે તો અમારા હસ્તમાં અમોએ કાંઇ કંકણો નથી ધાર્યાં એ તમારે લક્ષમાં રાખી લેવાનું છે. જો તમો અમારી આટઆટલી પ્રાર્થનાઓનો તિરસ્કાર કરીને પોતાના દુરાગ્રહને જ વળગી રહેશો અને આપણી હિંદુ જાતિ તથા આપણા હિંદુ ધર્મના પરમ શત્રુ સુલ્તાન અલાઉદ્દીન ખૂનીની સહાયતા મેળવીને શત્રુના સ્વરૂપમાં રણભૂમિમાં જ અમોને મળશો, તો અમો પણ તમારી તલ્વારનો જવાબ તલ્વારથી જ આપીશું અને સિંધના સૂમરાનું શૌર્ય કેવું હોય છે એ તમારા સહાયક અલાઉદ્દીનને પણ સારી રીતે બતાવી આપીશું. તમારા આ મહાવિઘાતક દુરાગ્રહથી હવે અમારો પણ એ જ નિશ્ચય થતો જાય છે કે તમારા ભાગ્યમાં વિધાતાએ જાતિદ્રોહી, દેશદ્રોહી, ધર્મદ્રોહી તથા બંધુદ્રોહી થવાનો લેખ

લખેલો હોવાથી વિધાતાના એ લેખને કોઈથી પણ મિથ્યા કરી શકાય તેમ નથી. જો વિધાતાના હસ્તથી તમારા ભાગ્યમાં આવો લેખ લખાયલો ન હોત. તો તમારા મસ્તિષ્કમાં આવી ભયંકર કુબુદ્ધિનો આવિર્ભાવ ન જ થાત એ નિર્વિવાદ છે. જો મારી ઇચ્છા હોય, તો અત્યારે આ સિંધુ દેશમાં તમારો કોઈ પણ સહાયક તથા પક્ષકાર ન હોવાથી અને હું અત્યારે સિંધુ દેશનો રાજસત્તાધીશ હોવાથી નિમેષ માત્રમાં જ તમોને કારાગૃહમાં નખાવીને અથવા તો તમારા જીવનદીપનું નિર્વાણ કરાવીને આ વિવાદનો અત્યારે જ અંત લાવી નાંખવાનું તથા મારા રાજ્યરૂપ માર્ગને નિષ્કંટક કરી લેવાનું હું સંપૂર્ણ સામર્થ્ય ધરાવું છું. છતાં બંધુ-હત્યાના પાતકથી લિપ્ત થવાનો મારો મનોભાવ ન હોવાથી મારા એ સામર્થ્યનો ઉપયોગ હું નથી કરતો અને તમો જ્યારે કોઈ પણ પ્રકારે નથી જ માનતા, તો હું તમોને તમારી જ્યાં પણ જવાની ઇચ્છા હોય, ત્યાં જવાની અને તમારાથી જેટલો વિરોધ કરી શકાય તેટલો વિરોધ કરી લેવાની સ્વતંત્રતા સમર્પું છું. હવે આ વિષય પરત્વે વિશેષ વાદાનુવાદ કરવાની મારી ઇચ્છા નથી; કારણ કે, હજી મારે નગરયાત્રાના કાર્યની સમાપ્તિ કરવાની છે અને ત્યાર પછી આપણા પિતાશ્રીના મૃત દેહના અગ્નિસંસ્કારની વ્યવસ્થા કરાવવાની છે." અંતે સિંધુરાજ ઘોઘા-રાજે પણ નિરુપાય થઈને પોતાનો નિશ્ચય અત્યંત ગંભીર શબ્દોમાં આવા રીતે દર્શાવી દીધો.

હવે કોઈ પણ ઉપાયવડે રાજપદવી પ્રાપ્ત થવાની આશા આકાશકુસુમ સમાન ભાસવાથી રાજકુમાર ચનેસર ઝંખવાણો પડીને ત્યાંથી અશ્વશાળામાં જવામાટે ચાલતો થઈ ગયો અને તેના પ્રયાણ સાથે જ સિંધુ દેશ તથા સુમરા રાજવંશના સર્વનાશના બીજનું આરોપણ થઈ ગયું. અશ્વને સુસજ્જિત કરાવી તેના પર તે આરૂઢ થયો અને તે ક્ષણે જ અમરકોટને ત્યજીને પ્રતિહિંસાની પૂર્તિમાટે સુલ્તાન અલાઉદ્દીન ખિલજીની ની ઇતિહાસપ્રસિદ્ધ રાજધાની દિલ્લીના માર્ગમાં અત્યંત વેગપૂર્વક અગ્રે-સર થવા લાગ્યો.

રાજસભામાંથી રાજકુમાર ચનેસર દેવના ચાલ્યા જવા પછી ઘોઘા-રાજ સિંહાસન ઉપરથી ઊઠીને સભાસદનના દ્વારમાં આવ્યો અને પૂર્વ-કથિત 'શત્રુઘ્ન' નામક રાજગજના વિશાળ પૃષ્ઠદેશમાં ગોઠવેલી સોનાની અંબાડીમાં વિરાજ્યો. સુમરા સરદારો અશ્વારૂઢ થઈને અગ્રભાગમાં ચાલવા લાગ્યા, ગજરાજ મધ્યભાગમાં ચાલવા લાગ્યો અને માંડલિક રાજાઓ તથા જાગીરદારો ઇત્યાદિ અશ્વારૂઢ થઈને રાજગજરાજની પાછળ પાછળ ચાલવા લાગ્યા. નવીન સિંધુરાજને નાગરિક કુમારિકાઓ તથા અખંડસૌભાગ્યવતી સ્ત્રીઓ સ્થળે સ્થળે મુક્તાફલ, સુવર્ણમુદ્રા તથા

પુષ્પો વડે વધાવવા લાગી અને નાગરિકો તેનો ગગનભેદક જયજયકાર કરવા લાગ્યા. તૃતીય પ્રહરની સમાપ્તિથી કિંચિત્ પૂર્વે નવીન સિંધુરાજ નગરયાત્રાની સમાપ્તિ કરીને પાછો સભાસદનમાં આવી લાગ્યો અને તે વેળાયે તેની આજ્ઞાથી બ્રાહ્મણો, ભાટો, ચારણો તથા ભિક્ષુકો આદિને તેમની યોગ્યતા અનુસાર ભૂમિદાન, ધનદાન, વસ્ત્રદાન તથા અન્નદાન આદિ દાન આપીને સંતોષવામાં આવ્યા; તેમણે નવીન રાજાના શિરપર આશીર્વાદોની વૃષ્ટિ વર્ષાવી અને ત્યાર પછી સદ્ગત સિંધુરાજ ભુંગર દેવના મૃત દેહને સ્મશાનમાં લઇ જવાની તૈયારીઓ થવા લાગી. ભુંગર દેવની રાજપૂત રાણી અને સુભગા દેવી તથા ઘોઘારાજની માતાએ પોતાના પતિની ચિતામાં સજીવન બળીને સતી થવાનો અથવા તો સહગમન કરવાનો પોતાનો નિશ્ચય સર્વને દર્શાવી દીધો.

સ્મશાનમાં ભુંગર દેવના અંતિમ દર્શનનો લાભ લેવા માટે જેવી રીતે સહસ્ત્રાવધિ નાગરિકો આવી લાગ્યા હતા તેવી જ રીતે તેની સતી થનારી રાણીના આશીર્વાદોને મેળવવા માટે સહસ્ત્રાવધિ સૌભાગ્યવતી સ્ત્રીઓ પણ આવીને એકત્ર થઇ ગઇ હતી. સૂર્યાસ્ત સમયે ભુંગર દેવના મૃત દેહને પોતાના અંકમાં ધારણ કરીને સતી રાણી ચંદનકાષ્ઠની ચિતામાં વિરાજ્યાં, ચિતાને પ્રજ્વલિત કરવામાં આવી અને અગ્નિનારાયણે તેમને ભસ્મીભૂત કરવાના પોતાના કાર્યનો આરંભ કરી દીધો. ચનેસરની માતા સતી ન થવાથી અને ઘોઘાની માતા સતી થવાથી ચનેસર તથા તેની માતા પ્રતિ સમસ્ત જનતાનો તિરસ્કાર થઇ ગયો અને ઘોઘાને જનતા દેવપુત્ર તથા દેવીપુત્ર માનવા લાગી. સિંધુ દેશના ગગનમંડળમાં ઘોઘાનો ગૌરવરવિ દિવસાનુદિવસ અધિકાધિક પ્રચંડતાથી પોતાના પ્રકાશને વિસ્તારવા લાગ્યો.

## પ્રકરણ ૪ થું
## સિંધુ દેશના દુર્ભાગ્યનો પૂર્વ ઇતિહાસ

એ વાર્તા તો સર્વથા નિર્વિવાદ છે કે આપણા ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ મહાગૌરવમય છે. એક સમય એવો પણ હતો કે જે સમયમાં આપણો આ ભારતવર્ષ અથવા આર્યાવર્ત નામક દેશ સમસ્ત સભ્ય સંસારનો ગુરુ, નેતા તથા આદર્શ મનાતો હતો અને ધન, વિદ્યા તથા બલ આદિના વિષયમાં સંસારની સર્વ સમ્મિલિત શક્તિઓ પણ ભારતવર્ષની પ્રતિસ્પર્ધા કરી શકતી ન હોતી. જ્યાં સુધી આપણા ભારતવાસીઓના સમુદાયમાં પારસ્પરિક દ્વેષાગ્નિ તથા કુસંપ આદિનો પ્રચાર ન હોતો થયો અને તેમનામાં એક બીજાના રક્તની પિપાસા ન

હોતી ઉદ્ભવી ત્યાં સુધી આપણો દેશ પોતાના તે જ ઉચ્ચતમ આસન પર વિરાજી રહ્યો હતો. જ્યાં સુધી વિકાર, અહંમન્યતા, આલસ્ય, લોભ, મત્સર, પારસ્પરિક કલહ તેમ જ વિલાસિતા, અજ્ઞાન, અવિદ્યા તથા અભિમાનની સરિતાઓ વહી નીકળી ન હોતી ત્યાં સુધી ભારતવર્ષના ઉન્નતિ તથા પ્રતિષ્ઠા રૂપ સિંહાસનને કોઈ લેશ માત્ર પણ ડોલાવી શક્યું ન હોતું. એ સરિતાઓનો પ્રવાહ એટલો બધો રોચક છે અને તેની કથા, માનસિક પ્રગતિ, ઐતિહાસિક યુગપ્રવર્તન તથા સ્થિતિપરિવર્તનની એવી તો સરસ ગાથા છે કે નથી તેના અધ્યયનમાં કટુતા જણાતી કે નથી તેમાં ઉપદેશનો અભાવ અનુભવાતો.

ભારતવર્ષનાં પ્રાચીન તથા સભ્ય હિન્દુ રાજ્યોમાં સિંધુરાજ્યની પદવી અન્ય કોઈ પણ હિન્દુ રાજ્યથી ન્યૂન ન હોતી. સિંધુ દેશ પણ કોઈ એક સમયમાં ઉન્નતિના ઉચ્ચતમ શિખર ઉપર આરૂઢ થયેલો હતો અને તેના ધન તથા અન્ય અનેકવિધ વૈભવોને જોઈને વિધર્મી વિદેશીઓનાં લોભિષ્ટ હૃદયો તેના પ્રતિ આકર્ષાઈ રહ્યાં હતાં. ભારતવર્ષના ગૌરવરૂપ એ સિન્ધુ દેશનો પરિપાત પણ આપણી તેજ નૈતિક દુર્બલતાના યોગે થયો હતો કે જે નૈતિક દુર્બલતાએ આજે ભારતવર્ષના ગૌરવનો સર્વથા ગ્રાસ કરી લીધો છે. સિંધુદેશના ઇતિહાસને સેંકડે પંચોતેર ટકા જેટલા ભારતવાસીઓ જાણતા જ નથી અને તેઓ સિંધુ દેશને એક ઉજ્જડ પ્રાંત કિંવા વાલુકાભૂમિ જ માને છે; પરંતુ વસ્તુતઃ સિંધુ દેશનો ઇતિહાસ જેટલો રોચક છે તેટલો જ શિક્ષાપ્રદ પણ છે અને આપણી પ્રસ્તુત નવલકથા સિંધુ દેશની જ ઐતિહાસિક નવલકથા છે, એટલા માટે અહીં સિંધુ દેશનો સંક્ષિપ્ત ઇતિહાસ આપવાની આવશ્યકતા અનિવાર્ય થઈ પડે એ સ્વાભાવિક છે.

'મહાભારત' આપણો આર્યોનો એક અત્યંત આવશ્યક ઐતિહાસિક ગ્રંથ હોવાથી 'મહાભારત'નું ઐતિહાસિક મહત્ત્વ પુરાણોથી બહુ જ વિશેષ છે અને તે હોવું જ જોઈએ. 'મહાભારત'ની સહાયતાથી જ અત્યારે આપણે જાણી શકીએ છીએ કે પ્રાચીન કાળમાં આપણી રાજનૈતિક, સામાજિક, ધાર્મિક તથા આર્થિક અવસ્થા શી તથા કેવા પ્રકારની હતી. સભ્યતાની પ્રગતિ સાથે તે સમયનાં જે ભારતીય મહારાષ્ટ્રોનાં નામો 'મહાભારત'માં વર્ણવાયલાં છે તે નામાવલીમાં સિંધુ દેશનો પણ ઉલ્લેખ કરાયલો છે. 'મહાભારત'માં સિંધુ દેશનો જે ઉલ્લેખ કરાયલો છે તે જ દર્શાવી આપે છે કે તે સમયમાં સિંધુદેશનું ઐતિહાસિક મહત્ત્વ અવશ્ય વિશેષ પરિમાણમાં હોવું જોઈએ. 'મહાભારત'ના પાઠકોથી મહારાજા જયદ્રથનું નામ અજ્ઞાત નથી; કારણ કે, 'મહા-

ભારત'ના સમયમાં સિંધુ દેશના સર્વસત્તાધીશ મહારાજાધિરાજ તેઓ જ હતા. તે કાળમાં સિંધુ દેશના બે વિભાગો હતા અને તે બે વિભાગો અનુક્રમે શિવસ્થાન તથા સૌવીર નામથી ઓળખાતા હતા. શિવસ્થાન તે વર્તમાન સેહ્‌વણ છે, પરંતુ સૌવીરના સ્થાનનો અદ્યાપિ ઐતિહાસિક દૃષ્ટિથી નિર્વિવાદ નિર્ણય કરી શકાયો નથી. કેટલાક પુરાતત્ત્વવેત્તાઓની માન્યતા અનુસાર 'સૌવીર' સમસ્ત સિંધુ દેશનું એક બીજું નામ છે. અસ્તુ.

સમ્રાટ્ હર્ષવર્ધનના મૃત્યુના સમયમાં સિંધુ દેશમાં મહદૈશ્વર્યસંપન્ન તથા પ્રજાવત્સલ સાહસી નામક રાજા રાજ્ય કરતો હતો અને તેના રાજત્વકાલમાં સિંધુ દેશ બ્રાહ્મણાબ્દ તથા શિવસ્થાન નામક બે વિભાગોમાં વિભક્ત થયેલો હતો. ઇ. સ. ૬૫૦માં સાહસી માંદો પડયો અને સ્વર્ગવાસી થયો. તેના મંત્રી બ્રાહ્મણ ચચ્ચનો સાહસીની રાણી સુંહધી સાથે ગુપ્ત પ્રેમસંબંધ હોવાથી ચચ્ચ તથા સુંહધીએ રાજા સાહસીના મૃત્યુની વાર્તાને વ્યક્ત થવા ન દીધી અને પોતાના રાજ્યપ્રાપ્તિરૂપ માર્ગમાં વિઘ્નરૂપ થનારા સર્વ રાજસંબંધીઓનો ગુપ્ત રીતે ઘાત કરીને રાજા સાહસી નિઃસંતાન હોવાથી રાણી સુંહધીએ પોતાના પ્રેમિક બ્રાહ્મણ ચચ્ચને સિંહાસનપર બેસાડી દીધો અને રાજા તરીકે તેના નામની સર્વત્ર ઘોષણા કરાવી દીધી. વિધવા રાણીએ ત્યાર પછી ચચ્ચ સાથે પુનર્વિવાહ કરી લીધો અને દાહર નામક પુત્રને જન્મ આપ્યો કે જે સિંધુ દેશનો અંતિમ હિન્દુ મહારાજા હતો, ચચ્ચના સ્વર્ગવાસની ઘટનાના સમયમાં દાહર અલ્પવયસ્ક તથા અનનુભવી હોવાથી રાજ્યશકટને ચલાવવાનો ભાર તેના કાકા ચંદ્રના શિરપર આવી પડયો હતો. ઇ. સ. ૬૭૩માં ચચ્ચનો સ્વર્ગવાસ થયો હતો અને ત્યાર પછી આઠ વર્ષ પર્યન્ત સુવ્યવસ્થાપૂર્વક રાજ્ય ચલાવીને ચંદ્રે ઇ. સ. ૬૮૦માં સમસ્ત રાજસત્તા દાહરના હસ્તમાં સમર્પી દીધી હતી.*

દાહર સિંધુ દેશનો અંતિમ હિન્દુ સમ્રાટ્ હતો. તેનો પરિપાત થતાં સિંધુ દેશમાંથી હિન્દુ રાજસત્તારૂપ વૃક્ષનું ઉન્મૂલન થઇ ગયું સિંધુ દેશમાં મુસલ્માન અરબોની દૃષ્ટિ રાજા સાહસીના સમયથી જ સિંધુદેશ ઉપર પડી ચૂકી હતી અને સિંધુ દેશની સ્વતંત્રતા તથા વૈભવશાલિતા તે ધર્માંધ મુસલ્માનો અથવા અરબ લુટારુઓની આંખોમાં કાંટા પ્રમાણે ખટકી રહી હતી. પ્રથમ પણ એક વાર સૈન્ય મોકલીને બગદાદના ખલીફાએ સિંધુ દેશને સ્વાહા કરી જવાની ચેષ્ટા કરી હતી, પરંતુ સિંધુ દેશના તે સમયના બલશાલી તથા શૂરવીર હિન્દુ શાસકોએ તેમને પરા-

* 'ગુજરાતી'ની 'ચાણક્યનંદિની અથવા ચચ્ચ અને સુંહધી' નામક ઈ. સ. ૧૯૧૭માં અપાયલી ૩૩મી ભેટમાં આ ઐતિહાસિક કથા સવિસ્તર વર્ણવાયલી છે.

જિત કરીને ભગાડી દીધા હતા; કારણ કે, તે સમય પર્યન્ત સિંધુ દેશમ ગૃહકલેશ તથા ગૃહભેદિત્વનો ઉદ્ભવ થયેલો ન હોવાથી ઐક્ય તથા સંપનો અધિકાર અવિચલ હતો. જે વેળાયે સિંધુ દેશની રાજસત્તા દાહરન હસ્તમાં આવી તે વેળાયે બગદાદમાં હજ્જાજ નામક ખલીફો રાજ્ય કરતો હતો. હજ્જાજ ખલીફની એક નૌકાને સિંધુ દેશના દેવલ બંદર પાસે એક વાર સિંધુવાસી બૌદ્ધ લુટારા—ચાંચીઆ—ઓએ લૂટી લીધી. એ બૌદ્ધ લુટારાઓ હર્ષના સમયથી સિંધુ દેશના સમુદ્રતીરપ્રાંતમાં વસત હતા અને પ્રખ્યાત ચીના પ્રવાસી હુએન—સંગે પણ એ બૌદ્ધ લુટારા ઓની અત્યંત નિન્દા કરેલી છે. બગદાદના ખલીફે દાહર પાસેથી નૌક લૂટાઇ જવાના સંબંધમાં ઉત્તર માગતાં દાહરે એવા આશયનો સંદેશ મોકલી આપ્યો કે: "એ બૌદ્ધ લુટારાઓ ઘણા જ બદમાશ હોવાથ અમો પોતે પણ તેમનાથી કંટાળી ગયા છીએ અને અમારાથી તેમનુ દમન કરી શકાય તેમ નથી." દાહરનું આ ઉત્તર અક્ષરશઃ સત્ય હોવ છતાં વિગ્રહના નિમિત્તને શોધતા બેઠેલા ખલીફને તેનું એ ઉત્તર સંતોષ જનક તથા સત્ય ન જણાયું, તેણે પોતાના સૈન્યને સજ્જ થવાન આજ્ઞા સંભળાવી દીધી અને મહમ્મદ બિન કાસિમ નામક યુવક સેના પતિના આધિપત્ય તળે તે સૈન્યને સિંધુ દેશપર આક્રમણ કરવામાં રવાના કરી દીધું.

મહમ્મદ કાસિમ સાથે સ્થલચર તથા જલચર ઉભય પ્રકારની સેનાએ મોકલાયલી હોવાથી તે ઉભય સેનાઓ સિંધુના દેવલ બંદર નામક સ્થાન માં આવીને મળી ગઇ અને ત્યાં હિન્દુઓ તથા મુસલ્માન અરબો ઘનઘોર યુદ્ધ થયું. એ યુદ્ધમાં હિન્દુઓના વિજયની સંપૂર્ણ સંભાવન હોવા છતાં આપણા હિન્દુઓના ભાગ્યરવિનો અસ્ત થયેલો હોવાથી હિન્દુઓના ભાગ્યમાં ચિરપરાધીનતા લખાયલી હોવાથી અને હિન્દુએ માટે અસહ્ય સંકટોનો ઉપભોગ નિર્માયલો હોવાથી આપણી ધાર્મિ અંધશ્રદ્ધા અથવા મૂર્ખતાએ જ આપણી સ્વતંત્રતાનો સંહાર કર નાંખ્યો અને આપણી વિજયનૌકાને પરાજયના સમુદ્રમાં ડુબાવી દીધ તે સમયના સિંધુવાસી હિન્દુઓની એક એવી માન્યતા હતી કે જો યુદ્ધન સમયમાં ત્યાંના શિવાલયના શિખરપર ચઢાવેલી ધ્વજા અચાનક નીચે પડી જાય તો તે ધ્વજાપાતને ઇશ્વરનો યુદ્ધને બંધ કરવા માટેનો સાં તિક આદેશ માનીને યુદ્ધને બંધ કરવું જ જોઇએ. આ ભેદ કોઇ ગૃહ ભેદી હિન્દુએ મહમ્મદ કાસિમને જણાવી દીધો અને એ ભેદ જાણવામ આવતાં તેણે મુખ્ય શિવાલયની તે ધ્વજાને નીચે પડાવી નાંખી. વિજયો ન્મુખ હિન્દુ વીરો એ ધ્વજાપાતને ઇશ્વરનો યુદ્ધને બંધ કરવા માટેનો કઠિન આદેશ માનીને રણક્ષેત્રમાંથી પલાયન કરી ગયા અને તેમને પલાય

કરતા જોઇને મુસલ્માન અરબોએ નગરમાં પ્રવેશ કરીને ભયાનક નરહત્યાકાંડનો આરંભ કરી દીધો. અરબ સૈનિકોએ હિન્દુઓનાં ગૃહોને લૂટવાનો તથા હિન્દુ રમણીઓના સતીત્વને હરવાનો સપાટો ચલાવી દીધો અને પૈશાચિક અત્યાચાર તથા પશુતુલ્ય આચારની પરિસીમા કરી બનાવી. દેવલબંદરથી મહમ્મદ કાસિમ વિજયોન્મત્ત થઇને નીરનકોટ જવામાટે પોતાના સૈન્ય સહિત પ્રયાણ કરી ગયો.

નીરનકોટના નિવાસીઓએ મહમ્મદ કાસિમ સાથે ભયાનક યુદ્ધ કરીને મૃત મનુષ્યો પ્રમાણે આત્મસમર્પણ કરી દીધું. ત્યાંથી આગળ વધીને વિજેતા મહમ્મદ કાસિમ શિવસ્થાનની સીમામાં પહોંચ્યો કે જ્યાંના અધિકસંખ્ય નિવાસીઓ ક્ષત્રિય હતા. મહારાજા ચચ્ચના ભ્રાતા ચંદ્રનો પુત્ર વત્સરાજ તે સમયમાં શિવસ્થાનનો પ્રધાન રાજપ્રતિનિધિ હતો અને તેણે મહમ્મદ કાસિમ સાથે અંત પર્યન્ત યુદ્ધ કરવાનો પ્રથમથી જ નિશ્ચય કરી રાખ્યો હતો; પરંતુ તે વેળાએ ભગવાન્ બુદ્ધનો અહિંસા સિદ્ધાન્ત ભારતવર્ષના લાભને સિદ્ધ કરવાને બદલે ભારતવર્ષની હાનિ જ કરી રહ્યો હતો; કારણ કે, લોકોમાં અહિંસાના સિદ્ધાન્તને ગ્રહણ કરવાની જે આત્મશક્તિ હોવી જોઇએ તે આત્મશક્તિનો લોપ થઇ ગયેલો હોવાથી લોકો 'અહિંસા' નામક ઉત્તમ વસ્તુનો ભયાનક દુરુપયોગ કરી રહ્યા હતા. અર્થાત્ એ અર્થના થયેલા અનર્થે તે સમયમાં આપણી ભારતવાસીઓની સ્વતંત્રતાનો વિક્રય કરી નાંખ્યો હોય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ હતું જ નહિ. ઘટના એવી ઘટી કે વત્સરાજ એક બાજૂ યુદ્ધની તૈયારી કરવા લાગ્યો અને તે જ સમયે બીજી બાજૂ બૌદ્ધ શ્રમણો લોકો સમક્ષ અહિંસાના સિદ્ધાન્તનું પ્રતિપાદન કરીને શત્રુ સાથે સંધિ કરી લેવાનો ઉપદેશ આપવા લાગ્યા; પરંતુ વત્સરાજ યુદ્ધને જ ઉચિત ધારીને પોતાના નિશ્ચયથી લેશમાત્ર પણ વિચલિત ન થયો. આવી રીતે પોતાના પ્રયત્નને નિષ્ફળ થતો જોઇને બૌદ્ધ શ્રમણોએ લોકોને ઉશ્કેરવાના આશયથી એવો ઉપદેશ આપવા માંડયો કે: "તમો આ યુદ્ધમાં સહાયતા આપીને પોતાના પરલોકની પાયમાલી ન કરશો." બૌદ્ધ શ્રમણો એટલું કરીને જ ન અટકયા, કિન્તુ તેમણે મહમ્મદ કાસિમને એક પત્ર પાઠવ્યું અને તેમાં લખી જણાવ્યું કે: "આપ આનંદથી નગરમાં પધારો; અમો આપનું સ્વાગત કરીએ છીએ અને શિવસ્થાનની પ્રજા પણ આપનો આદર કરીને આપના પક્ષમાં રહેવાને તૈયાર છે." થયું પણ એમ જ; કારણ કે, બૌદ્ધ શ્રમણો તથા બૌદ્ધ ધર્માનુયાયીઓના પ્રયત્નથી શિવસ્થાનની પ્રજા યુદ્ધથી સર્વથા વિમુખ થઇ ગઇ. ગૃહભેદની આ વાર્તા મહમ્મદ કાસિમના જાણવામાં આવતાં તેણે કોઇ પણ પ્રકારના ભય તથા સંશય વિના શિવસ્થાનપર આક્રમણ કરી દીધું અને વીર વત્સરાજનો

સહાયક કોઇ પણ ન રહ્યો એટલે તે એકલો એકાટ શું કરી શકે વારૂ? મહમ્મદ કાસિમના સૈનિકોએ નિર્ભયતાથી નગરમાં પ્રવેશ કરીને બૌદ્ધ શ્રમણોને તો છોડી દીધા, પણ તેમની ઉશ્કેરણીથી યુદ્ધવિમુખ થયેલા પ્રજાજનોપર વિપત્તિની ભયાનક વૃષ્ટિ વર્ષાવી દીધી. ત્યાંના પ્રજાજનો લૂંટાયા, મરાયા અને બકરાંની પેઠે આત્મરક્ષાનો કાંઈ પણ પ્રયત્ન ન કરતાં રેંસાઇ ગયા. બૌદ્ધ ધર્મના અહિંસા સિદ્ધાન્તનું પરિણામ આ થયું.

પોતાના દેશની આવી દુર્દશાના સમાચાર સાંભળીને રાજા દાહર સિંધુનદના પરતીરપ્રાંતમાં ચાલ્યો ગયો અને ત્યાં સૈન્યસંગઠન કરવા લાગ્યો. મહમ્મદ કાસિમ પણ શિવસ્થાનને અધિકૃત કર્યા પછી પોતાના સૈન્ય સહિત ધીમે ધીમે સિન્ધુનદના આ તીરપ્રાંતમાં આવી લાગ્યો; પરંતુ સિંધુ જેવા પ્રચંડ તથા વિશાળ નદને યોગ્ય સાધન વિના ઓળંગવાનું કાર્ય બહુધા અશકયવત્ હોવાથી તેની બુદ્ધિ ચકરાઇ ગઇ અને તે ત્યાં જ અટકી ગયો. તેણે નિરાશ થઇને બગદાદના ખલીફને એક પત્ર લખીને પાઠવ્યું અને તેમાં જણાવી દીધું કે: "ખાનપાનનાં સાધનો તથા નૌકાબળની ન્યૂનતા હોવાથી હવે અહીં અમારાથી વિશેષ વિજય મેળવી શકાશે કે કેમ એનો અમારા મનમાં સંશય થયાં કરે છે." પરંતુ તે સમય ભારતના દુર્ભાગ્યની પ્રબળતાનો સમય હોવાથી અને ભારતવર્ષના ભાગ્યમાં પરાધીનતાની શૃંખલામાં જકડાવાનો કુયોગ લખાઇ ચૂકેલો હોવાથી ભારતવર્ષ તથા હિન્દુ જાતિના દુર્ભાગ્યથી મહમ્મદ કાસિમનો સૌભાગ્યસૂર્ય અચિન્ત્ય ચમકી ઊઠયો. સિંધુનદના મધ્યમાં એક દ્વીપ હતો અને તે દ્વીપમાં મહાબલરાજ નામક હિન્દુ માંડલિક રાજા રાજ્ય કરતો હતો. સિંધુરાજ દાહર સાથે મહાબલરાજનું કાંઇક વૈમનસ્ય થયેલું હોવાથી મહમ્મદ કાસિમના આગમનને તેણે પોતાના વૈરના પ્રાતશોધનો એક ઉત્તમ અવસર માની લીધો અને તેથી મહમ્મદ કાસિમને ખાનપાનનાં સાધનો, સૈનિકો તથા નૌકાઓ આદિની યથેચ્છ સહાયતા આપી દીધી. મહમ્મદ કાસિમ આ અચિંત્ય સહાયતા મળતાં સિંધુનદને ઓળંગીને પેલે પાર પહોંચી ગયો, ત્યાં સિંધુરાજ દાહર સાથે તેનો ઘનઘોર સંગ્રામ થયો અને એક વિષયુક્ત બાણથી દાહરના હાથીની અંબાડીમાં અચાનક અગ્નિ પ્રજળી ઊઠયો. હાથી અગ્નિની ઉષ્ણતાને સહન ન કરી શકવાથી ઉન્મત્ત તથા પાગલ થઇને રણભૂમિમાંથી ભાગ્યો અને એક તળાવમાં જઇને કૂદી પડયો. સિંધુરાજ દાહરનો પરાજય થયો, મુસલ્માન અરબોએ હિંદુઓને લૂટવા, રેહેંસવા, મારવા તથા વટલાવવાના કાયનો આરંભ કરી દીધો અને તેથી ત્યાં હિન્દુઓના રક્તની ગંગાનું વહન થવા લાગ્યું.

દેશદ્રોહ તથા ગૃહભેદનું આ પરિણામ થયું. મહાબલરાજ પણ એક હિન્દુ હોવા છતાં એક સાધારણ મનોમાલિન્યના કારણથી તેણે એક વિધર્મી તથા વિદેશી શત્રુને સહાયતા આપવાની નીચતા દર્શાવી અને પરિણામનો લેશમાત્ર પણ વિચાર ન કર્યો. સિંધુ દેશના હિન્દુ સમ્રાટ્ને, પોતાના જાતિબંધુ તથા અધીશ્વરને એક ક્ષુદ્ર મનોમાલિન્યના કારણથી નીચું જોવડાવવામાટે તેણે એક વિધર્મી તથા વિદેશી સેનાપતિને અન્ન, સૈન્ય તથા નૌકા આદિની સહાયતા આપવાથી ભારતની સૌભાગ્યરેખા તે સમયે દુર્ભાગ્યના રૂપમાં પરિણત થઇ ગઇ; હિન્દુઓએ પોતે જ સિંધુ દેશને પરાધીનતાની ગહન ગર્તામાં પછાડી નાખ્યો!

દાહરની સેનામાં પચાસ અરબ અશ્વારોહી સૈનિકો હતા અને તેમણે અત્યાર સુધી પોતાના અન્નદાતાની અત્યંત વિશ્વાસપાત્ર સેવકો તરીકે સેવા કરી હતી; પરંતુ જ્યારે મહમ્મદ કાસિમ તથા તેની સેનાએ સિંધુ દેશની રાજધાની અલોડ નગરપર આક્રમણ કર્યું તે વેળાયે તેમણે પોતાના દેશબંધુ, જાતિબંધુ તથા ધર્મબંધુ અરબો ઉપર આક્રમણ કરવાની સાફ ના પાડી દીધી; માત્ર એટલું જ નહિ, પણ તેઓ દાહરની સેવાને લાત દઇને અરબ સેનામાં મળી ગયા. વિદેશી તથા વિધર્મી સૈનિકોને સૈન્યમાં રાખવાથી તેઓ અણીની વેળાયે કેટલી સીમા પર્યંત નિમકહરામ થઇ જાય છે એનું આ એક બહુ જ ઉત્તમ ઉદાહરણ છે. મહમ્મદ કાસિમે દાહર રાજાના રાજ્યને સંપૂર્ણતાથી અધિકૃત કરી લીધું એટલે પછી તેણે રણભૂમિમાં વીરગતિને પ્રાપ્ત થયેલા સિંધુરાજ દાહરની વિધવા રાણી, તેની બે રાજકુમારીઓ તથા કેટલીક દાસીઓને પકડીને ગુલામ તરીકે પોતાના દેશમાં મોકલી દીધી. દાહરની બે રાજકુમારીઓ અત્યંત રૂપસુંદરી હોવાથી ખલીફને પોતાને ભેટ તરીકે અર્પવાનો પ્રબંધ કરવામાં આવ્યો હતો અને દાહરની તે રાજકુમારીઓ પોતાના અલૌકિક બુદ્ધિબળથી ખલીફના હસ્તથી જ મહમ્મદ કાસિમનો ઘાત કરાવીને અથવા અન્ય શબ્દોમાં કહીએ તો પ્રતિહિંસાની પૂર્તિ કરીને પોતે પણ પોતાની પવિત્રતાને અખંડ રાખી પુલકિત વદનથી મૃત્યુને આધીન થઇ હતી.

દાહર રાજાનો એક પુત્ર હતો અને તેનું નામ જયસિંહ હતું. વિજયની આશા ન રહ્યાથી તે રણભૂમિમાંથી પલાયન કરીને બ્રાહ્મણાબ્દ પાસેની મરુભૂમિમાં છુપાઈ રહ્યો હતો. તે વેળાયે બ્રાહ્મણાબ્દમાં ચાળીશ હજાર હિન્દુ સૈનિકો હતા. મહમ્મદ કાસિમ છ માસ પર્યન્ત બ્રાહ્મણાબ્દને ઘેરીને પડયો રહ્યો હતો. જ્યારે પણ બ્રાહ્મણાબ્દના સૈનિકો તેના સૈન્ય ઉપર આક્રમણ કરતા હતા ત્યારે બીજી બાજૂથી જયસિંહ પોતાના સૈન્ય સહિત તેનાપર ધસી આવતો હતો અને એવી રીતે ઉભય સૈન્યોના

મધ્યમાં ફસાઇ જવાથી મહમ્મદ કાસિમના સૈન્યની ભયંકર હાનિ થઇ જતી હતી. મહમ્મદ કાસિમ બિચારો અતિશય વિપત્તિમાં આવી પડયો; પરંતુ પુનઃ ભારતવર્ષનું દુર્ભાગ્ય તેને જોઇતી સહાયતા આપવામાટે કમર કસીને તૈયાર થઇ ગયું. નીચ મહાબલરાજે મહમ્મદ કાસિમને રાજકુમાર જયસિંહના ગુપ્તનિવાસસ્થાનનો પત્તો બતાવી દીધો એટલે તેણે જયસિંહને ત્યાંથી પરાજિત કરીને નસાડી દીધો અને બ્રાહ્મણાબ્દના નિવાસીઓએ રણયજ્ઞમાં આત્મસમર્પણ કરી દીધું.

તે સમયમાં મુલ્તાન પણ સિંધુદેશાન્તર્ગત હોવાથી મહમ્મદ કાસિમ ત્યાંથી મુલ્તાનની દિશામાં આગળ વધ્યો. મુલ્તાનમાં સૂર્યનારાયણનું એક વિશાળ તથા પ્રખ્યાત મંદિર હતું તેમાં સૂર્યનારાયણની એક સુવર્ણનિર્મિત વિશાળ મૂર્તિ વિરાજતી હતી અને તે મૂર્તિના નેત્રસ્થાનમાં બે બહુમૂલ્ય રત્નો (પન્ના) જડેલાં હતાં. મહમ્મદ કાસિમે તે રત્નો ઉખેડાવી લીધાં સુવર્ણમૂર્તિને તોડાવીને સુવર્ણ લઇ લીધું, તેમ જ મંદિરમાં જે અન્ય સંપત્તિ હતી તે પણ લૂટી લીધી. સૂર્યનારાયણના મંદિરને પણ તોડી નાંખવામાં આવ્યું, અને સિંધુરાજ્યને લૂટીને બગદાદના ખલીફ પાસે એટલું બધું ધન મોકલવામાં આવ્યું કે હવે વિશેષ ધનની આવશ્યકતા ન ધારીને ખલીફ મહાશયે "મુલ્તાનમાંના સૂર્યમંદિરના સ્થાનમાં તેમ જ અન્ય સ્થાનોમાં મસ્જિદો બંધાવો અને તેમાં જ ત્યાંના ધનનો વ્યય કરો" એવું ફર્માન મહમ્મદ કાસિમ ઉપર લખી મોકલ્યું. આ ફર્માન મળતાં જ મહમ્મદ કાસિમે સિંધુ દેશમાંનાં મંદિરોનાં સ્થાનોમાં સર્વત્ર મસ્જિદો બંધાવવાના કાર્યનો આરંભ કરી દીધો અને તેથી જ આજે સિંધુ દેશમાં હિન્દુઓનાં પ્રાચીન દેવમંદિરો નામશેષ થયેલાં આપણા જોવામાં આવે છે અને જ્યાં જુઓ ત્યાં મસ્જિદો તથા મકબિરાનીજ વિપુલતા જણાય છે.

સિંધુના હિન્દુ રાજ્યવૃક્ષનો ઉચ્છેદક મહમ્મદ કાસિમ એક અંધશ્રદ્ધ મુસલ્માન હોવા છતાં, ઇસ્લામમાં તેની અનન્ય શ્રદ્ધા હોવા છતાં, ઇસ્લામ વિના અન્ય સર્વ ધર્મોને તે અધર્મ માનનારો હોવા છતાં તેમ જ અન્યધર્મીયોને 'કાફિર' સમજનારો તથા કહેનારો હોવા છતાં સત્યવાદી તથા વચનપાલક હતો એટલું તો સત્યના સમર્થનમાટે આપણે સ્વીકારવું જ જોઇએ; કારણ કે, એક કટ્ટર મુસલ્માન તરીકે જ્યાં પણ તેને વિજય મળતો હતો ત્યાં તે જો કે નિર્દયતાનો જ વ્યવહાર કરી બતાવતો હતો; તથાપિ જેને તેણે અભયદાન આપ્યું હોય તેનો નાશ કદાપિ ન હોતો કરતો. તે વચનપાલક હોવાથી જ શિવસ્થાનના બૌદ્ધ શ્રમણોએ જ્યારે તેને વત્સરાજ સાથે લડવાને બોલાવ્યો હતો ત્યારે તેણે તેમને અભયદાન આપેલું હોવાથી લૂટયા પણ ન હોતા અને માર્યા પણ

ન હોતા. બગદાદના ખલીફામાં તો મહમ્મદ કાસિમની એટલી બધી શ્રદ્ધા હતી કે દાહરની દુહિતાઓએ ખલીફને 'આપના સેનાપતિ મહમ્મદ કાસિમે અમારા યૌવનને ઉચ્છિષ્ટ કરીને જ અમોને આપના અંતઃપુરમાં મોકલેલી હોવાથી અમો આપના કામની રહી જ નથી' એમ કહ્યું અને તેથી કોપાયમાન થઇને ખલીફે જ્યારે તેનાપર એવો હુકમ મોકલી આપ્યો કેઃ "તમો પોતાને પશુના તાજા ચામડાના કોથળામાં બંધ કરાવીને મારી પાસે આવો'; તે વેળાયે જરાય ચૂં કે ચાં ન કરતાં તે પોતે પોતાના દેહને પશુના તાજા ઊતારેલા ચામડામાં બંધ કરાવીને બગદાદ ગયો હતો અને તેણે મૃત્યુની ભીતિને પોતાના નિર્ભય હૃદયમાં પ્રવેશવા દીધી ન હોતી.

ઇ. સ. ૬૯૨ થી ૧૦૨૫ પર્યન્ત સિંધુ દેશનો રાજ્યાધિકાર અરબ શાસકોના હસ્તમાં રહ્યો હતો; ઇ. સ. ૧૦૨૫ માં સુલ્તાન મહમૂદ ગજનવીએ અરબો પાસેથી સિંધુ દેશનો રાજ્યાધિકાર છીનવી લીધો હતો એટલે ત્યાં ગુલામવંશના શાસકોનો અધિકાર થયો હતો અને ત્યાર પછી મુસલ્માન સુલ્તાનો નિર્બળ થઇ જવાથી અને સિંધુ દેશના સૂમરા રાજપૂતો બલાઢ્ય હોવાથી તેમણે પોતાના દેશમાં પોતાના સ્વતંત્ર શાસનની પુનરપિ સ્થાપના કરી દીધી હતી. તેઓ દિલ્લીના સુલ્તાનોના વર્ચસ્વને પણ સ્વીકારતા ન હોતા તેમ જ તેમને ખંડણી પણ આપતા ન હોતા. સિંધુ દેશના સૂમરા શાસકોની વીરતા તથા નિર્ભયતાથી દિલ્લીના મુસલ્માન સુલ્તાનો પણ ભયભીત રહ્યા કરતા હતા.

પરંતુ સિંધુ દેશમાંના હિન્દુ રાજ્યના મંદ સ્મારકસ્વરૂપ સૂમરા સિંહાસનને પણ તેના સ્થાનમાં સ્થિર ન રહેવા દેવાનો જ જાણે હિન્દુઓના દુર્ભાગ્યની પ્રબળતાથી વૈરી વિધાતાએ દૃઢ સંકલ્પ કરી લીધો હોયની! તદ્વત્ સિંધુ દેશના તે સમયના સૂમરા નામક હિન્દુ રાજવંશમાં પૂર્વકથિત બન્ધુકલહનો ભયાનક પાવક પ્રજળી ઊઠયો અને તે કલહના પરિણામે દાહરના શાસનકાળમાં જેવી રીતે શિવસ્થાનના બૌદ્ધ શ્રમણોએ તેમ જ બખ્ખર દ્વીપના માંડલિકરાજે દેશદ્રોહી, ધર્મદ્રોહી તથા જાતિદ્રોહીની ભૂમિકાઓ ભજવીને પોતાના દેશને વિધર્મી તથા વિદેશી મુસલ્માન અરબ શત્રુઓના હસ્તમાં સમર્પી દીધો હતો; પોતાના દેશબંધુ, જાતિબંધુ તથા ધર્મબંધુ હિન્દુઓના રક્તથી સિંધુભૂમિને રંજિત કરાવી હતી અને સિંધુ દેશવાસિની હિંદુજાતિના સર્વનાશને પુલકિત હૃદયથી કોઇ એક નાટકના અભિનય પ્રમાણે નિહાળ્યો હતો, તેવી જ રીતે ભુંગર સૂમરાના સ્વર્ગવાસની ઘટના પછી પોતાના દોષનો વિચાર ન કરતાં તેનો જ્યેષ્ઠ રાજકુમાર ચનેસર હિન્દુ જાતિ તથા હિન્દુ ધર્મના પરમ વિરોધી સુલ્તાન અલાઉદ્દીન ખૂનીની સહાયતાથી પોતાના બંધુ ધોધારાજને પદભ્રષ્ટ કરીને

સિંધુરાજ થવાની અથવા અન્ય શબ્દોમાં કહેવામાં આવે તો એક મુસલ્માનની આધીનતાને સ્વીકારીને સિંધુ દેશમાં મુસલ્માનોના આધિપત્યની સ્થાપનાના માર્ગને નિષ્કંટક કરી આપવાની તથા હિન્દુ ધર્મપર પુનઃ ભયંકર આઘાત કરાવવાની દૃઢ પ્રતિજ્ઞા કરીને દિલ્લીની દિશામાં પ્રયાણ કરી ગયો હતો, એ વાર્તા તો પાઠકો તથા પાઠિકાઓના જાણવામાં આવી ચૂકી છે અને તેની એ નીચ પ્રતિજ્ઞાનું પરિણામ યથાસમય તેમના જાણવામાં આવવાનુ છે એટલામાટે સિંધુ દેશના દુર્ભાગ્યના આટલા પૂર્વ ઇતિહાસને પર્યાપ્ત માનીને પાઠકો તથા પાઠિકાઓના રસનો ભગ ન થવા દેવાના આશયથી હવે કથાના અનુસંધાનમાં અગ્રગામી થવું એ જ અધિક શ્રેયસ્કર છે.



## પ્રકરણ ૫ મું
## મારે તેની તલ્વાર

ગત પ્રકરણમાં વર્ણવાયલી ઘટનાને લગભગ બે માસ જેટલો સમય વીતી ગયો હતો. કચ્છનો જામ જખરો અથવા અબડો અબડાણી પોતાની રાજધાની વડસરમાંની પોતાની મોલાત (મહાલય)ના વિશાળ ચોકમાં દાયરો ભરીને બેઠો હતો. દાયરામાં તેનો નાનો ભાઈ સપડ્જી, જુણેચાનો ઠકરાઇ બીજો અબડોજી, કેટલાક સમા (જાડેજા) જાગીરદારો, ચારણદેવો તથા કેટલાક નાગરિકો પણ વિદ્યમાન હતા. જેવી રીતે વિદ્વજ્જનોના સમુદાયમાં વિદ્યાની, વૈશ્યોના સમુદાયમાં વાણિજ્યવ્યાપારની તથા શૂદ્રોના સમુદાયમાં સ્વાભાવિક દાસવૃત્તિની ચર્ચા જ થતી હોય છે તેવી રીતે કચ્છના આ શૂરવીર તથા રણઘેલા રાજપૂતોના સમુદાય અથવા દાયરામાં અત્યારે સ્વાભાવિક વીર પુરુષોના વીરત્વ તથા યુદ્ધ આદિક વિષયોની જ ચર્ચા ચાલી રહી હતી. વચ્ચે ચારણદેવતાઓ પોતાની વીરરસને છલકાવતી ઉત્સાહવર્ધિની કવિતાઓ સંભળાવીને રાજપૂતોનાં હૃદયોને હર્ષોન્મત્ત કરી રહ્યા હતા. દાયરામાં વિરાજેલા બહુધા સર્વ તરુણ, પ્રૌઢ તથા વૃદ્ધ પુરુષો પોતપોતાની યોગ્યતા અનુસાર પોતાના વીરત્વ વિષયક વિચારો અથવા ભાવોને વાણીદ્વારા વ્યક્ત કરી રહ્યા હતા; માત્ર એક જ પુરુષ કે જે એ રાજપૂતોના દાયરાથી ચારેક હાથના અંતરે એક ચટાઇના ટુકડાપર બેઠો હતો તે કાંઇ પણ ન બોલતાં એ ચર્ચા અથવા વાર્તાલાપને મૌનપૂર્વક તથા લક્ષપૂર્વક સાંભળી રહ્યો હતો. એ દૂર બેઠેલો મુનિવ્રતધારી પુરુષ આપણી નવલકથામાં આગળ જતાં એક અગત્યની વીરભૂમિકા ભજવવાનો હોવાથી જો એનો અલ્પ પરિચય અમો આપીશું તો તે અપ્રાસંગિક તો નહિ જ કહેવાય.

તે ચાળીસ વર્ષના વયનો એક પ્રૌઢ પુરુષ હતો. તેનો દેહ હૃષ્ટપુષ્ટ હોવા સાથે તેની ઊંચાઇ પૂરા પાંચ હાથની હતી અને તેનાં નેત્રો તથા મુખમંડળમાં વીરત્વની દિવ્ય જ્યોતિ ઝગમગાટ કરી રહી હતી. તેણે કચ્છના તે સમયના રાજપૂતો જેવા પોશાકને ધારણ કરતા હતા તેવા જ પોશાકને ધારણ કરેલો હોવા છતાં અને તલ્વાર તથા કટાર આદિ શસ્ત્રોને પણ ધારણ કરેલાં હોવા છતાં તે દાયરાથી ચારેક હાથ દૂર બેઠો હતો તેનું કારણ એ હતું કે કચ્છમાં જેને અસ્પૃશ્ય માનવામાં આવે છે તે 'મેઘવાળ' નામથી ઓળખાતી અસ્પૃશ્ય જાતિમાં જન્મેલો હતો અને તેથી સ્પૃશ્ય જાતિઓના સમુદાયમાં સર્વને અડકીને બેસવાનો તેનો અધિકાર ન હોતો. એ મેઘવાળ મલ્લનું નામ ઓરસા હતું અને તેની જે એક વિશિષ્ટતા હતી તે એ કે તે પોતાની મૂછોને વળ દઇને ત્રણ આંટા અથવા વીંટા વાળી રાખતો હતો. અભિમાની રાજપૂતો એ મેઘવાળની આવી ધૃષ્ટતાને જોઇને પોતાનું અપમાન થયેલું માનતા હતા, મનમાં તેનાપર ચીડાયલા રહેતા હતા અને કેટલીક વાર તેની નિન્દા તથા તેનો તિરસ્કાર પણ કરતા હતા. ઓરસો જેવો અને જેટલો વીરનર હતો તેવો અને તેટલો વિદ્યાવ્યાસંગી તથા બુદ્ધિમાન્ પણ હતો. સિંહોને સંહારવા, વ્યાઘ્રોને વિદારવા, ચોરોને ચપટીમાં ચોળી નાંખવા, લુંટારાઓને રેંહેંસી નાખવા, જામ જખરાની નવાઇમાં કોઇ પણ પ્રકારનો પ્રજાવિઘાતક ઉપદ્રવ ન થવા દેવો અને દીન તથા દુઃખી જનોને આવશ્યક સર્વ પ્રકારની આર્થિક તથા શારીરિક સહાયતા આપવી એ જ તેના જીવનના નિત્યના વ્યવસાયો હતા. તે પોતાને ઘેર હોય અથવા તો બીજે ગામ ગયો હોય, અર્થાત્ ગમે ત્યાં હોય તોય રાત્રિના સમયમાં રાત્રિભોજનના કાર્યથી નિવૃત્ત થયા પછી પોતાનાં મેઘવાળ ભાઇઓ તથા મેઘવાળ બહેનોને દશરથનંદન સીતાપતિ શ્રી રામચંદ્રજીના જીવનના કોઇ પણ એક પ્રસંગની કથા કહી સંભળાવતો હતો, તેમને ધર્મના ઉત્તમ ઉપદેશો આપતો હતો અને હિંદુ ધર્મની શ્રેષ્ઠતાને તેમનાં હૃદયોમાં દઢાવ્યાં કરતો હતો.

આપણી પ્રસ્તુત ઐતિહાસિક કથાના કાળમાં સિંધુ દેશ તથા કચ્છ દેશનો વાણિજ્યસંબંધ અતિશય ઘનિષ્ઠ હોવાથી સિંધના વ્યાપારીઓ ત્યાંનો માલ વેચવાને કચ્છમાં આવ્યા કરતાં હતા અને કચ્છના વ્યાપારીઓ પોતાનો માલ વેચવાને સિંધમાં હમ્મેશાં જતા હતા. એટલે આ વ્યાપારીઓ અથવા વણજારા દ્વારા સિંધના કોઇ પણ પ્રકારના અગત્યના સમાચાર પાંચ સાત દિવસમાં કચ્છમાં અને કચ્છના કોઇ પણ પ્રકારના અગત્યના સમાચાર દશ બાર દિવસમાં સિંધમાં પહોંચી જતા હતા. તે સમયમાં અત્યારનાં વર્તમાનપત્રોનું કાર્ય એ વ્યાપારી

અથવા વણજારા તેમ જ ઘણીક વાર પ્રવાસીઓ પણ કરતા હતા. સિંધમાં ઘોઘા તથા ચનેસર વચ્ચે ઉદ્ભવેલા બંધુદ્વેષ તથા ચનેસરના દિલ્લીપ્રયાણ આદિ ઘટેલી ઘટનાઓના સમાચાર એ વ્યાપારીઓ અથવા વણજારા તેમ જ પ્રવાસીઓ દ્વારા કચ્છમાં પહોંચી ચૂકયા હતા અને તેનું અચાનક દાયરામાં વિરાજેલા એક રાજપૂત વીરને સ્મરણ થઈ આવતાં તે ગંભીરતાથી કહેવા લાગ્યો કેઃ—

"સિંધમાંથી સૂમરા રાજકુમાર ઘોઘા તથા ચનેસર વચ્ચે ઉદ્ભવેલા બંધુવિગ્રહના કાંઇ વિશેષ સમાચાર આવ્યા છે કે કેમ ? સિંધમાં કાંઇ નવાજૂની તો નથી થઈ ?"

"હજી તો એ વિગ્રહના આરંભને બે મહિના જેટલો જ સમય થયો છે એટલે આટલા અલ્પ સમયમાં કાંઇ નવાજૂની કયાંથી અને કેવી રીતે થાય ? સાંભળવા પ્રમાણે ચનેસર રીસાઇને અલાઉદ્દીન ખૂનીની મદદ મેળવવામાટે દિલ્લીની દિશામાં પ્રયાણ કરી ગયો છે એટલે અત્યારે તે કદાચિત્ દિલ્લી પહોંચી ગયો હશે અને ત્યાં તેને તેની ધારણા પ્રમાણે એ યવનરાજની સહાયતા મળશે, યવનરાજ પોતાના સૈન્યસહિત ચનેસરના મદદગાર તરીકે સિંધપર ચઢી આવશે અને સિંધમાં યુદ્ધના શ્રીગણેશ મંડાશે ત્યારે જ કાંઇ નવાજૂની થવાના સમાચાર આપણા સાંભળવામાં આવી શકશે. એ સમય આવતાં તો કદાચિત્ બીજા છ મહિના કે બાર મહિના વીતી જશે." જામ જખરાના કનિષ્ટ બંધુ સપડજીએ નિરાશાદર્શક એક નિઃશ્વાસ નાંખીને આ ઉદ્ગારો કાઢ્યા.

"કેમ, ભાઇ, તમોએ નિઃશ્વાસ કેમ નાંખ્યો અને તમારા મુખમંડળમાં વિષાદની છાયા અત્યારે શા કારણથી પ્રસરી રહી છે ?" તેજસ્વી જામ જખરાજીએ પોતાના સહોદરના મુખમંડળમાં વિષાદની છાયાને પ્રસરેલી જોઇને તેના કારણને જાણવાની ઇચ્છા દર્શાવી.

"'હિન્દુ ધર્મ તથા હિન્દુ જાતિનો અલાઉદ્દીન ખૂની જેવો મહાધર્માન્ધ તથા મદાંધ શત્રુ દિલ્લીથી સિંધ સુધી આવી લાગશે અને ત્યાંથી જો તેની દૃષ્ટિ કચ્છની દિશામાં વળશે, તો આપણો કચ્છદેશ તથા આપણે પોતે પણ ભયાનક વિપત્તિમાં આવી પડીશું' એ શંકા અથવા ભયથી તો આપ આટલી સીમાપર્યન્ત નિરાશ, શોકાતુર તથા ભયભીત નથી થઇ ગયા ને ?" અજાજી નામક એક વયોવૃદ્ધ વીર રાજપૂતે પોતાની બે ભાગોમાં વિભક્ત થયેલી લાંબી શ્વેત દાઢીના બે ભાગોના છેડાઓને કાનોપર ચઢાવતાં ગંભીર તથા અર્થસૂચક દૃષ્ટિથી આ પ્રશ્ન પૂછ્યો.

"કાકા, આ શબ્દો આપના મુખમાંથી નીકળ્યા એટલે લાચાર; જો કોઇ બીજાના મોંઢામાંથી નીકળ્યા હોત, તો તરત જ આ કચ્છી

તલ્વારના એક જ ઘાથી તેના માથાને ધડથી વેગળું કરીને બતાવી આપત કે જો અલાઉદ્દીન આપણા કચ્છના સીમાડામાં આવી લાગશે, તો તેની ફોજનાં માથાં સાથે તેનું પોતાનું માથું પણ કચ્છના જાડેજાની પાણી-વાળી તલ્વારના એક જ ઘાથી આવી જ રીતે ધડથી વેગળું થઇને ધૂળ ચાટતું થઇ જશે. અલાઉદ્દીને હથિયાર ધાર્યાં છે, તો અમારા હાથોમાં ય હથિયાર છે; એ યવનરાજની તલ્વાર કરતાં વધારે ભયંકર અને તીખી ધારવાળી આ કચ્છી રાજપૂતોની જાડેજી તલ્વાર છે." રણવીર સપડજીએ અત્યંત આવેશમાં આવી જઇને તે વયોવૃદ્ધ રાજપૂત સરદારને કચ્છી રાજપૂતોના પાણીનો પરિચય કરાવી દીધો.

"સાંભળ્યો, કાકા, રાજપૂતાણી નામક માનવી સિંહણના દૂધથી પોષાયલા મારા શાવક બંધુનો વીર પડકાર ? અલાઉદ્દીન ભલે ગમે તેવો અને ગમે તેટલો જબરો ખૂની હોય, તોય તે આ કચ્છની વીરભૂમિમાં ફાવી જવાનો નથી, એની બરાબર ખાત્રી રાખજો; કારણ કે,

'અમે બૈરાં પ્રમાણે હાથમાં ચૂડી નથી પ્હેરી;
નથી બેઠા અમારી વીરતાને સાવ ખંખેરી;
હતું તેવું જ છે રજપૂતનું લોહી હજી ઝેરી;
સલામત તે નથી જેણે કર્યા રજપૂતને વેરી;
થયા જો મિત્ર તો રજપૂત છે દેનાર માથાના;
થયા જો શત્રુ તો રજપૂત છે લેનાર માથાના !"

આ શબ્દોને ઉચ્ચારતાં અભંગ ઉપનામથી ઓળખાતા આપણી કથાના વીર નાયક જામ જખરા અથવા અબડાનાં આરક્ત નેત્રોમાંથી જાણે અગ્નિના કણો જ વર્ષી રહ્યા હોયની ! એવો સર્વને ભાસ થવા લાગ્યો.

ઉભય બંધુઓના આ વીરભાવને જોઇને સર્વના મુખમાંથી એજ આશયના ઉદ્ગારો નીકળવા લાગ્યા કે: "જ્યાં સુધી આપણા કચ્છમાં આ રામ તથા લક્ષ્મણના અવતાર જામ જખરોજી તથા ફટાયા સપડજી રાજ્યની ધુરાને ધારણ કરી રહ્યા છે અને અન્ય રાજપૂતો એમની સંમતિ અનુસાર ચાલી રહ્યા છે ત્યાં સુધી આ કચ્છ સર્વ શત્રુઓના આઘાત તથા ભયથી સર્વથા મુક્ત છે, નિર્ભય છે. કચ્છના આ રામ-લક્ષ્મણતુલ્ય રાજવીઓનો જય થાઓ."

"જ્યારે તમારા હૃદયમાં હિન્દુ ધર્મ તથા હિન્દુ જાતિના અલાઉદ્દીન ખૂની જેવા ધર્માન્ધ મુસ્લિમ સુલ્તાનનો પણ ભય નથી અને પોતાના બાહુબળ તથા વીરત્વમાં તમારો આટલી સીમા પર્યન્ત વિશ્વાસ છે, તો પછી આ અપ્રાસંગિક તથા અસામયિક શોક તથા વિષાદને દર્શાવવાનું અને આવી રીતે નિરાશાસૂચક નિઃશ્વાસ નાંખવાનું કારણ શું છે, તે

કૃપા કરીને દર્શાવશો ?" જે વયોવૃદ્ધ પુરુષે સપડજી ઉપર ભયભીત થવાનો આરોપ મૂકયો હતો તે જ પુરુષે આવી રીતે અન્ય શબ્દોમાં સૌમ્ય ભાવથી તેના વિષાદ તથા નિઃશ્વાસના કારણને જાણવાની ઇચ્છા દર્શાવી.

"કાકા, જો પ્રથમ તમોએ આવી જ સરલતાથી પ્રશ્ન પૂછ્યા હોત, તો તે સરલ પ્રશ્નનું તમોને સરલ ઉત્તર જ મળી જાત અને જે અકારણ વાદવિવાદ ઉપસ્થિત થઇ ગયો તે ન થાત. અસ્તુ. મારા વિષાદ તથા નિઃશ્વાસના કારણને જાણવાની તમારી ઇચ્છા છે, તો સાંભળો." આવી રીતે વિનય દર્શાવીને સપડજી પોતાના વિષાદના કારણને દર્શાવતો કહેવા લાગ્યો કે: "ભારતવર્ષમાં કૌરવો તથા પાંડવોના મહાભારત બંધુવિગ્રહથી રાજ્ય કરનારી હિન્દુ જાતિઓમાં જે બંધુવિગ્રહનો આરંભ થયો છે તેણે ભારતવર્ષના ક્ષત્રિયો તેમજ સમસ્ત ભારતીય પ્રજાની મહાભયાનક દુર્દશા કરી નાખેલી હોવા છતાં અને આપણી જનની જન્મભૂમિ પરાધીનતાની લોહશૃંખલામાં દિવસાનુદિવસ અધિકાઅધિક જકડાતી હોવા છતાં અદ્યાપિ ભારતવર્ષના હિન્દુ રાજ્યકર્તાઓ ગૃહના વિગ્રહનું ગૃહમાં અથવા તો પોતાના હિન્દુ જાતિબાંધવોની મધ્યસ્થતા દ્વારા સમાધાન ન કરતાં બંધુવિગ્રહના અગ્નિને વધારે અને વધારે પ્રજળાવી રહ્યા છે અને પોતાના હસ્તથી જ પોતાના સર્વનાશના માર્ગને પ્રશસ્ત કરી રહ્યા છે એટલે ભારતદેશ, હિન્દુ ધર્મ તથા હિન્દુ જાતિના વિધર્મી રાજ્યકર્તાઓના હસ્તથી ભવિષ્યમાં થનારા મહાભયંકર પરિણામનું બીભત્સ ચિત્ર મારા હૃદયચક્ષુ સમક્ષ ખડું થઇ જવાથી જ મારો આત્મા વિષાદગ્રસ્ત થઇ ગયો છે અને એટલામાટે જ હું નિરાશાદર્શક નિઃશ્વાસ નાખી રહ્યો છું."

"જો આ કારણથી જ તમારા હૃદયમાં શોક તથા વિષાદ થતો હોય, તો તે તમારો શોક તથા વિષાદ વાસ્તવિક તથા સકારણ છે અને તમારાપર ભયભીત થવાનો આરોપ મૂકવામાં મેં જે ઊતાવળ કરી હતી તે મારા અપરાધની હું તમારી પાસેથી ક્ષમા માગું છું." તે વૃદ્ધ પુરુષે શુદ્ધ ભાવથી ક્ષમાની યાચના કરતાં આ વિનયયુક્ત શબ્દો ઉચ્ચાર્યા.

"કાકા, તમો અમારી પાસેથી આવી રીતે ક્ષમાની યાચના કરીને અમોને લજ્જિત કરો એ તે શું કહેવાય? અમારા અવિનય માટે ક્ષમાની યાચના તો અમારે જ તમારી પાસેથી કરવાની છે. અમો ગમે તેવા પણ તમારા પુત્રતુલ્ય હોવાથી અમો જ ક્ષમા માગવાને યોગ્ય છીએ." સપડજીએ અંતઃકરણપૂર્વક વિવેક તથા વિનય દર્શાવ્યા.

આટલા સમયપર્યન્ત દાયરામાં ચાલતા સમસ્ત વાર્તાલાપ અથવા વાદવિવાદને લક્ષપૂર્વક સાંભળતો અને મૌનનું અવલંબન કરીને બેઠેલો મેઘવાળ મલ્લ હવે પોતાના દીર્ઘ મૌનનો ભંગ કરીને આ

ચર્ચાના સંબંધમાં પોતાના અભિપ્રાયને દર્શાવતો શાન્ત તથા ગંભીર ભાવથી કહેવા લાગ્યો કેઃ "જ્યાં વીર પુરુષોનો સમુદાય એકત્ર થયેલો હોય અને જ્યાં કોઇ પણ પ્રકારની ઇર્ષા તથા અસૂયાથી રહિત કેવળ સત્યનું જ પ્રતિપાદન થતું હોય ત્યાં આવી રીતે ક્ષમા માગવાની કે ક્ષમા આપવાની આવશ્યકતા હોતી જ નથી, એટલે આ વિવેક નિરર્થક છે. બાવા અજાજીએ પોતાના મનમાં ઉદ્ભવેલા સંશયને શુદ્ધ અંતઃકરણથી વ્યક્ત કરી બતાવ્યો અને કુમારશ્રી સપડજીએ તેમના તે સંશયનું નિવારણ કરી બતાવ્યું, એટલે એમાં કોઇ પણ પક્ષનો કશોય અપરાધ છે જ નહિ. આ વાદવિવાદના યોગે મારા મનમાં જે કેટલાક વિચારો આવ્યા છે તે વિચારોને જો હું આજની આ સભામાં વ્યક્ત કરું તો, મારો વિશ્વાસ છે કે, મારા એ યોગ્ય કાર્યને અપરાધ માનવામાં નહિ આવે. અલાઉદ્દીન ખિલજી દિલ્લીના સિંહાસનપર વિરાજીને સુલ્તાન તો હમણાં થયો છે; પરંતુ જ્યારે તેના કાકા જલાલુદ્દીન ખિલજીના રાજત્વકાળમાં તે સેનાપતિ હતો ત્યારથી હિન્દુ ધર્મ તથા હિન્દુ જાતિ ઉપર તેના હસ્તથી પૈશાચિક અત્યાચારો થતા રહ્યા છે; હિન્દુસ્થાનમાંથી હિન્દુ ધર્મ તથા હિન્દુ જાતિનું નિર્મૂલન કરી નાખવું અને હિન્દુસ્થાનને મુસ્લિમિસ્તાન બનાવી દેવું એવા મનોરથો અથવા અભિલાષોને જ તે પોતાના મનમાં પોષી રહ્યો છે; તેનું આત્મબળ, ધનબળ તથા સૈન્યબળ અગાધ છે અને હિન્દુ ધર્મ તથા હિન્દુ જાતિના એ પરમશત્રુનું અલ્પ સમયમાં જ આપણા આદિનિવાસ સિંધુ દેશમાં અથવા કહો કે આપણા નિકટના પાડોશી રાજ્યમાં આગમન થાય એવો સંભવ ઉપસ્થિત થઇ ગયો છે એટલે આપણા માટે પણ અત્યારથી જ સાવધાન થઇ રહેવાની આવશ્યકતા મને તો અનિવાર્ય જણાય છે; કારણ કે, દિલ્લીથી સિંધ સુધી આવેલો એ દીપડો કચ્છ તર્ફ પોતાની નજર નહિ નાંખે એમ માની લેવું તે આપણો પ્રમાદ મનાય તેમ છે; પછી જો તે કોઇ અનિવાર્ય નૈસર્ગિક કારણથી કચ્છને છંછેડયા વિના પાછો દિલ્લીની દિશામાં પ્રયાણ કરી જાય તો તે એક જૂદી વાત છે. પાણીનો પ્રવાહ જ્યારે નિકટમાં આવી લાગે ત્યારે પાળ બાંધવા બેસવું અથવા તો જ્યારે આગ લાગે ત્યારે કૂવો ખોદવાની ચેષ્ટા કરવી તેના કરતાં પાણી આવ્યા પહેલાં જ પાળ બાંધી રાખવી અને આગ ક્યારે લાગશે એનો નિશ્ચય ન હોવાથી પ્રથમથી જ કૂવો ખોદાવીને તૈયાર રાખવો એ જ અધિક શ્રેયસ્કર છે. પછી તો આપ સર્વ મોટેરાઓની જેવી ઇચ્છા."

મેઘવાળ મલ્લ ઓરસાની આ સૂચના સર્વ પ્રકારે યોગ્ય તથા સન્માન્ય હોવા છતાં એક અસ્પૃશ્ય જાતિનો પુરુષ રણશૂર રાજપૂતોને

આવા પ્રકારનો ઉપદેશ આપવાની ધૃષ્ટતા કરે એ કેટલાક મિથ્યાભિમાની રાજપૂતોથી સહન કરી શકાય તેવી વાર્તા ન હોવાથી તેવા કેટલાક મિથ્યાભિમાની રાજપૂતો તે બુદ્ધિમાન્ મેઘવાળ વીરને ઘૃણા તથા તિરસ્કારની દૃષ્ટિથી જોવા લાગ્યા અને પચાણજી (પંચાનનજી) નામક એક જાગીરદાર ગરાસિયો તે મેઘવાળ વીરને સંબોધીને ઉપહાસ અથવા ઉપાલંભના સ્વરૂપમાં કહેવા લાગ્યો કેઃ—

"ઓરસાજી, કચ્છદેશમાં જ્યારે તમારા જેવા મેઘવાળો પણ કમ્મરે તલ્વાર લટકાવીને, ભેટમાં કટાર ખોસીને તથા લાંબી મૂછોને ત્રણ વીંટા ચઢાવીને ફરતા રહે છે; તો કચ્છ દેશને અલાઉદ્દીન ખૂની જેવા શત્રુના આક્રમણની શંકા રાખવાનું કારણ જ શું છે વારુ? ન કરે નારાયણ ને જો અલાઉદ્દીન સિંધમાંથી કચ્છમાં ઊતરી આવવાના સમાચાર મળશે, તો તમોને એકલાને જ તેનું માથું વાઢી લાવવાને રવાના કરી દઈશું અને અમારો નિશ્ચય છે કે તમો એકલા જ તેનું માથું વાઢી લાવશો અથવા તો તેને તેની ફોજ સાથે મારીને ઊભી પૂછડીએ નસાડી દેશો અને આપણા કચ્છડાને ઉની આંચ પણ નહિ આવે."

"બરાબર છે; સત્ય વચન છે." રવાજી નામક એક બીજો ગરાસિયો પણ એવા જ ઉપહાસના ભાવથી બોલવા લાગ્યો: "જ્યારે હવે તલ્વાર તથા કટાર ધારીને કચ્છ દેશના રક્ષણનો ભાર કચ્છના મેઘવાળોએ જ પોતાના માથાપર ઊપાડી લીધો છે, ત્યારે હવે રાજપૂતોને તો એ જ ઉચિત છે કે તેમણે હથિયારો છોડી નાખવાં અને નિશ્ચિન્ત થઈને અંતઃ—પુરમાં જ બેસી રહેવું."

રવાજીના આ ઉદ્ગારો સાંભળીને મેઘવાળ મલ્લ ઓરસાના વિરોધી સર્વ ગરાસિયાઓ ખડખડાટ હસી પડ્યા અને તેમનો એ ઉપહાસ હવે અસહ્ય થઈ પડતાં ઓરસો મેઘવાળ પોતાના દૂરસ્થ આસનપરથી ઊઠી, ઊભો થઇ જઇને અતિશય ગંભીરતામિશ્રિત શાન્ત ભાવથી પોતાના તે વિરોધીઓને સંબોધીને કહેવા લાગ્યો કેઃ—

"ભારતવર્ષની ક્ષત્રિયજાતિમાટે મારા હૃદયમાં સંપૂર્ણ માન તથા પૂજ્યભાવ હોવા છતાં મારો જન્મ મેઘવાળ જાતિમાં થયેલો હોવાથી તમો જ્યારે મારો તથા મારી વીરતાનો આટલી સીમાપર્યન્ત ઉપહાસ તથા તિરસ્કાર કરી રહ્યા છો; ત્યારે હવે મારે પણ નિરુપાય થઇને તમોને જણાવવું પડે છે કે વીરતા, નિર્ભયતા, પરાક્રમ, બળ તથા વિજય આદિનો ઇજારો પરમેશ્વરે એકલા ક્ષત્રિયોને જ નથી આપ્યો. એ સર્વ વસ્તુઓ પરમાત્માએ અન્ય જાતિયોમાં ઉત્પન્ન થયેલા મનુષ્યોને પણ,—કદાચિત્ તમારા કરતાં ન્યૂન પરિમાણમાં આપી હોય તો

તે એક જૂદી વાત છે, છતાં—આપેલી છે અને એનાં ભારતવર્ષના ઇતિહાસમાં અસંખ્ય પ્રમાણો વિદ્યમાન છે. મારી તો પરમાત્માનાં ચરણોમાં એ જ પ્રાર્થના છે કે તે આપણા કચ્છ દેશપર એવી કોઈ પણ વિપત્તિને ન જ આવવા દે તો સારું; છતાં જો દુર્ભાગ્યવશાત્ એવો જ સંકટકાળ આવી લાગશે અને આ અસ્પૃશ્ય દેહ સજીવન હોઇને કોઈ રોગનો ભોગ થઇ ખાટલામાં નહિ પડયો હોય, તો જેનો તમો અત્યારે જાતિના મિથ્યા અભિમાનથી અંધ થઇને આટલી સીમાપર્યન્ત ઘૃણાજનક તિરસ્કાર કરી રહ્યા છો તે જ આ મેઘવાળ ઓરસો પોતાના કોઇ એવા અલૌકિક પરાક્રમનો તમોને પરિચય કરાવશે કે તે પરાક્રમના દર્શનથી તમારો ગર્વ તો અવશ્ય ગળી જ જશે અને તે ઉપરાંત આ મેઘવાળ ઓરસાનું નામ કચ્છના ઇતિહાસમાં અમર થશે; કારણ કે, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રો પ્રમાણે મેઘવાળો પણ આર્ય છે; માત્ર એટલું જ નહિ, પણ મતંગ ઋષિનાં સંતાન છે અને પોતાને માતંગ નામથી ઓળખાવનારા છે, એટલે જો તેઓ સમય આવતાં પોતાના પૂર્વજના નામને પોતાના પરાક્રમથી અજવાળી બતાવે તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી. ધારે તેની તલ્વાર નથી, પણ મારે તેની તલ્વાર છે એ વિશ્વવ્યાપિકા લોકોક્તિમાં સત્યનું જે ગહન તથા ગૂઢ રહસ્ય રહેલું છે તે રહસ્ય તમારાથી સર્વથા અજ્ઞાત તો નહિ જ હોય. અર્થાત્ હવે જે કાંઈ પણ બોલો તે સંપૂર્ણ વિચાર કરીને જ બોલજો અને પોતાના ભારમાં જ રહી જજો.”

જામ અબડો અબડાણી તરુણ હોવા છતાં વૃદ્ધ પુરુષ સમાન વિચારશીલ હોવાથી અને જાતિનિર્ણયના વિષયમાં જન્મ કરતાં ગુણ તથા કર્મને વિશેષ મહત્ત્વ આપનારો હોવાથી પોતાના જાતિબંધુઓદ્વારા ઓરસા જેવા એક કચ્છી વીરનું અકારણ અપમાન થતું જોઇને અને તે અપમાનના યોગે ઓરસાના હૃદયમાં થયેલા આઘાતની વેદનાને તેના સંભાષણદ્વારા જાણી લઇને પોતાના રાજપૂત ભાઇઓને સંબોધીને શાંતિયુક્ત ગંભીર ભાવથી કહેવા લાગ્યો કે:—

“આ આપણો કચ્છી બંધુ ઓરસાજી મેઘવાળ માતાપિતાના ઘરમાં જન્મેલો હોવા છતાં એનામાં કેવા પ્રકારનું અને કેવું પાણી છે એ તમો નથી જાણતા, પણ હું સારી રીતે જાણું છું અને તેથી જ મેં એને દરબારી દાયરા અથવા રાજસભામાં આવીને અલ્પ અંતરે બેસવાની તથા બોલવાની છૂટ આપેલી છે. જો મારા મનમાં તમારું અપમાન થવાનો ભય ન હોય, તો હું એને તમારી સાથે અને તમારી પંક્તિમાં જ બેસાડવાને તૈયાર છું. અત્યાર સુધીમાં પોતાનાં પરાક્રમોને દર્શાવવાના જેવા અને જેટલા અવસરો એને મળ્યા છે તે સર્વ અવ-

સરોમાં એણે પોતાનાં પરાક્રમોનો કચ્છના લોકોને પૂર્ણ પરિચય કરાવી દીધો છે અને જો કોઈ ભીષણ સંકટનો સમય આવી લાગશે, તો તે સંકટના સમયમાં પણ એ અસ્પૃશ્ય વીર પુરુષ પોતાના વચન અનુસાર અવશ્ય કોઇ અલૌકિક પરાક્રમ કરી બતાવશે એવો એનામાં મારો દૃઢ વિશ્વાસ છે. આ બાંકી મૂછોવાળો મેઘવાળ ખરો મર્દ બચ્ચો છે; એ પોતાની મૂછોને વળ દઇને ત્રણ વીંટા અમથા નથી ચઢાવતો અને દરબારી દાયરામાં વિરાજવાના માનને પાણી વગર નથી ભોગવતો, એ તમારે કદાપિ ભૂલી જવાનું નથી. તમારે તો એના પ્રતિ ઇર્ષા તથા તિરસ્કાર દર્શાવવાને બદલે એ કારણથી મહદભિમાન માનવું જોઇએ કે કચ્છ ભૂમિની મેઘવાળ જાતિના પુત્રો પણ આવા નિર્ભય, રણશૂર તથા હિન્દુત્વાભિમાની વીર પુરુષ છે. આજથી તમો સર્વ ભાઇઓને મારી એ જ નમ્ર સૂચના છે કે આ વીર પુરુષ વિરુદ્ધ મારા સમક્ષ એક પણ શબ્દ કદાપિ ઉચ્ચારશો નહિ, અન્યત્ર એની નિન્દા કરશો નહિ અને એને પોતાનો એક વીર દેશબંધુ માનીને એને માનની દૃષ્ટિથી જ જોતા રહેજો; માત્ર એટલું જ નહિ, પણ કચ્છની સમસ્ત મેઘવાળ જાતિ સાથે પણ માન તથા કૃતજ્ઞભાવપૂર્વક વર્તતા રહેજો; કારણ કે, એ અભેદભાવના તથા બંધુભાવમાં જ આપણાં, આપણી જાતિનાં તથા આપણા દેશનાં કલ્યાણ તથા શ્રેયનાં અમૂલ્ય સાધનો સમાયલાં છે.”

અચાનક જ્યાં જામ અબડોજી પોતાના આસનપર વિરાજેલો હતો તેના પશ્ચાદ્ભાગમાંના મોલાતના ઓટલાપર એક આપાદમસ્તકશ્વેતવસ્ત્રધારી દિવ્ય પુરુષનાં દર્શન થયાં અને તે પુરુષ “ધન્ય છે; કચ્છધરાના ભાગ્યશાલી ભૂપાલ જામ જખરા, તારી વીરતા, ગુણગ્રાહકતા તથા વિશ્વબંધુતાને !” આ શબ્દોને ઉચ્ચારતો ઓટલાનાં પગથિયાંપરથી નીચે ઊતરી જામ જખરાના આસન સમક્ષ આવીને ઉભો રહ્યો તે અન્ય કોઇ નહિ, પણ પોતે વડસરના સિંહાસનનો અધિકારી હોવા છતાં ભગવદ્ભક્તિ તથા વૈરાગ્યના રંગથી રંગાઇને જેણે પોતાના સહોદર જખરાજીનો રાજ્યાભિષેક કરી નિવૃત્તિના સેવનમાટે વાનપ્રસ્થ આશ્રમને સ્વીકારી લીધો હતો તે મહાપુરુષ મોડજી પોતે જ હોવાથી જામ જખરો, સપડજી તથા અન્ય સર્વ પુરુષો તેને માન આપવામાટે પોતપોતાનાં આસનોપરથી ઊઠીને ઊભા થઇ ગયા. મહાત્મા મોડજીએ તેમને બેસી જવાનો સંકેત કર્યો અને જ્યારે તેઓ બેસી ગયા ત્યારે તેમને અનુલક્ષીને ગંભીર ભાવ તથા ગંભીર સ્વરથી કહેવા માંડ્યું કે:—

“મારા બંધુઓ, હું બહુ વારથી આ ઓટલા ઉપરના પહોળા થાંભલાની આડમાં ઊભો રહીને આ દરબારી દાયરામાં ચાલી રહેલા વાદવિવાદને લક્ષપૂર્વક સાંભળતો હતો અને તે વાદવિવાદને સાંભળ્યા

પછી તમોને ઉપદેશના ચાર શબ્દો સંભળાવવાની પરમાત્માએ મારા આત્માને પ્રેરણા કરવાથી હું મોલાતમાં જવાને બદલે તમારા સમક્ષ આવીને અત્યારે ઊભો રહ્યો છું. મારો તમોને એ જ ઉપદેશ છે કે સતી સીતાદેવી, સાવિત્રી, સુકન્યા તથા દમયંતી આપણી હિન્દુ જાતિનાં અમૂલ્ય તથા અનુકરણીય રમણીરત્નો છે અને આપણો ઇશ્વર યોગીશ્વરોનો પણ યોગીશ્વર કૈલાસવાસી ઉમાનાથ શંકર છે એ વાર્તાનું કદાપિ વિસ્મરણ થવા દેશો નહિ. આપણા હિન્દુઓનાં વિવાહ, ધન, તથા જીવન આદિક માત્ર આપણા પોતાના જ ઉપભોગ માટે નથી તેમ જ એ સકલ વસ્તુઓમાં કેવળ વિષય અથવા વિકારલાલસાની તૃપ્તિનો જ આશય સમાયલો નથી; કિન્તુ એ સર્વ વસ્તુઓ આપણા ધર્મ, આપણી જાતિ તથા આપણા દેશના કલ્યાણ માટે જ નિર્માયલી છે, એ સિદ્ધાન્તને નિરંતર સ્મરણમાં રાખતા રહેજો. એ તત્ત્વને પણ ન ભૂલી જશો કે આપણા જન્મકાળથી જ આપણા ધર્મ, આપણી જાતિ તથા આપણા દેશના કલ્યાણ તથા રક્ષણ માટે આપણા જીવનનાં બલિદાનો અપાઇ ચૂકર્યાં છે અને ધર્મ, જાતિ તથા દેશની રક્ષામાટે જ જીવનને આપણે ધારણ કરી રહ્યા છીએ. આપણા આર્યાવર્તનો સમસ્ત આર્યનરનારીસમાજ તે અમર્યાદ મહામાયાની એક જ અખંડ છાયા સમાન હોવાથી કોઇ પણ હિન્દુ વ્યક્તિ, પછી ભલે ને તે હિન્દુ વ્યક્તિ નીચથી પણ નીચ જાતિમાં જન્મેલી હોય, અજ્ઞ હોય, દીન હોય, કંગાલ હોય, નિરક્ષર હોય, ભ્રષ્ટાચાર હોય કિંવા ચાંડાલ હોય, તોય તેને આપણી જ રક્તમાંસરૂપિણી માનવી અને તેનામાં બંધુતુલ્ય પ્રેમ રાખવો એ જ આપણો હિન્દુઓનો અનાદિ કાળથી ચાલતો આવેલો પરમ સનાતન ધર્મ છે અને જેઓ એ ધર્મનો અનાદર કરતા હોય તેમનો પોતાને 'હિન્દુ' નામથી ઓળખાવવાનો લેશમાત્ર પણ અધિકાર નથી. હે કચ્છધરાના વીરનાયકો! કચ્છ જેવી વીરભૂમિનાં સંતાન તથા વિશાલ હિન્દુ જાતિના એક અંગ હોવામાટે તમારાં હૃદયોમાં અભિમાનને ધારણ કરો અને ઉચ્ચ સ્વરથી અભિમાનપૂર્વક એ જ ઘોષણા કરતા રહો કે: 'ભારતવર્ષના સકલ હિન્દુઓ અમારા સહોદર છે અને ભરતભૂમિની સર્વ હિન્દુ નારીઓ અમારી સહોદરા ભગિનીઓ છે.” એ તત્ત્વને પણ કદાપિ ન ભૂલશો કે ભારતવર્ષની સર્વ હિન્દુ જાતિઓમાં જે એક સામાન્ય હિન્દુત્વ વ્યાપી રહ્યું છે તે હિન્દુત્વ જ આપણો એકમાત્ર ધર્મ છે અને તે હિન્દુત્વ જ આપણું એકમાત્ર અમર જીવન છે. હિન્દુઓનાં દેવો તથા દેવીઓ જ આપણે હિન્દુ હોવાથી આપણી પરમપૂજ્ય તથા પરમોપાસ્ય વિભૂતિયો છે; હિન્દુઓનો સમાજ તે જ આપણા બાલ્યકાળનું સંગોપનસ્થાન, આપણા યૌવનના આનંદવિહારનું ઉદ્યાન અને આપણી વૃદ્ધાવસ્થાનું પવિત્ર

એકાંતવાસસ્થાન છે; હિન્દુસ્થાન નામથી ઓળખાતી પવિત્રાદપિ પવિત્ર ભૂમિ એ જ આપણી હિન્દુઓની સાક્ષાત્સ્વર્ગભૂમિ છે અને હિન્દુત્વની સુરક્ષિતતામાં જ સદાસર્વદા હિન્દુજાતિની સુરક્ષિતતા સમાયલી છે. મારા શબ્દોનો પુનરુચ્ચાર અથવા પ્રતિધ્વનિ કરીને વિશ્વેશ્વર તથા જગજ્જનની પાસેથી યાચના કરો કે: 'હે વિશ્વેશ્વર, હે જગદંબે, અમારામાં હિન્દુત્વયુક્ત મનુષ્યત્વને ઓતપ્રોત ભરી દે; અમોને નિર્ભય શૌર્ય સમર્પીને અમારી ભીરુતાને હરી લે અને અમોને સંપૂર્ણ હિન્દુ વીર બનાવી દે!!!"

સર્વ રાજપૂતો તથા અન્યાન્ય જનોએ મહાત્મા મોડજીના અંતિમ વાક્યનો પ્રતિધ્વનિ કરતાં કહ્યું કે: "હે વિશ્વેશ્વર, હે જગદંબે, અમારામાં હિન્દુત્વયુક્ત મનુષ્યત્વને ઓતપ્રોત ભરી દે; અમોને નિર્ભય શૌર્ય સમર્પીને અમારી ભીરુતાને હરી લે અને અમોને સંપૂર્ણ હિન્દુ વીર બનાવી દે!!!"

"તથાસ્તુ!" મહાત્મા મોડજીએ પ્રશાન્ત ભાવથી આશીર્વાદ આપ્યો અને ત્યાર પછી મેઘવાળ ઓરસાને ઉદ્દેશીને કહ્યું કે: "ભાઇ ઓરસાજી, જો તમારી હિમ્મત ચાલતી હોય, અને અહીં તમારી ગેરહાજરીથી કાંઇ પણ જાતનું નુકસાન થવાનો સંભવ ન હોય, તો હું ભાઇ જખરાજી સાથે કેટલીક મસ્લહત કર્યા પછી તમોને એક પત્ર આપીને દિલ્લી મોકલવા ઇચ્છું છું. અમો જમી રહ્યા પછી તમોને બોલાવીશું, તો તમો જમીને અમારી પાસે આવવાને તૈયાર થઇ રહેજો."

"એ તો મારૂં કાંઇ કામ મારી ગેરહાજરીમાં બગડે તેમ નથી; છતાં હજાર કામ બગડતાં હોય, તોય, જો આપ અન્નદાતાની આજ્ઞા હોય તો, આ આપનો દાસાનુદાસ અને વેચાણ સેવક સાત સમુદ્રપાર જવાને પણ તૈયાર છે. હિમ્મત પરમાત્માએ જોઇએ તેટલી આપી છે એટલે કાંઇ પણ વાંધો આવે તેમ છે જ નહિ." ઓરસાજીએ કહ્યું.

મહાત્મા મોડજી, જામ જખરો તથા કુમાર સપડજી મોલાતમાં ચાલ્યા ગયા અને અન્ય જનો તે રાજ્યકર્તાઓને નમન કરીને પોત પોતાના ગૃહ પ્રતિ જવાને વિદાય થઇ ગયા.

* * * * *

મધ્યરાત્રિના સમયે મહાત્મા મોડજીએ માણુસ મોકલીને ઓરસાજીને મોલાતના એક ઐકાંતિક બાહ્ય ભાગ(આંગણુ)માં બોલાવ્યો. જામ જખરો પણ ત્યાં વિદ્યમાન હતો. મોડજીની સૂચનાથી જામ જખરાએ સોના મોહરોની એક કોથળી અને એક બંધ લખોટો મેઘવાળ મલ્લ ઓરસાજીને આપ્યાં અને મોડજીએ તેને જે કેટલીક મૌખિક સૂચનાઓ આપવાની હતી તે પોતા પાસે બેસાડીને આપી દીધી. લગભગ અર્ધ પ્રહર જેટલો સમય મહાત્મા મોડજી તથા જામ જખરાના

સહવાસમાં વીતાડીને ઓરસાજી પાછો ઘેર આવ્યો અને પોતાના વચેટ પુત્રને તેણે ઉષ:કાળ અથવા દેવવેળામાં પોતાની 'પખીરાણી' (પક્ષિરાજ્ઞી) નામક કાળી ઘોડીને સજાવીને તૈયાર રાખવાની આજ્ઞા આપી દીધી. લગભગ એક પ્રહર જેટલો સમય નિદ્રામાં વીતાડીને અને ત્યાર પછી દંતધાવન તથા સ્નાન આદિક પ્રાતઃકર્મ કરી દેવપૂજાના કાર્યથી મુક્ત થઇને ઓરસાજી શસ્ત્રાસ્ત્રને ધારણ કરી પ્રભુનામના ઉચ્ચારપૂર્વક ઘોડીની પીઠપર આરૂઢ થયો અને ચોઘડિયું ઉત્તમ હોવાથી પોતાનાં કૌટુંબિક જનોને પ્રણામ કરી દિલ્લીની દિશામાં પ્રયાણ કરવા લાગ્યો.

ચાલો, ત્યારે, પાઠકો તથા પાઠિકાઓ, આપણે પણ હવે સિંધુ દેશ તથા કચ્છ દેશની સીમમાંથી પ્રયાણ કરીને દિલ્લીના માર્ગમાં આગળ વધવા માંડીએ.

---

## પ્રકરણ ૬ ઠું

## ખિલજી વંશ અને અલાઉદ્દીન ખિલજી

આપણી પ્રસ્તુત કથામાંની હવે પછીની ઘટનાઓના નિરૂપણમાં અગ્રગામી થવા પૂર્વે સિંધુ દેશનો સૂમરો યુવરાજ ચનેસર પોતાના બંધુ ઘોઘાના પારિપત્ય તથા પોતાના પિતાના રાજસિંહાસનની પ્રાપ્તિમાટે જે વિધર્મી સુલ્તાન અલાઉદ્દીનની સહાયતા લેવાની આકાંક્ષાથી દિલ્લીની દિશામાં પ્રયાણ કરી ગયો હતો તે સુલ્તાન અલાઉદ્દીન જે વંશમાં ઉત્પન્ન થયો હતો તે ખિલજી વંશની સ્થાપનાનો સંક્ષિપ્ત પૂર્વેતિહાસ તથા 'ખૂની' ઉપનામથી ઓળખાતા અલાઉદ્દીન ખિલજીના પોતાના રક્તરંજિત રાજ્યાભિષેકનો કિંચિત્ વૃત્તાંત તેમ જ તેના હિન્દુ જાતિ સાથેના ઘોર અન્યાય તથા અત્યાચારયુક્ત પૈશાચિક વર્તનપર કાંઇક પ્રકાશ નાંખવાની આવશ્યકતા અનિવાર્ય હોવાથી આપણે અત્યારે એ કાર્યમાં જ પ્રવૃત્ત થઇશું.

હિન્દુસ્તાનમાં ખિલજી વંશની રાજસત્તાની સ્થાપના થવા પૂર્વે ગુલામ વંશના સુલ્તાનોની રાજસત્તા વર્તમાન હતી એ વાર્તા ઇતિહાસના અભ્યાસી તથા જ્ઞાતા પાઠકોથી અજ્ઞાત નથી. ગુલામ વંશની હુકૂમતના સમયમાં બહુધા અમલદારીની મોટી મોટી બધી જગ્યાઓ તુર્ક લોકોના જ હાથમાં હતી, એ વાર્તા સત્ય હોવા છતાં તુર્કો ઉપરાંત કેટલીક અન્ય-દેશીય જાતિઓના મનુષ્યો પણ તે સમયમાં હિન્દુસ્થાનમાં આવેલા હતા અને તેઓ સાધારણતઃ અફગાન અથવા પઠાન (પઠાણ) નામથી ઓળખાતા હતા (ને અદ્યાપિ ઓળખાય છે). એ સમય પછી જેવી રીતે મુગલ લોકો પ્રકાશમાં આવ્યા હતા તેવી જ રીતે એ સમયમાં

પઠાણોની ઉન્નતિનો પ્રકાશ ભારતવર્ષમાં પ્રસરેલો હતો. 'અફ્ગાન' અથવા 'પઠાન' શબ્દનો 'વાયવ્ય તર્ફના પાર્વત્ય પ્રદેશમાંથી હિન્દુસ્થાનમાં આવેલા ગૌરવર્ણ મનુષ્યો' એટલો જ વાસ્તવિક અર્થ થતો હતો અને થાય છે. અફ્ગાનિસ્તાનમાં 'ખલ્જ' નામક એક ગ્રામ હોવાથી તે ગ્રામના નિવાસીઓ ખિલજી નામથી ઓળખાતા હતા; પરંતુ 'ખલ્જ' અફ્ગાનિસ્તાનમાંનું જ એક ગ્રામ હોવાથી ખિલજીઓ પણ વસ્તુતઃ હતા તો અફ્ગાન અથવા પઠાણ જ. લૂંટફાટ કરીને પૈસા મેળવવા અને જો કોઇ પગાર આપીને નોકરીમાં રાખી લેવાને તૈયાર હોય તો તેના નોકર તરીકે રહીને તેની નોકરી કરવી એ જ બહુધા અફ્ગાનો અને તેમાં પણ ખાસ કરીને ખિલજીઓનો પ્રધાન જીવનવ્યવસાય હોવાથી એ જાતિના ઘણા લોકો ગુલામ વંશના સુલ્તાન બલ્બનની ફોજમાં નોકર રહી ગયા હતા.* પૂર્વે એ લોકો તુર્કસ્તાનના નિવાસી હોઇને ત્યાર પછી હિન્દુસ્થાન તથા અફ્ગાનિસ્તાનની સરહદપર આવીને વસ્યા હતા. તેમનામાંના કેટલાક પઠાણો ગજનીના સુલ્તાનની મુલાજિમત-નોકરી-માં પણ જોડાયલા હતા. મલીક નામક એક ખિલજી સર્દાર બલ્બન સુલ્તાનનો મુલાજિમ-નોકર-હોઇને પોતાના પરાક્રમોના યોગે વિશેષ પ્રખ્યાતિમાં આવેલો હતો અને તેને સમારા પ્રાંતની સૂબેદારી આપવામાં આવી હતી. તે અફ્ગાન મલીક ખિલજીનો પુત્ર તે જ હિન્દુસ્થાનનો ખિલજી વંશનો પ્રથમ સુલ્તાન જલાલુદ્દીન ફીરોજ. ખિલજીઓની પ્રથમથી જ તુર્કો સાથે કટ્ટી દુશ્મનાવટ ચાલી આવતી હતી. ખિલજીઓએ જ પ્રથમ બંગાલ પ્રાંત જિતીને ત્યાંનો કાર્યભાર ચલાવ્યો હતો અને ગુલામ વંશની રાજસત્તાના અંતિમ દિવસોમાં ખિલજીઓ પોતાની જાતિના જલાલુદ્દીન ફીરોજ નામક સર્દારની સર્દારીમાં ઘણા જ સરજોર થઇ ગયા હતા. સુલ્તાન કૈકોબાદનો વજીર નિજામુદ્દીન પોતે જાતિનો તુર્ક હોવા છતાં તુર્કોના અત્યાચારોથી હિન્દુસ્થાનના લોકો ત્રાસી ગયેલા હોવાથી તે પણ ખિલજી જલાલુદ્દીન ફીરોજનો પક્ષપાતી તથા સહાયક થઇ ગયો. સુલ્તાન કૈકોબાદ બીમાર હતો તે સમયમાં તેની બીમારીનો લાભ લઇને એ ખિલજી સર્દાર જલાલુદ્દીને પોતાની સત્તાના મૂળને સામ્રાજ્યમાં એવાં તો ઊંડાં ઊતારી દીધાં અને પોતાના બળને એટલી સીમાપર્યન્ત વધારી દીધું કે તેના યોગે અંતે ઇ. સ. ૧૨૮૯ માં તે પોતેજ દિલ્લીનો

* અત્યાર સુધી પણ પઠાણો હિંદુસ્થાનમાં તો કાં તો લૂંટફાટ કરીને અને કાં તો કોઇની નોકરી કરીને પોતાનો નિર્વાહ કરતા રહે છે એટલે તેમનો એ પૂર્વનો વ્યવસાય અત્યારે પણ કાયમ રહેલો છે એ નિસર્ગનો પ્રભાવ નહિ તો બીજું શું ?

એટલે કે હિન્દુસ્થાનનો સુલ્તાન બની બેઠો.* એ વેળાયે તેની અવસ્થા સીત્તેર વર્ષની હતી, એટલે કે તે સંપૂર્ણ વયોવૃદ્ધ હતો, છતાં સશક્ત હતો. અહીં એ પણ જાણી લેવાની આવશ્યકતા છે કે જલાલુદ્દીન ખિલજી પોતાના અન્નદાતા તરુણ સુલ્તાન કૈકોબાદનો અત્યંત નિર્દયતાથી વધ કરાવીને જ સુલ્તાન થયો હતો.

જલાલુદ્દીને આવી રીતે કૃતઘ્નતા તથા રક્તપાત દ્વારા જ રાજ-સિંહાસન તથા રાજમુકુટને પ્રાપ્ત કર્યાં હતાં; છતાં તેણે પોતાની વૃદ્ધાવસ્થાના કે પછી લોકોના તિરસ્કારના કારણથી સુલ્તાન થતાંની સાથે જ સાત્વિક વૃત્તિને ધારણ કરી લીધી હતી. તે સર્વને એમ જ દર્શાવવાનો પ્રયત્ન કર્યા કરતો હતો કે: 'હું આટલા મોટા અધિકારને પાત્ર છું જ નહિ.' અને પોતાના કથનને પોતાના વર્તન દ્વારા સત્ય સિદ્ધ કરી બતાવવામાટે તે તખ્તપર ન વિરાજતાં દર્બારમાંના પોતાના સર્દાર તરીકેના સ્થાનમાં જ ઊભો રહેતો હતો તેમ જ લોકોપર દયા રાખીને પરોપકાર પણ કર્યા કરતો હતો. તે પોતાના પ્રથમના મિત્રો સાથે અતિશય મમતા તથા નિષ્કપટ ભાવથી વર્તતો હતો; બુદ્ધિમાન, ચતુર તથા ધૈર્યશીલ મનુષ્યોપર તેની વિશેષ કૃપા રહ્યાં કરતી હતી અને કોઇ પણ ઘોર અપરાધીને પ્રાણદંડ આપવાની પ્રથાને તો તેણે બહુધા બંધ જ કરી દીધી હતી. આથી બળવાખોર તથા લૂટારાનો ઉપદ્રવ વધી જતાં પ્રજાને ત્રાસ થવા લાગ્યો, એટલે તેવા બળવાખોરો તથા લૂંટારાઓને દેશનિકાલ કરવાના નિયમને સ્વીકારવામાં આવ્યો; પણ એ દંડનું ઇષ્ટ પરિણામ થવાનો સંભવ ન હોવાથી ખિલજી સર્દારો જલાદ્દીનના આ અતિસૌમ્ય સ્વભાવથી અપ્રસન્ન થઇ ગયા અને ચીડાયલા રહેવા લાગ્યા. જલાલુદ્દીન ખિલજી એશિયાખંડમાંના દિલ્લીમાં આવતા અનેક વિદ્વાનો, કવિજનો, ગાયકો તથા અન્યાન્ય કલાવિદોને પોતાના દર્બારમાં આશ્રય આપીને ધન આદિકથી યોગ્ય સત્કાર કરતો હતો. શીદી મૌલા નામક એક દર્વીશે સુલ્તાનને મારી નાંખવાની વ્યવસ્થા કરેલી હોવાથી માત્ર તે એકલા રાજદ્રોહીને જ જલાલુદ્દીન ખિલજીએ ફાંસીના લાકડે લટકાવીને મરાવી નાખ્યો હતો અને તે દર્વાશે મરતી વેળાયે તેને જે શાપ આપ્યો હતો, તે અલ્પ સમયમાં જ બહુ અંશે ફળીભૂત થયો હતો. તે આવી રીતેઃ ઇ. સ. ૧૨૯૧ માં સમસ્ત ભારતવર્ષમાં એક ભયંકર દુષ્કાળ પડતાં તેના પરિણામે લક્ષાવધિ મનુષ્યો મરણના

* ખિલજી વંશના હસ્તમાં ગયેલી દિલ્લીની સુલ્તાની કેવળ ત્રીસ વર્ષ પર્યન્ત તેના હસ્તમાં રહી હતી. એટલા સમયમાં ખિલજી વંશના છ સુલ્તાનો થયા હતા, પણ તેમાં જલાલુદ્દીન તથા અલાઉદ્દીન વિના અન્ય સર્વ નામમાત્રના જ સુલ્તાનો હતા.

મુખમાં જઈ પડયા અને એ જ વર્ષમાં સુલ્તાનના પોતાના શાહજાદા ખાનખાનાનની જિન્દીનો ચિરાગ પણ બુઝાઇ ગયો. ત્યાર પછી તેણે બળવાખોરોને દાબી દેવાના ઉપાયો યોજવા માંડયા. માળવામાં સુલ્તાન વિરુદ્ધ જે બળવો જાગ્યો હતો તેને શાન્ત કરવાને તે પોતે માળવા તરફ કૂચ કરી ગયો અને ત્યાં તેણે બે વાર આક્રમણ કરી માળવામાં શાંતિની સ્થાપના કરી દીધી. ઇ. સ. ૧૨૯૨ માં એક લાખ મુગલ ઘોડેસવારો અચાનક પંજાબપર ચઢી આવ્યા એટલે જલાલુદ્દીન પોતે જ તેમની સાથે યુદ્ધ કરવાને રવાના થયો. પાંચ દિવસ સુધી બન્ને ફોજોની છાવણીઓ એકબીજાની સામે જ પડેલી હતી. છઠ્ઠે દિવસે ઉભય પક્ષના સૈન્યોનું તુમુલ યુદ્ધ થતાં તે યુદ્ધમાં મુગલોનો જો કે પરાજય થઈ ગયો; છતાં સત્વર જ ઉભયપક્ષો પાછા સ્નેહશૃંખલાથી બંધાઇને એક થઇ ગયા. હારેલા મુગલોને, તેમની પાસેથી નજરાણું લઇને, જલાલુદ્દીને ક્ષેમકુશળ પાછા જવાની પરવાનગી આપી દીધી. એ વેળાયે ચંગીઝ-ખાનના ઉગતાઇખાન નામક એક વશંજે જલાલુદ્દીનની શાહજાદી સાથે લગ્ન કરીને પોતાના ત્રણ હજાર અનુયાયીઓ સહિત દિલ્હીમાં જ કાયમ-નો નિવાસ કર્યો અને તેમના નિવાસ માટે જલાલુદ્દીને દિલ્લીના એક પ્રવેશદ્વાર પાસે બાહ્ય ભાગમાં જે ભૂમિ નિયત કરી આપી હતી તે અત્યારે પણ ત્યાં મુગલપુરા નામથી સર્વત્ર પ્રસિદ્ધ છે. એ ત્રણ હજાર મુગલો ત્યાર પછી થોડા સમયમાં જ ઇસ્લામને સ્વીકારીને મુસ-લ્માન થઇ ગયા અને ત્યાર કેડે 'મુગલ'ને બદલે 'નૌમુસ્લિમ' નામથી ઓળખાવા લાગ્યા.

જલાલુદ્દીન ફીરોજે, જ્યારે તે હજી તો સર્દાર હતો ત્યારથી જ, પોતાના ભાઇ શહાબુદ્દીન મસઊદના બે પુત્રોને પોતાની પાસે રાખી લીધા હતા. તેમાંના એકનું નામ અલાઉદ્દીન હતું અને બીજાનું નામ આલ્મસબેગ હતું. અલાઉદ્દીને મુગલો સાથેના યુદ્ધમાં ભીષણ પરાક્રમ બતાવીને મુગલોને પાછા હટાવી દીધા હતા એટલામાટે સુલ્તાને તેને ગંગા તથા યમુના નદીના સંગમ પાસેના કુરા[1] નામક સ્થાનમાં સૂબેદાર નીમી દીધો અને તેણે ભિલસા આદિક કેટલાંક સ્થાનોના હિન્દુઓને પરાજિત કરેલા હોવાથી તેના બદલા તરીકે અલાઉદ્દીનને અયોધ્યાની સૂબેદારી પણ આપી દીધી. આવી રીતે ધીમે ધીમે અલાઉદ્દીનનાં માન તથા મતબો દિલ્લીદર્બારમાં ચઢતાં ચાલ્યાં. અલાઉદ્દીન બુદ્ધિમાન તથા ખટપટી હોવા ઉપરાંત અતિશય દૃઢ નિશ્ચયી હોવાથી તે જે કાર્ય

---

૧ કુરા નગર અલ્લાહાબાદ—પ્રયાગ—થી વાયવ્યકોણમાં ચાળીસ માઇલના અંતરે અત્યારે પણ ભગ્ન સ્વરૂપમાં વિદ્યમાન છે.

# પેશાબનાં ભયંકર દર્દોની
## છેલ્લામાં છેલ્લી અજાયબ શોધ !




# ગોનો-કીલર

(રજીસ્ટર્ડ)

### પ્રમેહ અને પેશાબને લગતાં તમામ બીકટ દર્દોનો ચમત્કારીક ઇલાજ.

"ગોનો કીલર"—પેશાબ અને ધાતુનાં દર્દો માટે એકજ છેલ્લી દવા છે, કે જેની બરોબરી કોઈ પણ દવા છેજ નહી. તેનાં ચમત્કારીક ગુણને લીધે દર્દીને કદી પણ નાસીપાસ થવું પડતું નથી. મોટા મોટા વૈદો, હકીમો, ડાકટરોની દવાઓ અને ઇન્જેક્શનો લઇ કંટાળી ગયા હો ! અંગ્રેજી, જર્મન, ફ્રેન્ચ અને અમેરિકન મેડીસિનો (દવાઓ)માં પૈસા ગુમાવી નિરાશ થઈ બેઠા હો ! ત્યારે છેવટનો ઇલાજ "ગોનો કીલર" એકજ બીનજોખમી વનસ્પતિનો રામબાણ ઇલાજ છે, ચાહે તેટલા ભયંકર પ્રમાણમાં ચાહે તેટલા વરસનો જુનો અથવા નવો પ્રમેહ પેશાબ માર્ગે વહેતી રસી (પરૂ) જતી ધાતુ તેમાં થતી બળતરા, (અગન) પેશાબ ટીપું ટીપું તથા અટકીને આવવો, ગુપ્ત ભાગ (મૂત્રાશયમાં) થયેલો જખમ, તથા આવેલો સોજો, તેથી પેશાબ કરવામાં નડતી મુશ્કેલી, અને પેશાબની ઘડી ઘડી થતી હાજત, (ઇચ્છા) મૂત્રાશયમાં પરમાના ઉત્પન્ન થયેલ, "ગોનો કોકસ" નામના જંતુઓ, સ્વપ્નામાં જતી ધાતુ, સ્ત્રીઓના પ્રદરનાં રોગો, વગેરે પેશાબને લગતાં સ્ત્રી અને પુરૂષો બેઉનાં જુનાં તથા નવાં જડ કરી બેઠેલાં નાસીપાસી ઉપજાવે તેવાં તમામ દર્દોનો જડથી નાશ કરી ખરાબ થએલી ધાતુને સુધારી સ્વચ્છ અને ઘટ્ટ કરે છે.

**૫૦ ગોળીની એક બાટલીની કિંમત રૂ. ૩) વી. પી. ખર્ચ જુદું.**

પરદેશ—હિંદુસ્થાન બહાર એક બાટલીની કિં શી. ૭) બે બાટલીની કિંમત શી. ૧૨) ત્રણ બાટલીની કિં. શી. ૧૬) અગાઉથી નાણાં મોકલાવવાં.

તારનું સરનામું—"GONOKILLER" BOMBAY.

એકલા બનાવનારઃ—ડો. ડી. એન. જસાણી, A ૧૩૭ ગુલાલવાડી—મુંબઇ ૪.

મુંબઇ એજંટ—એ. એમ. ઠક્કર, પ્રીન્સેસ સ્ટ્રીટ—મુંબઇ ૨.

કરવાનો એક વાર પોતાના મનમાં નિશ્ચય કરી લેતો હતો તે કાર્યને પૂર્ણ કર્યા વિના કદાપિ જંપતો ન હોતો. માળવાના યુદ્ધમાં તેણે પુષ્કળ કિલ્લા તથા લૂંટ મેળવેલાં હોવાથી સૂબેદાર થવા પછી તે વિશાળ સૈન્યને પોતાના અધિકારમાં રાખી શકયો હતો. અલાઉદ્દીન જલાલુદ્દીનનો ભત્રીજો પણ હતો અને જમાઇ પણ હતો; કારણ કે તેની બહાદુરીને જોઇને જલાલુદ્દીને તેને પોતાની એક શાહજાદી પણ આપી હતી.

એ સમયે હિન્દુસ્થાનમાં જે દિવસે મુસલ્માનોના આગમનનો પ્રથમ આરંભ થયો તે ઘટનાને ત્રણસેં વર્ષ જેટલો કાળ વીતવા આવ્યો હતો અને એટલા કાલાવધિમાં તેમણે ઉત્તર હિન્દુસ્થાનમાં પોતાની રાજસત્તાને વિસ્તારી દીધી હતી. દક્ષિણભારતપ્રતિ અદ્યાપિ તેમની દૃષ્ટિ વળી નહોતી. એ જલાલુદ્દીનની કાર્યકીર્તિમાં જ મુસલ્માન લોકોએ દક્ષિણભારતમાં પ્રથમ વાર પ્રવેશ કર્યો હતો, એ વાર્તા અવશ્ય સ્મરણમાં રાખી લેવા યોગ્ય છે. મુસલ્માનોના એ દક્ષિણભારતપ્રવેશનો વૃત્તાંત મહારાષ્ટ્ર દેશના પ્રાચીન ઇતિહાસમાં વિસ્તારપૂર્વક વર્ણવાયલો છે. જ્યારે અલાઉદ્દીન જલાલુદ્દીનના એક સિપાહસાલાર—સેનાપતિ—તરીકે ભિલસાના યુદ્ધમાં રોકાયલો હતો ત્યારે દક્ષિણભારતમાં દેવગઢ અથવા દેવગિરિ નામક ધનાઢ્ય હિન્દુ રાજ્ય અસ્તિત્વ ધરાવતું હોવાની વાર્તા તેના સાંભળવામાં આવી; તેના હૃદયમાં લોભનો ભયંકર સંચાર થયો, સાથે સાથે ઇસ્લામના પ્રચારની લાલસા પણ પ્રબળ થઇ આવી અને તેથી તેણે પોતાના કાકા જલાલુદ્દીન પાસેથી દક્ષિણભારતપર આક્રમણ કરવાની કોઇ પણ રીતે પરવાનગી મેળવી લીધી. તેણે પરવાનગી તો મેળવી, પણ દક્ષિણભારતપર ચઢી જવાનું કાર્ય કાંઈ સરળ નહોતું. મહરાષ્ટ્ર દેશ નર્મદાની દક્ષિણે કુરા નગરથી તેમ જ દિલ્લીથી સાડા ત્રણસેં ગાઉના અંતરે આવેલો હતો. દેવગઢ પહોંચવાનો માર્ગ વિકટ જંગલો તથા અપરિચિત પ્રદેશોમાં થઇને આગળ વધતો હતો અને માર્ગમાં નાના પ્રકારના ભયંકર લોકોની વસ્તીઓ આવતી હતી એટલે તેઓ અલાઉદ્દીનને તેના સૈનિકો તથા અશ્વો આદિ માટે ખાદ્ય પદાર્થો તથા ચંદી ચારો આદિ મળવા ન દે અને તેમનાપર અચાનક તૂટી પડીને તેમનો સંહાર કરવા મંડી જાય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નહોતું અને જો એ સંકટ આવી પડે, તો તેમાંથી છૂટવાનો માર્ગ પણ કદાચિત્ ન મળે એ પણ સ્વાભાવિક હતું. પરંતુ અલાઉદ્દીન હિન્દુઓના સ્વભાવને સારી રીતે જાણતો હોવાથી અને 'હિન્દુઓ સાત્ત્વિક વૃત્તિના હોવાથી યુદ્ધના નિયમોનો કદાપિ ભંગ નથી કરતા, પ્રથમથી ચેતવણી આપ્યા વિના અચાનક શત્રુ પર નથી ચઢી આવતા અને જેઓ તેમને હાનિ નથી પહોંચાડતા તેમને

હિંદુઓ લેશમાત્ર પણ ત્રાસ નથી આપતા એટલે માર્ગમાંના હિંદુઓને ગમે તેવી સાચીખોટી વાતો સમજાવીને કોઇ પણ પ્રકારના વિઘ્ન વિના હું મારી ફોજ સાથે દેવગઢ પહોંચી જઇશ,' એવી અલાઉદ્દીનની ખાત્રી હતી. તે પોતાના આશયને પોતાના કાકા તેમ જ અન્ય કોઇ પણ મનુષ્ય સમક્ષ વ્યક્ત ન કરતાં આઠ હજાર ઘોડેસવાર સિપાહીઓની ફોજ લઇને ઇ. સ. ૧૨૯૩ માં પોતાના સૂબાના મુખ્ય ગામ કુરામાંથી રવાના થયો અને બુંદેલખંડના જંગલના માર્ગે દક્ષિણમાં પહોંચવા માટે આગળ વધવા લાગ્યો. ૭ મહિના સુધી તે ક્યાં હતો અને શી પ્રવૃત્તિ કરી રહ્યો હતો એની દિલ્લી તથા કુરાના લોકોને કાંઈ પણ ખબર મળી નહોતી. "હું દિલ્લીના સુલ્તાન જલાલુદ્દીનનો ભત્રીજો છું; પરંતુ મારા કાકા સાથે મારી તકરાર થઈ ગયેલી હોવાથી હું અત્યારે તૈલંગણના રાજાના દર્બારમાં નોકરી મેળવવાની આશાથી રાજમહેંદ્રી તરફ પ્રયાણ કરી રહ્યો છું;" આમ કહીને માર્ગમાંના હિન્દુ નિવાસીઓને થાપ આપતો તે આગળ અને આગળ વધતો ગયો, તેને માર્ગમાં કોઇએ પણ અટકાવ્યો નહિ અને તેનું કથન સત્ય હતું કે અસત્ય હતું એની કોઇએ લેશમાત્ર પણ તપાસ ન કરી. વિંધ્યાદ્રિને ઉલ્લંઘીને અલાઉદ્દીન નર્મદાપાર પણ પહોંચી ગયો અને અચાનક દેવગઢના દુર્ગની નીચે આવીને ઊભો રહ્યો ત્યારે જ તેના આગમનની ઘટનાને દેવગઢના લોકો જાણી શકયા.

ભારતવર્ષના ઇતિહાસમાં દેવગઢ અથવા દેવગિરિ નામક સ્થાન અવશ્ય એક પ્રકારની વિશિષ્ટ મહત્તા ધરાવે છે. ત્યાં તે સમયમાં રામદેવરાવ યાદવ નામક રાજા રાજ્ય કરતો હતો. મહારાષ્ટ્રના ઇતિહાસમાં રામદેવરાવ તથા તેના રાજ્યનું વિસ્તૃત વર્ણન કરાયલું છે. અલાઉદ્દીનના આગમનની તેને ઠેઠ તે આવી પહોંચ્યો ત્યાં લગી લેશમાત્ર પણ સૂચના મળી નહોતી એટલે તે નગરના બાહ્ય ભાગમાં દેવદર્શનાર્થ આવ્યો હતો ત્યાં તેને અલાઉદ્દીનના આવ્યાના સમાચાર મળતાં તે અતિશય ચિંતામાં પડી ગયો; કારણ કે, તેની સેના અન્યત્ર વિજય માટે ગયેલી હોવાથી તેનાથી પર્યાપ્ત પરિમાણમાં તત્કાળ યુદ્ધની તૈયારી કરી શકાય તેમ નહોતું. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં હિમ્મતને કાયમ રાખી નગરવાસી લોકો તથા કેટલાક સેવકો—નોકર ચાકરો—ને એકત્ર કરીને તે અલાઉદ્દીન સાથે લડવાને ચાલતો થયો. રણભૂમિમાં રામદેવરાયના એ સામાયિક સૈનિકોએ કેટલાક સમય પર્યન્ત તો અલાઉદ્દીનના સિપાહીઓને, તેમની સામે ટકાવ કરીને, હંફાવ્યા; પરંતુ અંતે તેમનો પરાભવ થતાં રાજા રામદેવરાયજીએ કિલ્લાના આશ્રયને સ્વીકારી લીધો. અત્યારે એ દૌલતાબાદના નામથી ઓળખાતા તે સમ-

યના દેવગઢની બહાર ખાઈ ન હોવાથી અલાઉદ્દીને કિલ્લાને ઘેરી લીધો અને નગરમાં પ્રવેશ કરીને લૂંટમારનો ભયંકર સ્વરૂપમાં આરંભ કરી દીધો. દેવગઢના નિવાસીઓપર, તેઓ તેમની છૂપાવી રાખેલી સંપત્તિ તરત બતાવી દે એટલામાટે, પૈશાચિક અત્યાચારો કરવામાં આવ્યા અને રક્તની સારતા વહેવડાવવામાં આવી; છતાં પણ જ્યારે દુર્ગને હસ્તંગત ન કરી શકાયો ત્યારે અલાઉદ્દીને એવી અફવા ફેલાવી દીધી કે: 'આ તો હું દિલ્લીના સુલ્તાનની થોડીક ફોજને લઈને અહીંના સ્થાનની તપાસ માટે આગળથી આવ્યો છું; સુલ્તાનની જંગી ફોજ તો હજી પાછળ ચાલી આવે છે.' આ વાર્તા સાંભળીને રાજા રામદેવરાય ગભરાઈ ગયો. કિલ્લામાં સામગ્રી ભરતી વેળાયે ઉતાવળમાં ધાન્યને બદલે કેટલીક ગૂણો મીઠાની આવી ગઈ હતી એટલે ધાન્ય ખૂટી જતાં રામદેવરાયે પુષ્કળ ધન આપીને અલાઉદ્દીન સાથે સંધિ કરી લીધો. અલાઉદ્દીનને પણ એટલું જ જોઈતું હતું; કારણ કે, 'જો રાજા રામદેવરાયની મુખ્ય સેના આવી લાગશે, તો તેની આગલ મારી ફોજથી ટકી શકાય તેમ નથી' એ રહસ્યને તે સારી રીતે જાણતો હતો; અર્થાત્ તેણે સંધિના પ્રસ્તાવને તત્કાળ સ્વીકારી લીધો અને સંધિ થઈ ગયો. ત્યાર પછી રામદેવરાય પાસેથી મેળવેલા ધનભંડારને લઈને ત્યાંથી અલાઉદ્દીન પ્રયાણ કરી જવાની તૈયારીમાં હતો એટલામાં રામદેવરાયનો યુવરાજ શંકરદેવ, તેને અલાઉદ્દીનના આગમનના સમાચાર મળી ગયેલા હોવાથી, પ્રચંડ સૈન્યને એકત્ર કરીને અચાનક આવી લાગ્યો. રામદેવરાયે તેને એવો સંદેશ કહાવી દીધો કે: 'અલાઉદ્દીન સાથે આપણો સંધિ થઇ ગયેલો હોવાથી હવે તેની સાથે યુદ્ધ કરવાનું નથી.' પરંતુ શંકરદેવ મહાશૂર તથા આત્માભિમાની હોવાથી તેણે પોતાના પિતાની એ આજ્ઞાનો અનાદર કરીને એક પત્ર પાઠવી અલાઉદ્દીનને સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી દીધું કે: "જો તમોને જીવતા પાછા જવાની આશા હોય અને તમો પોતાના જીવનથી કંટાળી ગયેલા ન હો, તો અમારા રાજ્યમાંથી તમોએ જે કાંઇ પણ ધનમાલ લૂટી લીધાં છે અને મારા પિતા પાસેથી, તેમની અસહાય અવસ્થાનો લાભ લઇને, જે ધનરાશિ પડાવી લીધો છે તે સર્વ એકદમ પાછાં મોકલી આપો અને તમારા અપરાધની ક્ષમા માગીને તમારી જિન્દગીની સલામતી માટે અમારો ઉપકાર માનતા અમારા રાજ્યમાંથી બહાર નીકળી જાઓ." શંકરદેવના આ પત્રના વાંચનથી અલાઉદ્દીન તથા તેના મુસ્લિમ સલાહકારો એકદમ છેડાઇ ગયા અને યુદ્ધના નિયમથી સર્વથા વિરુદ્ધ પત્ર લાવનાર કાસિદને તેના મોઢાને મેંશથી કાળું કરીને પોતાની છાવણીમાંથી અપમાનપૂર્વક હાંકી કાઢયો.

પત્રવાહકને આવી રીતે કાઢી મૂકયા પછી અલાઉદ્દીન તરત યુદ્ધની તૈયારી કરવા લાગ્યો. એક હજાર સિપાહીઓ સહિત તેણે મલીક નુસરતને દેવગઢના કિલ્લાને ઘેરો ઘાલવામાટે રવાના કરી દીધો અને બાકીની ફૌજને લઇને તે પોતે શંકરદેવ સાથે લડવાને ચાલતો થયો. આ યુદ્ધમાં શંકરદેવે પોતાના એવા તો અશ્રુતપૂર્વ પરાક્રમનો પરિચય કરાવ્યો કે મુસલ્માની ફૌજના સર્વનાશની વેળા આવી પહોંચેલી દેખાવા લાગી; પરંતુ એ જ વેળાયે જેને કિલ્લાના રક્ષણમાટે રાખવામાં આવ્યો હતો તે રાજા રામદેવરાયનો સેનાપતિ પોતાના પાંચ સો સૈનિકોને લઇને, આવશ્યકતા ન હોવા છતાં વગર બોલાવ્યો મુસલ્માનો સાથે લડવાને આવી લાગ્યો. એ હિન્દુ સૈન્યના આવવાથી ઊડેલી ધૂળને દૂરથી જોઇને શંકરદેવના સૈનિકોએ એમ જ માની લીધું કે: 'દિલ્લીથી સુલ્તાનની જે મોટી ફૌજ અલાઉદ્દીનની કુમકે આવવાની હતી તે જ એ ફૌજ હોવી જોઇએ એટલે હવે આપણાથી એ પ્રચંડ સૈન્યનો પરાજય કરી શકાય તેમ છે જ નહિ, તો પછી વિના કારણ યુદ્ધમાં પ્રાણ શામાટે આપવા?' અર્થાત્ આવી રીતે ભયભીત થઇને શંકરદેવના સૈનિકો રણાંગણને તજીને જ્યાં માર્ગ મળ્યો ત્યાં પલાયન કરવા લાગ્યા અને તેથી જે વિજય હિંદુઓને મળવાનો હતો તે અચાનક મુસલ્માનોને મળી ગયો. આવી રીતે અચિંત્ય વિજય મળતાં અલાઉદ્દીન કિલ્લામાં ગયો અને ત્યાં ધાન્યને બદલે મીઠાની ગુણો ગયેલી હોવાનો ભેદ તેના જાણવામાં આવ્યો. દેવગઢના રાજા રામદેવરાય પાસે હવે કાંઇ પણ ઉપાય ન રહ્યાથી ઇલિચપુર તથા તેની આસપાસના પ્રાંતો તેમ જ અપરંપાર દ્રવ્ય આપીને અલાઉદ્દીનને તેણે મનાવ્યો અને આત્મરક્ષાના પ્રસંગને સાધી લીધો. દક્ષિણમાં આવી રીતે કેવળ ભાગ્યના બળથી વિજય મેળવીને અલાઉદ્દીન પાછો પોતાના સૂબા કુરા નામક સ્થાનમાં આવી લાગ્યો. યુદ્ધમાં વિજય કિંવા પરાજયની પ્રાપ્તિનો આધાર કેવળ યદૃચ્છાપર જ રહેલો હોય છે એમ જે અનેક યુદ્ધવિશારદો વારંવાર કહ્યા કરે છે તે કથનની વાસ્તવિકતાને દેવગઢના યુદ્ધે સારી રીતે સિદ્ધ કરી બતાવી હતી. ભારતવર્ષના ઇતિહાસમાં જયપરાજયનાં આવાં સ્વરૂપોની પુનરાવૃત્તિ વારંવાર થયેલી આપણા જોવામાં આવ્યા કરે છે.

દિલ્લીમાં એવી પરિસ્થિતિ ચાલી રહી હતી કે જલાલુદ્દીન ખિલજીના અતિશય સૌમ્ય શાસનથી લોકો અસંતુષ્ટ રહ્યા કરતા હતા. તેમના મનમાં એમ જ થયાં કરતું હતું કે: "આપણાપર કોઈ એક સુલ્તાન રાજ્ય કરી રહ્યો છે એનું તેના અમુક પ્રકારનાં કાર્યો દ્વારા જો આપણને ડગલે ને પગલે સ્મરણ ન થતું રહે, તો તે સુલ્તાન જ શા કામનો?" તત્ત્વજ્ઞાનના ગહન વિચારમાં નિરંતર નિમગ્ન રહેનારા રાજ્યકર્તાને જોઈએ

તેટલા તથા તેવા અનુયાયીઓ ભાગ્યે જ મળી શકે છે એવો એક નિયમ હોવાથી અનુયાયીઓની પ્રાપ્તિના સંબંધમાં જો જલાલુદ્દીનની પણ એ જ સ્થિતિ હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નહોતું. આવી પરિસ્થિતિમાં વિશેષતઃ રાજકર્મચારીઓની દૃષ્ટિ અલાઉદ્દીન પ્રતિ આકર્ષાયલી રહ્યા કરતી હતી; કારણ કે, તે હિમ્મતબહાદુર તથા કઠોર શાસક હતો અને વળી જલાલુદ્દીનનો ભત્રીજો હોવા ઉપરાંત જમાઈ પણ થતો હતો. અલાઉદ્દીન દક્ષિણમાં જવાને રવાના થયા પછી તેના કશા પણ સમાચાર ન મળવાથી જલાલુદ્દીનના હૃદયમાં તેની અતિશય ચિંતા થયાં કરતી હતી, એટલે જ્યારે 'અલાઉદ્દીન અપાર ધન તથા વિજય મેળવીને પાછો ફર્યો છે,' એવા સમાચાર તેના સાંભળવામાં આવ્યા ત્યારે તેના આનંદ તથા હર્ષનો અવધિ જ થઈ ગયો. પરંતુ કેટલાક દૂરદર્શી તથા દીર્ઘદર્શી પુરુષો અલાઉદ્દીનની કુટિલતા તથા અભદ્ર ભાવનાને જાણતા હોવાથી તેમણે તેમ જ જલાલુદ્દીનની બેગમ કિંવા સુલ્તાના મલીકુજજહાને જલાલુદ્દીનને વારંવાર સમજાવીને કહ્યું કે: "અલાઉદ્દીનની ભાવના સારી નથી, તે કપટની મૂર્તિ છે અને તે કયા ક્ષણે શી હાનિ પહોંચાડશે અથવા કેવી રીતે તમારો ઘાત કરી નાખશે એનો કશો પણ નિશ્ચય કરી શકાય તેમ નથી એટલા માટે તમો સાવધાન રહેજો અને તેના વચન તથા વર્તનમાં લેશમાત્ર પણ વિશ્વાસ રાખશો નહિ." પણ જલાલુદ્દીન ભલો તથા ભોળો હોવાથી તેમનો આ સત્ય ઉપદેશ તેને અસત્ય તથા દ્વેષજન્ય ભાસવા લાગ્યો. એટલામાં માર્ગમાંથી અલાઉદ્દીનનો લખાવી મોકલેલો એક કાગળ તેને મળ્યો અને તે કાગળ ખુશામદ, નમ્રતા તથા શુદ્ધ ભાવને દર્શાવનારા શબ્દોથી ભરેલો હોવાથી તે કાગળ બતાવીને તેણે પોતાના હિતેચ્છુઓ તથા પોતાની સુલ્તાનાના સંશયોનું નિવારણ કરી નાંખ્યું. ખરેખર, ભલા તથા ભોળા જલાલુદ્દીનના આત્માની એ શક્તિ નહોતી કે તે અલાઉદ્દીન જેવા એક હમાતન નમકહરામ, અસત્યોપાસક, સયદે હવસ, અસીરે હિર્સ અને 'ખુદા જબાંપર જહર જિગરમેં' એવા અલાઉદ્દીન નામધારી માનવજાતિના વિષધર નાગની કપટકળાને લેશમાત્ર પણ ઓળખી શકે તથા તેના દંશથી બચવાનો યથાસમય યોગ્ય પ્રબંધ કરવાને તૈયાર થઈ જાય. અસ્તુ! ઈ. સ. ૧૨૯૫ માં સુલ્તાન જલાલુદ્દીન ખિલજી પોતાના ભત્રીજા અલાઉદ્દીનને મળવા માટે પોતાના થોડાક અંગરક્ષકોને લઈને તેના નિવાસસ્થાન કુરા નગરમાં જઈ પહોંચ્યો, ત્યાં અલાઉદ્દીન સાથે તેનો મેળાપ થયો અને ત્યાં અલાઉદ્દીન જ્યારે નમ્રતાની પરિસીમા કરી બતાવતો પોતાના મેહરબાન કાકાનાં ચરણોમાં પડી ગયો. એટલે જલાલુદ્દીન પ્રેમથી ગદ્ગદિત થઈને તેના ગાલો ઉપર હાથ ફેરવવા

ભેંડી ગયો અને તેને મધુર ઠપકો આપતો કહેવા લાગ્યો કે: "મેં તને તારા બાલ્યકાળથી ઉછેરીને આટલો મોટો કર્યો અને તારામાં મારા પોતાના પુત્ર કરતાં વિશેષ પ્રેમ રાખ્યો, છતાં તું દક્ષિણમાં વિજય મેળવ્યા પછી મારી પાસે દિલ્હીમાં ન આવ્યો તે શા માટે ? મારામાં તારો વિશ્વાસ નહોતો એટલા માટે ? તું ન આવ્યો એટલે લાચારીથી મારે જ તારી પાસે તને ધન્યવાદ આપવા માટે આવવું પડયું." હજી તો તે વૃદ્ધ સુલ્તાન આ ઉદ્‌ગારો કાઢી રહ્યો હતો એટલામાં ત્યાં છૂપી રીતે તૈયાર રાખેલા એક મારાએ અલાઉદ્દીનનો સંકેત થતાંની સાથે જ એકદમ બહાર નીકળી આવીને પોતાની તલ્વારને સુલ્તાન જલાલુદ્દીનના પેટમાં ખોસી દીધી અને તેનાં આંતરડાંને બહાર કાઢી નાખ્યાં. "હાય, શયતાન અલાઉદ્દીન, મારી ભલાઈઓનો આ બદલો આપ્યો ?" આટલા શબ્દો માંડમાંડ જલાલુદ્દીનના મુખમાંથી નીકળી શકયા અને ત્યાર પછી તે સદાની શાંત નિદ્રામાં પડી ગયો. અલાઉદ્દીન આવી રીતે વિશ્વાસઘાતથી પોતાના કૃપાળુ કાકાની હત્યા કરાવીને જ ન અટકયો; કિન્તુ તે મૃત સુલ્તાનના મસ્તકને એક સૈનિકના ભાલાની અણીપર રખાવીને અલાઉદ્દીને તે મસ્તકને લશ્કરની છાવણીમાં તેમ જ કુરા નગરમાં ફેરવાવરાવ્યું કે જેથી આરંભમાં જ પ્રજાના હૃદયમાં તેનો ભય સ્થપાઈ જાય અને તેનો સુલ્તાન તરીકેનો સિક્કો બેસી જાય. જે દુષ્ટ મારાએ અલાઉદ્દીનની મેહરબાની તથા ધનને મેળવવાના લોભથી જલાલુદ્દીનને મારી નાખવાનું બીડું ઝડપ્યું હતું અને જલાલુદ્દીનનું નિર્દયતાથી ખૂન કરી નાંખ્યું હતું તે જલ્લાદના હૃદયમાં ત્યાર પછી પશ્ચાત્તાપનો અસહ્ય આઘાત થતાં તે એકદમ ગાંડો અથવા પાગલ થઇ ગયો અને દુર્દશાને ભોગવતો થોડા દિવસમાં જ મરી ગયો. સુલ્તાન જલાલુદ્દીનને મારી નાંખવાના નિર્ઘૃણ કાર્યમાં જે મનુષ્યોએ અલાઉદ્દીનને સહાયતા આપી હતી તે સર્વ મનુષ્યોની અલાઉદ્દીને ઇનામો આપવાને બદલે જે દુર્દશા કરાવી હતી તેનું મુસ્લિમ ઇતિહાસલેખક ફરિશ્તાએ મહાકૌતુકપૂર્વક વર્ણન કરેલું છે. આવી રીતે દુષ્ટોને તેમના અપરાધનો યોગ્ય દંડ મળેલો જોઇને આપણા મનમાં સમાધાન થાય એ સાહજિક હોવા છતાં રાજ્યલોભથી પોતાના જનકતુલ્ય કૃપાળુ કાકાની વિશ્વાસઘાતથી હત્યા કરાવી નાંખનાર અલાઉદ્દીનની પોતાની તો તેના મરણની ઘટિકા પર્યન્ત ઉન્નતિ અને ઉન્નતિ જ થતી રહી હતી એ વિલક્ષણ પરિણામના દર્શનથી આ લોકના ન્યાય તથા અન્યાયના સંબંધમાં જો આપણો આત્મા સંશયગ્રસ્ત થઇ જાય, તો તેમાં આશ્ચર્ય જેવું શું છે વારુ ? અસ્તુ.

જલાલુદ્દીનના વધ અથવા મૃત્યુના સમાચાર દિલ્હીમાં પહોંચતાં તેની સુલ્તાના અથવા બેગમે પોતાના અલ્પવયસ્ક શાહજાદા રુકનુદ્દીનને

ઇબ્રાહીમશાહ નામથી તખ્તનશીન કરી દીધો અને તે બાલ સુલ્તાનની વતી તે પોતે રાજ્યતંત્રને ચલાવવા લાગી. જલાલુદ્દીનનો મોટો શાહજાદો અર્કલીખાન સુલ્તાનપદને યોગ્ય હોવા છતાં મુલ્તાનનો સૂબેદાર નીમાયલો હોવાથી એ વેળાયે દિલ્હીમાં નહોતો અને પ્રાણઘાતક રાજ્યકાર્યભારની ભાંજઘડમાં પડવાની તેની ઇચ્છા પણ નહોતી, એટલે સુલ્તાન થવાનો તેનો જ અધિકાર હોવા છતાં તેણે સુલ્તાનપદવીને મેળવવાનો લેશમાત્ર પણ પ્રયત્ન ન કરતાં તટસ્થ રહીને મૌનનું અવલંબન કરી લીધું. જલાલુદ્દીનનનો વધ કરાવતી વેળાયે 'દિલ્લીનું સિંહાસન મને જ મળશે' એવો અલાઉદ્દીનનો નિશ્ચય ન હોવાથી તેનો પોતાના એક નવીન સ્વતંત્ર રાજ્યને સ્થાપવાનો વિચાર હતો. પરંતુ દિલ્લીથી જે સમાચારો આવ્યા તે સાંભળીને તેના મનમાં નવીન આશા તથા નવીન ઉત્સાહનો ઉદ્ભવ થતાં વર્ષા ઋતુ હોવા છતાં પણ તે એકદમ કૂચ કરીને દિલ્લીની દિશામાં આગળ વધવા લાગ્યો. માર્ગમાં જ્યાં જ્યાં સૈન્યનો મુકામ થતો હતો ત્યાં અલાઉદ્દીન છૂટે હાથે સોના મોહરોનો વર્ષાદ વર્ષાવતો હતો. જે સરદારો તથા લશ્કરી અમલદારો તે સુલ્તાન થાય એમ નહોતા ઇચ્છતા તે સર્વને તેણે ધન નામક મોહનમંત્રથી વશ કરી લીધા. આવી રીતે છપ્પન હજાર ઘોડેસવાર અને સાઠ હજાર પાયદળ એટલી મોટી ફૌજ તેની પાસે એકઠી થઇ ગઇ. દેવગઢ અથવા દેવગિરિમાંથી મેળવેલો દ્રવ્યભંડાર અલાઉદ્દીનને હિન્દુસ્થાનની સામ્રાજ્યપ્રાપ્તિના કાર્યમાં અતિશય ઉપયોગી થઇ પડયો. 'અલાઉદ્દીન દિલ્લીની દિશામાં આગળ વધી રહ્યો છે' એ સમાચાર સાંભળીને જન્નતનશીન સુલ્તાન જલાલુદ્દીનની બેગમ પોતાના શાહજાદા અથવા બાલ સુલ્તાનને લઇને મુલ્તાન તરફ પલાયન કરી ગઇ. એટલે અલાઉદ્દીને દિલ્લીમાં આવીને પ્રસ્તુત નવલકથામાં વર્ણવાયલી ઘટનાઓના આરંભના સમય-(ઇ. સ. ૧૨૯૬)માં એક પણ મનુષ્યના રક્તપાત વિના દિલ્લીના સિંહાસનને અધિકૃત કરી લીધું. લોકોનાં હૃદયોને સંતોષવામાટે તેણે મોટી મેહફિલો કરીને મોટી મોટી દાવતો આપી, નાનામોટાં સઘળાંને ઇનામો તથા બખ્શીશોથી નવાજી દીધા અને ફૌજનો છ મહિનાનો પગાર અગાઉથી આપી દીધો. આવી રીતે પોતાના રાજ્યાપહારના પાપને લોકોનાં હૃદયોમાંથી કાઢી નંખાવવાના યોગ્ય પ્રયત્નો કર્યા પછી અને સ્થિરતાને સ્થાપ્યા પછી અલાઉદ્દીન દિલ્લીના તખ્તોતાજના બીજા હક્કદારોને હલાલ કરી નાખવાની તૈયારી કરવા લાગ્યો. તેણે અલફખાન નામક પોતાના એક દૂધભાઇને જલાલુદ્દીનના શાહજાદાને પકડી લાવવા માટે મુલ્તાન તરફ રવાના કરી દીધો; મુલ્તાનના લોકોએ પોતાના શિરપર આવનારા સંકટને ટાળવા માટે જલાલુદ્દીનના બંને શાહજાદાઓને

અલફખાનના હાથમાં સોંપી દીધા અને તેમને મારી ન નાખવા માટેનું અલફખાન પાસેથી વચન લઇ લીધું. આ વચનને અલફખાને કેટલાક પરિમાણમાં પાળ્યું હશે એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા છે જ નહિ. અલફખાન મુલ્તાનથી દિલ્લી આવતો હતો એટલામાં તેને અલાઉદ્દીનનો એવો હુકમ મળ્યો કે: "આ બન્ને શાહજાદાઓની આંખો ફોડી નાંખો અને તેમને હંસીના કિલ્લામાં કયદ કરી રાખો." અલાઉદ્દીનની એ આજ્ઞા પ્રમાણે અલફખાને તે બન્ને નિર્દોષ શાહજાદાઓની આંખો ફોડાવીને તેમને હંસીના કિલ્લામાં કયદ કરી દીધા અને ત્યાં તે બદનસીબ શાહજાદાઓ થોડા દિવસમાં જ રીબાઈ રીબાઇને મરી ગયા.

હિન્દુસ્થાનની મુસ્લિમ રાજસત્તાના ઇતિહાસમાં રાજહત્યા અને રાજ્યાપહરણની ઘટનાઓ અનેક વાર કેવળ નિત્યના સામાન્ય વ્યવહાર પ્રમાણે જ ઘટેલી આપણા જોવામાં આવ્યા કરે છે એટલે અલાઉદ્દીનના હસ્તથી થયેલી આ રાજહત્યા તથા રાજ્યાપહરણની ઘટના તે કાંઇ આશ્ચર્યકારિણી અથવા અપવાદરૂપ ઘટના તો નથી જ. મુસ્લિમ રાજવંશોમાં જ્યારે આવી ઘટનાઓ ઘટતી હતી ત્યારે રાજદરબાર સાથે સંબંધ ધરાવનારા પુરુષો વિના અન્ય જનતા એ ઘટનાઓ પ્રતિ ભાગ્યે જ લક્ષ આપતી હતી. જો બખ્શીશો, ખિતાબો, મોટા ઓહદા તથા જાગીર આદિ મળવાની આશા હોય, તો મુસલ્માન રાજકારણી પુરુષો તેમ જ સિપાહીઓ ગમે તેવા તથા ગમે તેટલા દુષ્ટ, કપટી, દુરાચારી, અત્યાચારી તથા પાપિષ્ઠ પુરુષને પણ આનંદપૂર્વક સુલ્તાન અથવા બાદશાહ તરીકે સ્વીકારવાને તૈયાર થઈ જતા હતા અને ખરા હક્કદારના હક્કને મારી નાંખવામાં જરાય પાપ નહોતા માનતા. જો મુસ્લિમ હિન્દુસ્થાનમાં આવી પરિસ્થિતિ નહોત, તો પોતાના કૃપાળુ કાકા, તેના બે નિર્દોષ શાહજાદા તથા અન્ય મનુષ્યોની નિર્દયતાથી હત્યા કરાવનાર, આંખો ફોડાવનાર તથા રીબાવી રીબાવીને મારી નંખાવનાર ખૂની અલાઉદ્દીન કદાપિ હિંદુસ્થાનનો સુલ્તાન થઇ શકત નહિ અને જો તેમ થયું હોત, તો હિન્દુઓપર તેણે કરેલા જે ધાર્મિક, સામાજિક તથા રાજનૈતિક અત્યાચારો, નિર્ઘૃણ તથા પાશવ અત્યાચારોની આવી કથાઓ લખવાના અવસરો, મહાદુ:ખદ તથા હૃદયવિદારક અવસરો પણ નિષ્પક્ષપાત ગ્રંથકારો તથા કવિજનોને પ્રાપ્ત ન થાત.

આપણી નવલકથાના આરંભકાળમાં આવી રીતે પોતાના કાકા તથા બંધુઓનાં ખૂન કરાવીને 'ખૂની'ની પદવીથી વિભૂષિત (?) થયેલા સુલ્તાન અલાઉદ્દીનની ખૂની કાર્યકીર્તિનો આરંભ થઇ ચૂક્યો હતો અને અવિચારી સૂમરો યુવરાજ ચનેસર રાજ્યપ્રાપ્તિ માટે તેની સહાયતાને મેળવવાની આશાને હૃદયમાં ધારણ કરીને દિલ્લીમાં નિર્વિઘ્ન આવી

પહોંચ્યો હતો; એટલે હવે આપણે ચનેસરના દિલ્હીનિવાસના સમયની જ કેટલીક આવશ્યકીય ઘટનાઓનું અત્યારે લક્ષપૂર્વક વિવેચન તથા અવલોકન કરવાનું છે. અત્યારે ખિલજી વંશ તથા અલાઉદ્દીન ખિલજી અથવા અલાઉદ્દીન ખૂનીનો આટલો પરિચય પર્યાપ્ત છે.

## પ્રકરણ ૭ મું

## હડધૂત હિન્દુ !

પ્રભાતનો સમય હતો અને સૂર્યનારાયણે પૂર્વદિશામાં ઉદિત થઇને વિશ્વને પ્રકાશિત કરવાના પોતાના નિત્યના નિયત વ્યવસાયને આરંભી દીધો હતો. ભારતવર્ષની રાજધાની દિલ્હી નગરીનાં દુર્ગદ્વારો ઊઘડી ગયાં હતાં અને દિલ્હીનગરનિવાસી તથા પ્રવાસી જનોનાં બહિર્ગમન તથા નગરપ્રવેશ આદિ કાર્યો ક્યારનાં ય આરંભાઇ ચૂક્યાં હતાં. સૂર્યોદયથી એક ઘટિકા જેટલા સમય પછી પોતાની મહા સુંદર કાળા રંગની ઘોડી ઉપર સવાર થયેલો અને પોતાના પોશાકથી પોતાને બોલ્યા વિના જ કોઇ એક રાજવંશી અથવા સાધનસંપન્ન પુરુષ તરીકે ઓળખાવતો એક તેજસ્વી તરુણ પ્રવાસી દિલ્હી નગરના પશ્ચિમ દ્વાર પાસે આવી લાગ્યો અને તે નગરમાં પ્રવેશ કરતો હતો એટલામાં ત્યાંના પઠાન જાતિના એક ભીમકાય દ્વારપાલે તેને સંબોધીને આજ્ઞાના સ્વરૂપમાં ગંભીરતાથી કહ્યું કે:—

"તમો કોણ છો અને ક્યાંથી આવો છો? કારણ કે, તમો દિલ્હી અથવા દિલ્હીની આસપાસના નિવાસી હો એમ તમારા પોશાકપરથી નથી જણાતું."

"તમારી માન્યતા યથાર્થ છે; કારણ કે, હું દિલ્હી અથવા દિલ્હીની આસપાસનો નહિ; પણ સિંધુ દેશનો નિવાસી છું અને એક અગત્યના કાર્ય માટે મારે દિલ્હી આવવું પડ્યું છે." તે અશ્વારોહી પ્રવાસીએ પોતાની ઘોડીને થોભાવીને વિનયપૂર્વક તથા સભ્યતાપૂર્વક ઉત્તર આપ્યું.

"તમો હિન્દુ છો કે મુસલ્માન ?" પઠાન દ્વારપાલે તે પ્રવાસીના વેશમાં હિન્દુત્વનાં કેટલાંક ચિહ્નોને જોઇને આ પ્રશ્ન કાંઇક કઠોરતાથી પૂછ્યો.

"હું મુસલ્માન નહિ, પણ હિન્દુ છું અને............"

તે પ્રવાસી હજી તો પોતાના વાક્યને ઉચ્ચારતો હતો એટલામાં તેને એકદમ બોલતો અટકાવી દઇને તે અફગાન દ્વારપાલ પોતાની આંખોને લાલચોળ કરીને કોપદર્શક ભાવથી તાડૂકવા લાગ્યો કે: "એક હિન્દુ, કાફિર અને તે સુલ્તાન સલામતના ફર્માનની તોહીન કરી આવી લાજવાબ તથા મોંઘી કીમતની ઘોડીપર સવાર થઇને તખ્તગાહ—રાજધાની—માં

આવવાની હિંમત કરનાર? અજાયબી અને તે પણ બહુ જ મોટી અજાયબી! અય કમનસીબ કાફિર, હિન્દુ કાફિરોને ઇમાનદાર સુલ્તાન અલાઉદ્દીનની સલ્તનતમાં ઘોડાપર બેસવાની, હથિઆર રાખવાની, કીમતી તથા ઉંચાં કપડાં પહેરવાની તેમ જ રોબોદાબથી રહેવાની સખ્ત મનાઇ છે અને જે કોઇ પણ હિન્દુ કાફિર સુલ્તાન સલામતના એ ફર્માનની તૌહીન કરે છે તેને તેના એ ગુનાહની સખ્ત સજા આપવામાં આવે છે એ વાત બિલ્કુલ તારા જાણવામાં નથી જ આવી કે શું? ઊતર, તારી ઘોડીપરથી એકદમ નીચે ઊતરીને ઊભો રહે અને અદબથી અમારી સાથે વાત કર, નહિ તો અમારે અત્યારે ને અત્યારે જ અમારા હથિયારથી તારો ઇન્સાફ કરી નાંખવો પડશે.”

“યા ખુદા! એક નાપાક કાફિર અને તે ઘોડેસવાર!” એક બીજા પઠાન સિપાહીએ હિન્દુના અશ્વારોહણની ઘટનાને સર્વથા અસંભવનીય માનીને આશ્ચર્યદર્શક ઉદ્ગાર કાઢ્યો.

“યા રસૂલે અરબી! એક બુતપરસ્ત કાફિર અને તેના બદનપર આવો કીમતી પોશાક, તેના ગળામાં મોતીના હાર ને તેની આંગળીઓમાં ઝગમગતા હીરાની વીંટીઓ હોવા સાથે તેની કમરમાં જવાહિરની મૂઠવાળી તલ્વાર તથા કટાર!! આ હું જાગું છું કે ખ્વાબ જોઇ રહ્યો છું? સુલ્તાન સલામતની અને અહલે ઇસ્લામ મુસ્લિમોની આનાથી વધારે તોહીન શી હોઇ શકે?” એક ત્રીજા અફગાને આંખો ફાડીને તે હિન્દુ પ્રવાસીને જોતાં જોતાં આ શબ્દો, જાણે તે એક સર્વથા અસંભવનીય ઘટનાને સંભવનીય થયેલી અથવા તો કુદરતના કાનૂનને બદલાઇ ગયેલો જોઇ રહ્યો હોયની! તેવા ભાવથી ઉચ્ચાર્યા.

આ વાદવિવાદને જોવા તથા સાંભળવામાટે આવતાજતા હિન્દુ મુસલ્માનો પણ ત્યાં ઊભા રહી ગયા અને એક હિન્દુની આવી ધૃષ્ટતા અથવા બેઅદબીને જોઇને મુસલ્માન નાગરિકો પણ પોતાના આશ્ચર્ય તથા તિરસ્કારને વ્યક્ત કરવા લાગ્યા. છતાં પણ તે હિંમતબહાદુર તથા હઠીલો હિન્દુ પ્રવાસી પોતાની ઘોડી ઉપર તેની લગામને હાથમાં રાખીને જેમનો તેમ બેસી રહ્યો અને ઘોડીની પીઠપરથી નીચે ઊતરવાનું તેણે જરાય ચિહ્ન ન દેખાડ્યું. તેની આવી ધૃષ્ટતાને જોઇને અફગાન સિપાહીઓ આપાથી બહાર થઇ ગયા અને પોતાની તલ્વારોને તેમણે મ્યાનમાંથી બહાર કાઢી લીધી. તે સિપાહીઓનો અફસર હવે કોપકંપિત સ્વરથી ગર્જના કરતો તે પ્રવાસીને કહેવા લાગ્યો કે:—

“કાફિર કૂતરા, જો જીવવાની આશા હોય તો ઘોડીપરથી નીચે ઊતરીને અમારે તાબે થઇ જા; નહિ તો આ તલ્વારના એક જ ફટકાથી

તારૂં માથું હમણાં જ ધડથી અલગ થઇને ધૂળ ચાટતું થઇ જશે. નાપાક, બદમાશ, શયતાન ! તું સુલ્તાન સલામતના ફર્માનની આટલી તૌહીન કરી રહ્યો છે ?"

તે હિંદુ પ્રવાસીએ પણ હવે આ અપમાન અસહ્ય થઇ પડતાં પોતાની તલ્વારને મ્યાનમાંથી બહાર ખેંચી લીધી અને જો એ જ વેળાયે સુલ્તાન અલાઉદ્દીન ખિલજીનો દૂધભાઇ અને અફસરજંગ સિપાહ-સાલાર અલફખાન અચાનક ત્યાં ન આવી લાગ્યો હોત, તો અવશ્ય તે હઠીલા હિંદુની તલ્વારથી બેપાંચ અફગાનો રેંસાઇ જાત અને કદાચિત્ તે હઠીલો હિંદુ પોતે પણ મુસલ્માનોની તલ્વારનો ભોગ થઇ પડત. અલફખાનના આવવાથી એ માનવહત્યાકાંડ થતો અટકી ગયો. અલફખાન એ વેળાયે પોતાના પાંચસાત અંગરક્ષકોને સાથે લઇને દિલ્લીથી પાંચ કે છ ગાઉના અંતરે થોડી શિકારગાહની તૈયારી કરાવવાની હોવાથી તે સ્થાનના નિરીક્ષણ માટે ઘોડેસવાર થઇને નીકળ્યો હતો અને તેના અંગરક્ષકો પણ ઘોડેસવાર હતા. અલાઉદ્દીનની શહનશાહતમાં અલફખાનનો પ્રભાવ પણ સુલ્તાનના દૂધભાઇ તરીકે માત્ર સુલ્તાનથી ઊતરતો અને બીજા સઘળા અમલદારો કરતાં વધારે હોવાથી તેને આવતો જોઇને એકત્ર થયેલા લોકો તેને જવાનો માગ કરી આપીને ઝુકીઝુકીને સલામો ભરવા લાગ્યા. તે હિંદુ પ્રવાસીએ પણ તેને કોઇ મોટો અમલદાર જાણીને ઘોડીપર બેઠાં બેઠાં જ એક બરાબરીના પુરુષ તરીકે સાધારણ સલામ કરી. તે હિંદુ પ્રવાસીને ઘોડીપર સવાર થઇને ઊભેલો જોઇને અલફખાન તથા તેના અંગરક્ષકો પણ આશ્ચર્યચકિત થઇ ગયા; માત્ર એટલું જ નહિ, પણ અલફખાન જેવા સુલ્તાનથી બીજા દરજ્જાના અમલદારને જોવા છતાં પણ તે હિંદુ ઘોડીપરથી નીચે ન ઊતર્યો અને સલામ પણ તેણે એક બરાબરીના અમલદાર પ્રમાણે જ કરી, એથી અલફખાનને પોતાનું અપમાન થયેલું ભાસતાં તે એ હિન્દુ પ્રવાસીને ગંભીરતાથી પૂછવા લાગ્યો કેઃ—

"તમો કોણ છો, કયાંથી આવ્યા છો, સુલ્તાન સલામતના ફર્માનની તૌહીન કેમ કરી રહ્યા છો અને તમોએ તલ્વારને મ્યાનમાંથી બહાર શા માટે કાઢી લીધી છે ?"

"હું સિંધના નગર સમૈના સ્વર્ગવાસી મહારાજા ભુંગર દેવ સમરાનો યુવરાજ છું; મારા પિતાના મૃત્યુ પછી સિંહાસનપર વિરાજવાનો અધિકાર મારો હોવા છતાં સમરા સરદારો તથા જાગીરદારોએ મારાથી નાના મારા ઓરમાન ભાઇનો રાજ્યાભિષેક કરીને મને અન્યાય આપેલો હોવાથી હું સુલ્તાન સલામતની સહાયતા મેળવવા માટે જ અત્યારે

દિલ્લી નગરમાં આવ્યો છું અને સુલ્તાન સલામતને મળવાની આશા ધરાવું છું. આ અફગાન સિપાહીઓ મારૂં અપમાન કરીને તલ્વારોને મ્યાનમાંથી બહાર કાઢી મને મારવાને તૈયાર થઈ ગયા છે અને તેથી આત્મરક્ષા તથા માનરક્ષા માટે મારે પણ નિરુપાય થઇને મારી તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢવી પડી છે. સુલ્તાન અલાઉદ્દીન ખિલજીના પાટનગરમાં હિન્દુ જાતિનું આટલી સીમાપર્યન્ત અપમાન કરવામાં આવે છે એ વાર્તા તો આજે જ મારા જાણવામાં આવી. હું નથી ધારતો કે હિંદુજાતિનું આ અપમાન સુલ્તાન સલામતના ફર્માનથી જ કરવામાં આવતું હોય. આ બધો આ હલકા સિપાહીઓના હલકા ખિયાલોનો જ નતીજો હોવો જોઇએ અને જો એમ હોય તો એમને એમની આ નાલાયકી તથા ગુસ્તાખીની સજા મળવી જ જોઇએ." તે હિન્દુ પ્રવાસીએ પોતાનો પરિચય કરાવી પોતાના આગમનના હેતુને દર્શાવવા સાથે અફગાન સિપાહીઓને સજા આપવાનો પ્રસ્તાવ પણ કરી દીધો.

હવે પાઠકો તથા પાઠિકાઓ જાણી શકયાં હશે કે એ હઠીલો હિન્દુ પ્રવાસી અન્ય કોઇ નહિ, પણ આપણો પરિચિત સિંધુ દેશનો યુવરાજ ચનેસર જ હતો. ચનેસરની પદવી તથા તેના દિલ્લીમાં આવવાના આશયને જાણી લીધા પછી મુસદ્દી અલફખાન તે ક્ષણે જ પોતાના રંગને બદલી નાખીને અફગાન સિપાહીઓને ગંભીરતાથી કહેવા લાગ્યો કેઃ—

"ઘોડાપર ન બેસવાનું, શોભીતા પોશાક ન પહેરવાનું અને હથિઆર ન રાખવાનું શાહી ફર્માન સુલ્તાન સલામતની પોતાની સલ્તનતમાં વસતા અને તે પણ મામૂલી હિન્દુઓ માટે છે; એ કાનૂન હિન્દુસ્તાનના સ્વતંત્ર હિન્દુ રાજાઓ તથા હિન્દુ રાજાઓની હિન્દુ રૈયતને લાગૂ નથી પડતો, એટલે તમારી તલ્વારોને મ્યાન કરો અને આ રાજા સાહબ સુલ્તાન સલામતના મેહમાન હોવાથી એમને શાહી મેહમાંસરામાં લઇ જઇને એમની સારી રીતે મેહમાનદારી કરવાનો મારો હુકમ શાહી મેહમાંસરાના અફસરને સંભળાવી દો. જો આ મેહમાનની મેહમાનદારી તથા ખાતિરબર્દાશ્તમાં કાંઇ પણ કચાશ રાખવામાં આવશે તો તે ગુનાહની ઘટતી સજા ભોગવવી પડશે, એમ પણ તે અફસરને ખુલ્લા અલ્ફાજમાં જણાવી દેજો."

"જેવો નામવરનો હુકમ." આ શબ્દોના ઉચ્ચારથી પોતાની આધીનતાને દર્શાવીને અફગાન સિપાહીઓએ પોતાની તલ્વારોને ચપાચપ મ્યાનોમાં પધરાવી દીધી.

અલફખાન ત્યાર પછી ચનેસરને સંબોધીને મિત્રતાના ભાવને દર્શાવતો કહેવા લાગ્યો કે: "સિંધના વલીઅહદ, અમારા હિજરી સાલના

પહેલા મહિનાના પહેલા જુમ્માના દિવસે એક શેરનો શિકાર કરવાનો સુલ્તાન સલામતનો તેઓ જ્યારે સિપાહસાલાર તથા સૂબેદાર હતા ત્યારથી એક રવૈયો ચાલ્યો આવે છે અને તે વક્ત હવે નજદીક આવતો હોવાથી હું આજે શિકારગાહની તૈયારી કરાવવાને જાઉં છું. હું એ ત્રણ દિવસમાં પાછો આવીશ અને અહીં આવ્યા પછી સુલ્તાન સલામત આગળ તમારા આવ્યાનો જિક્ર કરીને સુલ્તાન સલામત સાથે તમારી મુલાકાત કરાવી આપીશ. પરવરદિગાર કરશે, તો તમોને જુરૂર સુલ્તાન સલામતની મદદ મળી જશે, તમારા છીનવી લેવાયલા હક્કને તમો પાછો મેળવી શકશો, સિંધના હાકિમ થઇ શકશો અને તમારી ઉમ્મીદ બર આવશે. હાલ સુલ્તાન સલામતના મેહમાન તરીકે શાહી મેહમાં-સરામાં શૌકથી રહો અને દિલ્લીની જાહોજલાલીના દીદાર કરતા રહો."

"આટલી સીમા પર્યન્ત ઉદારતા દર્શાવવામાટે હું આપ નામવરનો જેટલો પણ ઉપકાર માનું તેટલો થોડો જ છે. આ ઉદારતાથી હું આપનો મારા જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત ઋણી રહીશ, અને આ ઉપકારનો બદલો વાળવાનો મારાથી કરી શકાશે તેટલો પ્રયત્ન કરીશ." ચનેસરે ક્ષત્રિયોચિત કૃતજ્ઞતાનો પરિચય કરાવ્યો.

"આંગણે આવેલા મેહમાનની તેની લાયકી મુજબ ખાતિરબર્દાસ્ત કરવી એ દરેક ઇન્સાનનો ફર્જ હોવાથી આ મેં મારો ફર્જ અદા કર્યો છે; એહસાન નથી કર્યો. ત્યારે હવે આપણે પાછા ન મળીએ ત્યાં સૂધી સલામ વાલેકુમ." આવી રીતે સભ્યતા દર્શાવીને અલફખાન પોતાના અંગરક્ષકો સહિત ત્યાંથી જંગલની દિશામાં પ્રયાણ કરી ગયો.

લોકો વિખરાઇ ગયા અને ચનેસર બે અફગાન સિપાહીઓ સાથે શાહી મેહમાંસરા—રાજ અતિથિશાળા—માં આવી લાગ્યો. ત્યાં અલફખાનના હુકમથી કોઈ એક મોટા અમીરુલ્ ઉમ્રા પ્રમાણે તેને માનપૂર્વક રાખવામાં આવ્યો અને તેની સેવામાં હિન્દુ જાતિના ચાર સેવકો તથા હિન્દુ જાતિની બે અપ્સરા તુલ્ય રૂપવતી તથા યુવતી કુલીન અબળાઓને સેવિકા તરીકે નિયુક્ત કરી દેવામાં આવ્યાં. મનુષ્ય—પુરુષ અથવા સ્ત્રી—ની મુખાકૃતિ તથા તેના વર્તનમાં સમાયલી સભ્યતા કે અસભ્યતાની છટાથી તેની કુલીનતા કે અકુલીનતા અથવા ઉચ્ચતા કે નીચતા તત્કાળ પરખાઈ આવતી હોવાથી અને ચનેસરની સેવામાં નિયુક્ત કરાયલી એ બન્ને અબળાઓની મુખાકૃતિ અને વિનય, લજ્જાશીલતા, મધુર વાણી તથા ઉદારતા આદિ સદ્ગુણપરંપરા તેમની કુલીનતા અથવા ઉચ્ચતાને જ દર્શાવનારી હોવાથી એ યુવતીઓને અતિથિશાળામાંની સામાન્ય સેવિકાઓના સ્વરૂપમાં જોઇને ચનેસરના

હૃદયમાં આશ્ચર્ય તથા સંશયનો ઉદ્ભવ થવા લાગ્યો; પરંતુ છેલ્લાં બે દિવસ અને બે રાત્રિનો સમય તેણે અખંડ પ્રવાસમાં જ વીતાડેલો હોવાથી અને તેને માર્ગમાં યથારુચિ ભોજન પણ મળેલું ન હોવાથી પ્રથમ તો તે સ્નાન આદિક પ્રાતર્વિધિથી મુક્ત થયો અને અર્ધ પ્રહર પછી ભોજન તૈયાર થતાં તેને ન્યાય આપી તેના માટે જે હુક્કો ભરીને તૈયાર રાખવામાં આવ્યો હતો તે હુક્કાની સોનાની નળીને મુખમાં ધારણ કરી શાંતિપૂર્વક ધૂમ્રપાનનો આસ્વાદ લેવા લાગ્યો. તે જે વેળાયે ધૂમ્રપાન કરી રહ્યો હતો તે વેળાયે તે ઉભય યુવતીઓમાંની એક સૌન્દર્યપ્રતિમા યુવતી જો તેને કોઈ વસ્તુની આવશ્યકતા હોય તો તે લાવી આપવા માટે અથવા તો તેની કોઇ પણ આજ્ઞાના પાલનમાટે ઓરડાના દ્વાર પાસે નયનોને નીચાં ઢાળી વિનયપૂર્વક ઊભી હતી. સિંધુદેશવાસી મનુષ્યો મધ્યાહ્નભોજન કરી લીધા પછી બહુધા નિયમિત વામકુક્ષી કરતા હોવાથી ચનેસર તે યુવતીને અનુલક્ષીને બોલ્યો કે:–

"મને વિશ્રાંતિની આવશ્યકતા હોવાથી જો શય્યા તૈયાર ન હોય તો તૈયાર કરી આપશો ?"

"આપની પ્રત્યેક ઇચ્છાને પૂર્ણ કરવાની અને આપના મુખમાંથી પડતા બોલને ઝીલી લેવાની અમોને કઠિન સૂચના અપાયલી હોવાથી સેવિકાઓ તરીકે આપની આજ્ઞા પાળવામાટે અમો બંધાયલાં જ છીએ, એટલે અમોને કોઇ પણ આજ્ઞા આપતી વેળાયે આવો વિવેક દર્શાવવાની આવશ્યકતા નથી. ઘણા સુખી મનુષ્યોને બપોરે જમ્યા પછી ઘડી બે ઘડી આરામ કરવાની ટેવ હોય છે એ અમો જાણતાં હોવાથી બાજૂના શયનમંદિરમાં અમોએ આપના શયનસુખમાટે સુંદર શય્યા સજાવીને તૈયાર જ રાખી છે; જો ઇચ્છા હોય તો પધારો." તે યુવતીએ પોતાનાં નયનોને નીચાં ઢળેલાં રાખીને સલજ્જ ભાવ તથા અતિશય વિવેકથી ચનેસરના પ્રશ્નના ઉત્તરમાં આવા મધુર શબ્દો ઉચ્ચાર્યા.

ચનેસર પોતાના આસનપરથી ઊઠ્યો, તે યુવતીએ આગળ ચાલીને તેને શયનમંદિરનો માર્ગ બતાવ્યો અને ચનેસર તે શયનમંદિરમાં તૈયાર રખાયલી સુંદર, સ્વચ્છ તથા મૃદુ પર્યંકશય્યામાં પડ્યો એટલે તે યુવતી તેની ચરણસેવા કરવાને બેસી ગઈ. તે યુવતીએ શયનમંદિરના દ્વારને અંદરથી વાસી લીધેલું હોવાથી અચાનક કોઇ પણ અન્ય મનુષ્યથી શયનમંદિરમાં આવી શકાય તેમ નહોતું. ચનેસર જ્યારે શયનમંદિરમાં આવ્યો હતો ત્યારે તેનાં નેત્રો નિદ્રાથી ઘેરાયલાં હોવા છતાં અને યુવતીના મૃદુ હસ્તોની ચરણસેવાના યોગે ગાઢ નિદ્રા આવી જવાનો સંભવ હોવા છતાં પર્યંકશય્યામાં પડ્યા પછી તેના મસ્તિષ્કમાં

કેટલાક પરસ્પર વિરોધી વિચારોના સંગ્રામનો આરંભ થઇ ગયો અને તેણે તેની નિદ્રાનો સર્વથા લોપ કરી નાંખ્યો. અંતે પોતાની અત્યંત તીવ્ર થઈ ગયેલી જિજ્ઞાસાને ન દબાવી શકવાથી ચનેસર પર્યંકશય્યામાં બેઠો થઇ ગયો અને તે યુવતીને સંબોધીને તેણે જિજ્ઞાસા દર્શાવી કેઃ—

"સુંદરી, તમારા નામ અને જે જાતિમાં તમારો જન્મ થયો છે તે જાતિના નામને દર્શાવવાની કૃપા કરશો ખરાં કે ?"

તે યુવતી પર્યંકશય્યાપરથી ઊતરીને ફર્શપર ઊભી રહી અને લજ્જાલુતાથી કહેવા લાગી કે: "આપની આ દીન સેવિકા કાયસ્થ નામથી ઓળખાતી હિન્દુ જાતિમાં જન્મેલી હોઇને મહામાયા નામથી ઓળખાય છે."

"તમારા સૌન્દર્ય, તમારા સભ્ય વર્તન, તમારા શરીરપરનાં બહુ-મૂલ્ય વસ્ત્રો તથા રત્નાલંકારો આદિ તમોને કોઈ કુલીન હિન્દુ પિતાની અભિજાતા કન્યા તરીકે ઓળખાવી રહ્યાં છે છતાં હું તમોને સુલ્તાનની આ અતિથિશાળામાં એક સામાન્ય સેવિકાના સ્વરૂપમાં જોઇ રહ્યો છું એ આશ્ચયકારિણી ઘટના નથી કે શું ? તમારી સહચરી અન્ય સેવિકા પણ મને તમારા જેવી જ કુલીન તથા સાધનસંપન્ન પિતાની પુત્રી હોય એમ જણાય છે." ચનેસરે તે સેવિકાઓના સંબંધમાં પોતાના હૃદયમાં ઉદ્ભવેલા સંશય તથા તે સંશયના પરિણામે થતા આશ્ચર્યને અંતે આવી રીતે વાણીદ્વારા વ્યક્ત કરી બતાવ્યા.

"મારી સહચરીના સંબંધમાં પણ આપે કરેલી કલ્પના યથાર્થ છે." મહામાયાનાં નેત્રોમાંથી આ શબ્દોને ઉચ્ચારતાં અચાનક અશ્રુનો પ્રવાહ વહી નીકળ્યો અને તેના યોગે તેનો કંઠ બાષ્પરુદ્ધ થઇ જતાં તત્કાળ તેનાથી વધારે કાંઇ પણ બોલી શકાયું નહિ.

"સુંદરી, તમારા હૃદયમાં કોઇ પણ પ્રકારનો આઘાત કરવાનો મારો આશય ન હોવા છતાં અને તમોને આ પ્રશ્નો મેં કેવળ અનુ-કંપાને દર્શાવવા માટે તથા મારા હૃદયમાં ઉદ્ભવેલા સંશયને નિવા-રવા માટે જ પૂછેલા હોવા છતાં જો મારા આ પ્રશ્નોથી તમારા સુકોમળ હૃદયમાં કાંઇ પણ આઘાત થયો હોય અને તમોને કાંઈ પણ માઠું લાગ્યું હોય, તો તે માટે હું તમારી ક્ષમા માગું છુ. જો તમારી ઇચ્છા ન હોય, તો મારે આ વિષયને હવે વધારે નથી ચર્ચવો." તે યુવતીના અશ્રુપાતને જોઇને ચનેસરે આવા પ્રકારના આશ્વાસક ઉદ્ગારો કાઢ્યા.

મહામાયાએ પોતાના અશ્રુપાતનો ચનેસરના મુખથી વિપરીત અર્થ થયેલો સાંભળીને પોતાનાં અશ્રુને પોતાની સાડીના પાલવ વડે લૂછી નાંખીને અને પોતાના કુસુમથીય મૃદુ હૃદયને વજ્રકઠોર કરીને

વિનયપૂર્વક કહ્યું કે: "મહાનુભાવ, આપના આ પ્રશ્નોથી મારા હૃદયમાં નવીન આઘાત નથી થયો, કિન્તુ સુલ્તાન અલાઉદ્દીન ખૂનીની કાર્યકીર્તિમાં આપણી હિન્દુ જાતિ તથા આપણા હિંદુ ધર્મની જે ભયંકર અવહેલના તથા દુર્દશા થઇ રહી છે તેના સ્મરણથી જ મારા હૃદયમાં આઘાત થયો છે અને તે આઘાતે જ મારાં નેત્રોમાંથી અશ્રુના પ્રવાહને વહેવડાવી દીધો છે. મારા સાંભળવા પ્રમાણે આપ સિંધુ દેશ જેવા દૂરદેશના નિવાસી હોવાથી અને ત્યાં થોડા સમયથી દિલ્લીના તખ્તોતાજના માલિક થયેલા સુલ્તાન અલાઉદ્દીન ખૂનીના હિન્દુઓ સાથેના ભયંકર દુર્વ્યવહારના સમાચાર તમારા સાંભળવામાં ન આવેલા હોવાથી જો અમારા જેવી અભિજાતા હિંદુ રમણીઓને આવી રીતે સેવિકાઓના અવતારમાં જોઇને તમારા હૃદયમાં સંશય તથા આશ્ચર્ય થાય તો તે સ્વાભાવિક છે; પણ અહીં તો આ એક નિત્યની સામાન્ય ઘટના છે..............." મહામાયા આટલું બોલીને અટકી ગઈ અને ક્ષણ બે ક્ષણ વિચારમાં વીતાડયા પછી વળી પાછી કહેવા લાગી કે: "મહાશય, હૃદયના આવેશને ન રોકી શકવાથી મારા મુખમાંથી આ ઉદ્ગારો નીકળી ગયા છે; પણ જો આપ મારૂં કલ્યાણ ઇચ્છતા હો, તો આ વાર્તા અહીંના કોઇ પણ મુસલ્માનને જણાવશો નહિ; કારણ કે, જો મારા આ ઉદ્ગારોની વાર્તા કોઇ પણ મુસલ્માનના જાણવામાં આવશે અને તે વાર્તા નિર્દય અલાઉદ્દીનના કાને પહોંચી જશે, તો તે મારાપર પૈશાચિક અત્યાચાર કરાવીને મારાં માતાપિતા તથા મારા પતિનો પણ સર્વનાશ કરી નાંખશે. ખરેખર મારા હાથે આજે આ મોટી ભૂલ થઇ છે અને એનો મારા અંતઃકરણમાં તીવ્ર પશ્ચાત્તાપ થાય છે."

"મહામાયા, ગમે તેવો તોય હું એક હિન્દુ હોવાથી તમારી વાત મારા મોઢામાંથી બહાર નીકળશે એવા સંશયને હૃદયમાં કદાપિ સ્થાન ન આપશો અને મારા વચનમાં વિશ્વાસ રાખીને કોઇ પણ પ્રકારના સંકોચ વિના મને અહીંની પરિસ્થિતિથી પરિચિત કરી દેશો, તો મારા પર તમારો અતિશય ઉપકાર થશે; કારણ કે, અહીંની પરિસ્થિતિ મારાથી સર્વથા અજ્ઞાત છે." ચનેસરે મહામાયાને આશ્વાસન આપીને ત્યાંની પરિસ્થિતિને વ્યક્ત કરવાનો માર્મિક આગ્રહ કરતાં આ શબ્દો ઉચ્ચાર્યા.

મહામાયાના હૃદયમાં આ આશ્વાસનના યોગે કાંઇક નિર્ભયતા આવી ગઈ અને તે નિર્ભયતાથી પ્રેરાઇને તે બોલવા લાગી કે: "સિંધુ દેશના યુવરાજ, સુલ્તાન જલાલુદ્દીન ખિલજી વૃદ્ધાવસ્થામાં સુલ્તાન થયેલો હોવાથી અને તેના હૃદયમાં પરમાત્માએ કાંઇક કોમળતા ભરેલી હોવાથી તેના રાજત્વકાળમાં હિન્દુઓને જો કે આદરપાત્ર તો નહોતા જ માનવામાં આવતા, તોપણ એટલી વાત તો ખરી જ છે કે, હિન્દુ-

ઓને જેને ભયંકર કહી શકાય તેવા પ્રકારનો ત્રાસ પણ નહોતો ભોગવવો પડતો; પરંતુ અલાઉદ્દીન હિન્દુ ધર્મ તથા હિન્દુ જાતિનો પરમ શત્રુ હોવાથી જ્યારથી તેને અયોધ્યા તથા કુરાની સૂબેદારી મળી હતી ત્યારથી પોતાના એ સૂબા અથવા પ્રાંતમાં તેણે હિન્દુઓને ધૂળમાં મેળવી દેવાના પોતાથી જેટલા આદરી શકાય તેટલા સર્વ પ્રયત્નો આદરી દીધા હતા અને હવે તો તે પણ આખા હિન્દુસ્થાનનો સુલ્તાન થયો છે એટલે મુસલ્માની રિયાસતમાં હિન્દુઓની અવહેલના તથા દુર્દશાનો અવધિ જ થતો જાય છે. હિન્દુઓને સુલ્તાનની સલ્તનતમાં ઘોડાપર બેસીને નીકળવાની, હથિયાર રાખવાની, કીમતી તથા શોભીતાં વસ્ત્રો પરિધાન કરવાની અને જાહોજલાલીથી રહેવાની સખ્ત મનાઇ છે, એનો અનુભવ તો, મારા સાંભળવા પ્રમાણે, આપને દિલ્લી નગરમાં પ્રવેશ કરતી વેળાયે જ મળી ગયો છે એટલે એના અધિક વિવેચનની આવશ્યકતા નથી. આપને આ અપરાધની ભયંકર શિક્ષા આપવાને બદલે આ અતિથિશાળામાં આટલા માનસન્માનથી અતિથિ તરીકે રાખવામાં આવ્યા છે એમાં અવશ્ય કાંઇ પણ ગૂઢ રહસ્ય અથવા રાજનૈતિક કારણ હોવું જોઇએ; નહિ તો આ અપરાધ માટે સામાન્યતઃ હિન્દુઓને ચાબૂકના ફટકા મારવાની, તેમની જેવી શક્તિ હોય તે પ્રમાણે તેમની પાસેથી દંડ તરીકે નાણાંની નાની કે મોટી રકમ લેવાની અને કારાગૃહવાસની શિક્ષાઓ તો જાણે અપાતી જ રહે છે; પણ કેટલીક વાર તો આ અપરાધ માટે કોઇ કોઇ હિન્દુને ફાંસીને લાકડે લટકાવીને, શૂળીપર ચઢાવીને, તોપના ગોળાથી ઊડાવીને અથવા તો હાથીના પગ તળે ચગદાવીને મૃત્યુના મુખમાં પણ ધકેલી દેવાય છે. જો તમારી પેઠે અહીંના બીજા કોઇ ગમે તેવા ને ગમે તેટલા પ્રતિષ્ઠિત, ધનાઢ્ય તથા બલાઢ્ય હિન્દુએ અફગાન સિપાહીઓ સામે તલ્વારને તાણવાની હિંમત બતાવી હોત, તો આટલા સમયમાં તો તે ક્યારનો ય સ્વર્ગના માર્ગનો પ્રવાસી થઇ ચૂકયો હોત. છતાં હજી પણ મારા મનમાં શંકા રહ્યાં કરે છે કે આપની સાથે ક્યાંક આ પ્રપંચ, કપટ તથા વિશ્વાસઘાતનો ખેલ ન ખેલાતો હોય! પરમાત્મા આપનું કલ્યાણ કરો!!"

"મહામાયા, મારી સાથે પણ જો પ્રપંચ, કપટ તથા વિશ્વાસઘાતનો ખેલ ખેલાતો હશે, તો મારા જીવનનો બેપાંચ મુસલ્માનોના ભોગ લીધા વિના તો હું નાશ નથી જ થવા દેવાનો. અસ્તુઃ પણ તમો ઊભાં રહીને થાકી જશો, તો નીરાંતે આ સામેના આસનપર બેસી જાઓ અને સુલ્તાનની સલ્તનતમાં હિન્દુઓપર અન્ય જે જે અત્યાચારો થતા હોય તે અત્યાચારોનો મને પરિચય કરાવી દ્યો." ચનેસરે

નિશ્ચતા દર્શાવીને મહામાયાને હિન્દુઓપર થતા અન્યાન્ય અત્યાચારોને જાણી લેવાની ઇચ્છા દર્શાવી.

મહામાયા ચનેસરની સૂચના અનુસાર સામેના આસનપર વિરાજીને શોકાચ્છન્ન હૃદયથી કહેવા લાગી કે: "પરમેશ્વર પછીના દેશના સત્ય અન્નદાતા મનાતા હિન્દુ કૃષિકારો—ખેડુતો—પાસેથી તેમની ભૂમિમાંથી થતી ઉપજનો બરાબર અડધો ભાગ આ મુસલ્માની રિયાસતમાં કર તરીકે લઇ લેવામાં આવે છે અને તેમની ગાયો ભેંસો આદિનો જે ભારી કર લેવાય છે તે તો વળી જૂદો. આ નિયમો અત્યારે નવા કરવામાં આવ્યા છે અને આ વર્ષમાં આ નિયમોનો બહુ જ સખ્તાઇથી અમલ કરવાનો અમલદારોને સખ્ત હુકમ ફર્માવી દેવામાં આવ્યો છે. હિન્દુઓ ગમે તેવા બુદ્ધિમાન્, વિદ્વાન્, રાજનીતિજ્ઞ તથા અન્યાન્ય યોગ્યતા ધરાવનારા હોય, છતાં પ્રથમ તો તેમને રાજ્યમાં નોકરી જ નથી મળી શકતી અને જો ભાગ્યયોગે અથવા કોઇ પણ કારણવશાત્ જો હિન્દુઓને રાજ્યમાં નોકરી મળી જાય છે, તો તે હિન્દુઓ ગમે તેવા અને ગમે તેટલા ઉચ્ચ કુળના, પ્રતિષ્ઠિત તથા મોટા અમલદાર હોવા છતાં પણ તેમની સ્ત્રીઓને તેમના કરતાં ઊતરતી પદવીના મુસલ્માન અમલદારોના ઘરમાં એક સાધારણ બાંદી તરીકે નોકરી બજાવવા માટે જવું પડે છે અને પોતાની કુલીનતા, કુલપ્રતિષ્ઠા, આત્માભિમાનતા તથા નારીજાતિસુલભ નૈસર્ગિક લજ્જાશીલતા આદિકને સર્વથા ભૂલી જઇને તિલાંજલિ સમર્પવી પડે છે. આનું એક બીજું અનિષ્ટ પરિણામ એ થવા માંડ્યું છે કે 'જો સરકારી નોકરી કરનારા હિંદુઓને આપણે આપણી કન્યાઓ આપીશું, તો આપણી કન્યાઓને પણ મુસલ્માન અમલદારોનાં ઘરોમાં બાંદી તરીકે નોકરી કરવાને જવું પડશે અને બધા મુસલ્માન અમલદારો ફિરિસ્તા ન હોવાથી તેઓ આપણી કન્યાઓને બળાત્કારે ભ્રષ્ટ કરી નાંખશે અથવા તો વટલાવીને મુસલ્માન બનાવી દેશે, તો તે મુસલ્માન અમલદારો વિરુદ્ધ આપણાથી કશોય પોકાર નહિ કરી શકાય; કદાચિત્ પોકાર કરીશું તો ઇન્સાફ મળવાનાં સાં સાં થશે અને આપણા હિંદુત્વનો હ્રાસ થઇ જશે;' એવા ભયથી જે હિંદુઓ સરકારી નોકર હોય છે તેમને બીજા હિંદુઓ પોતાની કન્યા ન આપવાના નિશ્ચયપર જ આવતા જાય છે. જો વાસ્તવિકતાથી વિચાર કરીને જોવામાં આવે, તો તે હિંદુઓના એ ભયને કોનાથી અકારણ તથા અસત્ય કહી શકાય તેમ છે ? હું પોતે તથા જેને આપ મારી સહચારી તરીકે ઓળખાવી રહ્યા છો તે મારા કાકાની દીકરી બહેન હંસી અયોધ્યાના કુલીન તથા ધનાઢ્ય કાયસ્થ પિતાઓની પુત્રીઓ છીએ અને અમો બન્નેનાં લગ્ન બે સગા ભાઇઓ સાથે થયેલાં હોવાથી બહેનો હોવા ઉપરાંત દેરાણીજેઠાણીનો

સંબંધ પણ ધરાવીએ છીએ. અમારા શ્વશુર પણ ધનાઢ્ય છે એટલે અમો ઉત્તમ વસ્ત્રો તથા રત્નાલંકારોથી અમારાં શરીરોને ભૂષાવીએ તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી. અમારી આવી રીતે સર્વથા અનુકૂલ પરિસ્થિતિ હોવા છતાં પણ અમો બન્નેના પતિઓએ અમલદારીના લોભથી સરકારી નોકરીને સ્વીકારેલી હોવાથી અમારે આવી રીતે મુસલ્માન અમલદારોનાં ઘરોમાં તથા આ અતિથિશાળામાં મામૂલી બાંદીઓ અથવા સામાન્ય સેવિકાઓ તરીકે વગર પગારે નોકરી કરવી પડે છે અને તેથી અમારાં હૃદયોમાં રાત્રિદિવસ જે એક અસહ્ય વેદના થયાં કરે છે તે વેદનાને અમારા અતિપીડ આત્માઓ તથા સર્વાન્તર્યામી પરમાત્મા વિના અન્ય કોઇ પણ મનુષ્ય જાણી શકે તેમ છે જ નહિ. કાયસ્થજાતિને અમલદારી તથા મુસદ્દીગિરીનો કોણ જાણે કેવો મોહ લાગી ગયો છે કે હિન્દુધર્મ, હિન્દુજાતિ તથા પોતાના કુટુંબની સ્ત્રીઓની પ્રતિષ્ઠાપર થતા આવા ભયંકર આઘાતોને નિત્ય પોતાની દૃષ્ટિથી જોવા છતાં અમલદારી તથા મુસદ્દીગિરીના મોહને ત્યજી દઇને જે વ્યવસાયના યોગે પોતાના હિન્દુધર્મ, પોતાની હિન્દુજાતિ તથા પોતાની કુલકામિનીઓની પ્રતિષ્ઠા સુરક્ષિત રહી શકતી હોય તેવા અન્ય વ્યવસાયોને તેઓ નથી સ્વીકારતા અને અમલદારીના વિઘાતક મોહને તિલાંજલિ નથી સમર્પી શકતા."

"તો શું, સુલ્તાનની નોકરીમાં કેવળ કાયસ્થ જાતિના હિન્દુઓ જ જોડાયલા છે અને બીજી જાતિયોના હિન્દુઓ બિલ્કુલ છે જ નહિ ?" ચનેસરે જિજ્ઞાસા દર્શાવી.

"એમ તો થોડાઘણા પરિમાણમાં લગભગ સઘળી જાતિયોના હિન્દુઓ સુલ્તાનની નોકરીમાં જોડાયલા હશે; પરંતુ કાયસ્થો તથા તે જાતિયોની લોકસંખ્યાને સરખાવી જોતાં તેમની સંખ્યા શાહી નોકરીમાં નહિવત્ છે એમ જ દેખાય છે; કારણ કે, તે સર્વ જાતિયોના પ્રધાન વ્યવસાયો બીજા છે અને કાયસ્થ જાતિનો તો સરકારી નોકરી અથવા રાજસેવા જ પ્રધાન વ્યવસાય છે. હિન્દુ સમાજની આ એક વિશેષતા છે કે તેનામાં અમુક એક ધંધો વંશપરંપરાથી કરનારી જાતિઓ જ છે." મહામાયાએ આ ઉત્તરથી ચનેસરની જિજ્ઞાસાને તૃપ્ત કરી દીધી.

"હવે, જો તમોને માઠું ન લાગે તો, મારે એક પ્રશ્ન પૂછવાનો છે," ચનેસરે કાંઇક સંકોચદર્શક ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"અત્યારે મને જે કાંઈ પણ પૂછવાની આપની ઇચ્છા હોય તે કોઇ પણ પ્રકારના સંકોચ વિના પૂછી લ્યો અને અલાઉદ્દીનની કાયકીર્તિમાં હિન્દુજાતિની જે દુર્દશા થઇ રહી છે અને ભવિષ્યમાં આનાથી પણ અધિક દુર્દશા થવાના રંગો પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થઇ રહ્યા છે તે દુર્દશાને બરાબર જાણી લઇને એ અત્યાચારી સુલ્તાનના વચન તથા

વર્તનમાં વિશ્વાસ રાખવામાં જો આપનો કાંઈ પણ પ્રમાદ થતો હોય, તો તે પ્રમાદને પણ સુધારી લ્યો.” ચનેસર જે કાર્ય માટે દિલ્હીમાં આવ્યો હતો તે કાર્યનો સંક્ષિપ્ત સાર તેણે નગર દ્વાર પાસે અલફ્‌ખાનને કહી સંભળાવેલો હોવાથી અને તે વેળાયે ત્યાં ઊભેલા અતિથિશાળાના એક નફરના મુખથી તે વાર્તા મહામાયા તથા હંસીના જાણવામાં આવી ગયેલી હોવાથી મહામાયાએ ચનેસરને તેના પ્રશ્નોનાં ઉત્તરો આપવાની ઇચ્છા દર્શાવીને અલાઉદ્દીનના વચન તથા વર્તનમાં કોઇ પણ પ્રકારનો વિશ્વાસ ન રાખવાની માર્મિક સૂચના પણ આપી દીધી.

“તો મારે જે પ્રશ્ન પૂછવાનો છે તે એટલો જ છે કે સુલ્તાનના બાંધેલા નિયમને અનુસરીને મુસલ્માન અમલદારોનાં ઘરોમાં દાસત્વ કરવા જનારી હિંદુ અમલદારોની સ્ત્રીઓની પવિત્રતા નિષ્કલંક રહી શકે છે ખરી? તમોને પોતાને આ દાસત્વથી કેવા પ્રકારનો અનુભવ મળેલો છે અને તમારી પોતાની પવિત્રતા અત્યાર સુધી અવિચલ તથા નિષ્કલંક રહી શકી છે કે કેમ?”

“જે મનુષ્યો અષ્ટૌપ્રહર કાજળની કોટડીમાં જ વસતાં હોય તેમનાં વસ્ત્રો કાજળના કાળા દાગથી બચી શકે છે ખરાં કે? પાણીમાં ડુબકી લગાવનાર મનુષ્યનાં વસ્ત્રો કોરાં રહી શકે છે ખરાં કે? કોયલાની દલાલી અથવા કોયલાનો વ્યાપાર કરનારના હાથ કાળા થવા જ જોઇએ એ નિયમને આપ નથી જાણતા કે શું? કસાઇના ઘરની બકરી પોતાના બચ્ચાની ખયર કેટલાક દિવસ મનાવી શકે છે? વાઘના પાંજરામાં બાંધેલી ગાયનું જીવન સુરક્ષિત રહી શકે છે ખરૂં? ધર્મોન્માદ તથા રાજસત્તાના મદથી અંધ થયેલા મુસ્લિમ અમલદારોનાં ઘરોમાં દાસીઓ તરીકે કામ કરનારી અને નિત્ય મુસ્લિમ અમલદારોના નિકટ સહવાસને સેવનારી હિન્દુ અમલદારોની યુવતી તથા રૂપસુંદરીઓ પત્નીઓ પોતાના પાતિવ્રત્ય તથા પોતાની પવિત્રતાને સર્વથા અસ્પૃશ્ય તથા નિષ્કલંક રાખી શકે એ ઘટના કદાચિત્ સોયે સો ટકા નહિ, તો નેવૂં ટકા તો અવશ્ય અશક્ય તથા અસંભવનીય છે એટલાથી જ આપ મારા આશયને બરાબર જાણી શકો તેમ હોવાથી એના અધિક દિગંબર વિવેચનની આવશ્યકતા છેજ નહિ. સત્યના સમર્થન માટે મારે કહેવું જ જોઇએ કે કાયસ્થજાતિના કે બીજી જાતિયોના જે હિન્દુ અમલદારોની સ્ત્રીઓ મુસલ્માન અમલદારોનાં ઘરોમાં આ નિયમને અનુસરી ગૃહકાર્ય કરવાના નિમિત્તથી આવતી જતી થાય છે અને મુસલ્માન અમલદારોના સતત સમાગમમાં આવતી રહે છે તેમનામાંની કેટલીક સ્ત્રીઓ ધન આદિકના પ્રલોભનમાં પડીને ગુપ્ત વ્યભિચારિણી થઇ જાય છે; કેટલીક સ્ત્રીઓ પોતાના પતિઓને મોટી પદવી અપાવવા માટે મુસ્લિમ અમલદારોના નીચ મનો-

વિકારને વશ થાય છે; કેટલીક સ્ત્રીઓ તેમની પોતાની ભાવનાઓ પવિત્ર તથા ઉત્તમ હોવા છતાં પોતાના પતિઓને પદવી તથા ધનના લોભથી પોતાની પત્નીઓની પવિત્રતાને રક્ષવાના કાર્યમાં સર્વથા અસમર્થ જોઇને પોતાના નપુંસકતુલ્ય અથવા નામધારી પુરુષ પતિયો પ્રતિ તિરસ્કાર થઇ જતાં બેપાંચ પતિયોની પત્ની અથવા વેશ્યા થવા કરતાં એક જ પતિની પત્ની થઈ રહેવાને ઉત્તમ માનીને ઇસ્લામને સ્વીકારી કોઇ પણ એક સમર્થ તથા પ્રભાવશાલી મુસલ્માન અમલદાર સાથે નિકાહ કરી લે છે અને મુસલ્માન થઇને એ વેશ્યાવૃત્તિના બંધનથી મુક્ત થઇ જાય છે; કેટલીક સ્ત્રીઓને, પોતાની પવિત્રતાને સુરક્ષિત રાખવાની તેમની પરમ ઇચ્છા હોવા છતાં જો તેઓ કોઇ પણ પ્રકારના પ્રલોભનથી વશ ન થાય તો મદાંધ મુસ્લિમ અમલદારો રાજસત્તા તેમની પક્ષપાતિની હોવાથી બળાત્કારે પણ તેમની પવિત્રતાનો નાશ કરી નાંખે છે અને તેમના અમૃતપૂર્ણ જીવનઘટમાં હલાહલ ભરીને તેમના અવતારને બગાડી નાખે છે. અલાઉદ્દીન પોતે પણ દેવગઢથી એક રૂપસુંદરી મહારાષ્ટ્રીય મહિલાને તેની પોતાની અહીં આવવાની કે બેગમ થવાની લેશમાત્ર પણ ઇચ્છા ન હોવા છતાં બળાત્કારે ઉપાડી લાવ્યો છે અને તેને બળાત્કારે પોતાની બેગમ બનાવી દીધી છે કે જે અત્યારે 'મરહટ્ટી બેગમ'ના નામથી ઓળખાય છે. જ્યાં રાજા પોતેજ વ્યભિચારી હોય ત્યાં તેની પ્રજા અવ્યભિચારિણી કેમ રહી શકે? 'यथा राजा तथा प्रजा' એ લોકોક્તિમાં સમાયલા સનાતન સત્યનો અત્યારે આ અલાઉદ્દીનની હુકૂમતમાં સંપૂર્ણ સાક્ષાત્કાર થયાં કરે છે. અત્યાર સૂધીના મુસલ્માન સુલ્તાનોએ હિન્દુ સ્ત્રીઓ સાથે લગ્ન નહોતાં કર્યાં, અને અલાઉદ્દીને હિન્દુ સ્ત્રી સાથે લગ્ન કરી લીધાં છે એટલે હવે મુસલ્માનો એ પ્રથાને આગળ લંબાવતા જશે, તો હિન્દુજાતિની સ્ત્રીઓની પવિત્રતા નિરંતર ભયમાં રહ્યા કરશે એ સર્વથા નિર્વિવાદ છે. હવે રહી અમો બન્ને બહેનોની પવિત્રતાની વાત. અત્યાર સૂધી તો અમો બન્ને બ્હેનોએ અમારી પવિત્રતાને પરમાત્માની કૃપાથી સુરક્ષિત રાખી છે; પરંતુ જો આવી જ પરિસ્થિતિ ચાલૂ રહ્યાં કરશે, તો અમારી પવિત્રતા સુરક્ષિત રહી શકશે કે કેમ એનો અમારાં હૃદયોમાં સંપૂર્ણ સંશય રહ્યાં કરે છે. જો અમારી પવિત્રતાનો પણ, કદાચિત્ સ્વેચ્છાથી નહિ ને બળાત્કારે પણ, નાશ થઇ જાય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી; આશ્ચર્યકારિણી ઘટના તો એ જ છે કે અમો બન્ને બહેનોની પવિત્રતા આવી ભ્રષ્ટ પરિસ્થિતિ હોવા છતાં અત્યારસૂધી સુરક્ષિત રહી શકી છે અને અમારા પાતિવ્રત્યનો ઉચ્છેદ નથી થયો." મહામાયાએ સવિસ્તર ઉત્તર આપીને ચનેસરની જિજ્ઞાસાને તૃપ્ત કરી દીધી.

"મહામાયા, જો મારા હસ્તમાંથી અત્યારે સરી ગયેલા સિંધુ દેશના રાજ્યને પુનઃ પ્રાપ્ત કરી લેવાની મારી આશા પૂર્ણ થશે અને હું સિંધુ દેશનો સ્વામી થયા પછી જો તમારા તથા તમારી બહેનના પતિની સિંધુદેશના હિંદુ રાજાના રાજ્યમાં આવીને વસવાની ઇચ્છા હશે, તો તે બન્નેને હું સારી પદવીઓ તથા ધન આદિ આપીને તમારી અત્યારની સેવાનો મારાથી વાળી શકાશે તેટલો બદલો અવશ્ય વાળી આપીશ. અમારા હિંદુ રાજ્યમાં આવા પ્રકારના ઘૃણાજનક અત્યાચારોની કલ્પનામાત્ર પણ કોઇના મસ્તિષ્કમાં નથી ઉદ્ભવતી એટલે હિંદુ રાજાના આશ્રયમાં તમારા કુટુમ્બની પ્રતિષ્ઠા સર્વથા અવિચલ તથા સુરક્ષિત રહેશે, એ તમોને મારે નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા હોય એવી મારી માન્યતા નથી. જરા ધૈર્ય રાખો; પરમાત્મા સર્વ સારાં વાનાં કરશે." ચનેસરે આ આશ્વાસનથી મહામાયાને પોતાના ક્ષત્રિયોચિત ઔદાર્યનો પર્યાપ્ત પરિચય કરાવી દીધો.

"પરંતુ આપના હસ્તમાંથી અત્યારે સરી ગયેલા સિંધુ દેશના રાજ્યને આપ સુલ્તાન અલાઉદ્દીનની સહાયતાથી જ પુનઃ પ્રાપ્ત કરી લેવાની ઇચ્છા ધરાવો છો ખરાને? હું એક અલ્પબુદ્ધિ અબળા હોવા છતાં આપને જે ઉપદેશ આપવાની અત્યારે ધૃષ્ટતા કરી રહી છું તેની મને ક્ષમા આપીને મારા અત્યારના કઠોર શબ્દોને સ્મરણમાં રાખી લેજો કે અલાઉદ્દીન જેવા હિંદુ ધર્મ તથા હિંદુ જાતિના એક હડહડતા શત્રુને પોતાના સહાયક તરીકે પોતાના દેશમાં લઇ જવામાં અને પોતાનાં ગૃહનાં છિદ્રો બતાવવામાં આપ એક ભયંકર તથા અક્ષમ્ય પ્રમાદ કરી રહ્યા છો. અમારી ચિંતાને ત્યજી દો અને જો આપ પોતાના ધર્મ, પોતાની હિન્દુજાતિ તથા પોતાની જન્મભૂમિનું કલ્યાણ ઇચ્છતા હો, તો આપના બંધુને જ રાજસત્તા ભોગવવા દઇને અલાઉદ્દીનની સહાયતાથી રાજ્યને મેળવવાની આકાંક્ષાને હૃદયમાંથી કાઢી નાખી અહીંથી આજે જ પાછા પોતાના દેશભણી પ્રયાણ કરી જાઓ; નહિ તો આ પ્રમાદનું તમારે ભયંકર પરિણામ ભોગવવું પડશે અને મૃત્યુની વેળાયે તમારા હૃદયમાં પશ્ચાત્તાપનો એવો તો ભયાનક પાવક પ્રજળી ઊઠશે કે તે પશ્ચાત્તાપના પાવકને પ્રલયકાળનો જલપ્રવાહ પણ નહિ જ બુઝાવી શકે. હજી વિચાર કરવાનો સમય તમારા હાથમાં છે, તો એ સમયનો ઉપયોગ કરી લ્યો: કારણ કે, એક વાર ધનુષ્યમાંથી છૂટી ગયેલો બાણ પાછો હાથમાં નથી આવતો એ ત્રિકાલાબાધ્ય સત્ય તમારા જાણવામાં પણ હોવું જ જોઇએ. આપને એક હિન્દુજાતિની અબળા તરીકેના વાસ્તવિક ઉપદેશ આપવાના કર્તવ્યનું મેં અત્યારે પાલન કરી બતાવ્યું છે; હવે મારા એ ઉપદેશ અનુસાર વર્તવું કે ન વર્તવું એનો આધાર આપની ઇચ્છા તથા વિવેક-

બુદ્ધિપર રહેલો છે. એટલે હવે મારે વિશેષ કાંઇ પણ કહેવાનું નથી રહેતું.” મહામાયાએ અંતે ચનેસરને તેનો ઉપદેશ રુચશે કિંવા નહિ રુચે એનો લેશમાત્ર પણ વિચાર ન કરતાં એક હિન્દુ અબળા તરીકે યોગ્ય ઉપદેશ આપવાના પોતાના કર્તવ્યનું નિર્ભયતાથી પાલન કરી બતાવ્યું.

“હું આ વિષયનો અવશ્ય યોગ્ય વિચાર કરીશ અને વિચારના અંતે જો મને યોગ્ય જણાશે તો અવશ્ય તમારા ઉપદેશ અનુસાર વર્તીશ”. મહામાયાની પવિત્રતા તથા મહામાયાના વાસ્તવિક ઉપદેશનો ચનેસરના હૃદયમાં સંપૂર્ણ પ્રભાવ પડી જતાં એક પ્રકારે ચનેસરનો તેજોભંગ થઇ ગયો અને તેના મુખમાંથી આવા શબ્દો સ્વાભાવિક નીકળી ગયા.

“પરમાત્મા આપને સદ્‌બુદ્ધિ આપો અને સિંધુદેશવાસિની હિન્દુ જાતિનું કલ્યાણ કરો,” મહામાયાએ હિન્દુજાતિ વિષયક સદ્‌ભાવના દર્શાવી.

આ વેળાયે દિવસના તૃતીય પ્રહરની સમાપ્તિ થઇને ચતુર્થ પ્રહરનો આરંભ થઇ ગયો હતો અને સૂર્ય ભગવાન્ પશ્ચિમ દિશા પ્રતિ ઢળી રહ્યા હતા. મહામાયાએ ચનેસરને સંબોધીને કહ્યું કે: “યુવરાજ, જો આપની આજ્ઞા હોય, તો મારો હવે રાંધવાનો સમય થયેલો હોવાથી હું ઘેર જાઉં. થોડી વારમાં જ મારી બહેન હંસી અહીં આવી લાગશે અને રાત્રિના સમયમાં તે જ આપની સેવામાં ઉપસ્થિત રહેશે. હું પાછી આવતી કાલે પ્રભાતમાં આવીશ ત્યારે હંસી ઘેર જશે.”

“તમો ભલે જાઓ અને જો તમારાં બહેન રાત્રિના સમયમાં ન આવે, તોપણ ચાલશે; કારણ કે, જો રાત્રિના સમયમાં કામ પડે તો તે કામ કરનારા બીજા પુરુષસેવકો આ અતિથિશાળામાં ક્યાં નથી ? રાત્રિના સમયમાં મારી સેવામાટે એક નવયૌવના પરનારીની આવશ્યકતા જ શી છે વારૂ ?” ચનેસરે પોતાની અનુકંપા, સભ્યતા તથા નૈતિકતાનો પરિચય કરાવ્યો.

“આ આપની ઉદારતા તથા ધર્મિષ્ઠતા છે; પરંતુ અહીં વસતા અતિથિને અમારી સેવાની આવશ્યકતા હોય કે ન હોય, તોય અમારો તો હાજરી આપ્યે જ છૂટકો થાય છે. આપની આ ઉદારતાનો લાભ લઇને અમો રાત્રે ન આવીએ અને આ અતિથિશાળાનો મુસ્લિમ વ્યવસ્થાપક સુલ્તાનના કાન સાચીખોટી વાતોથી ભરી આવે, તો અમારે તેનું અનિષ્ટ પરિણામ ભોગવવું પડે એટલામાટે હંસી આવશે તો ખરી જ; પછી જો કામ નહિ હોય, તો શયનમંદિરમાં નીચે પથારી પાથરીને સૂઇ રહેશે.” મહામાયાએ ચનેસરને આ શબ્દોથી પોતાની પરાધીનતાનો પરિચય કરાવ્યો.

"જો એમ જ હોય, તો નિરુપાય," ચનેસર શોકદર્શક ભાવથી બોલ્યો.

મહામાયાએ શયનમંદિરના દ્વારને ઊઘાડ્યું, તો દ્વારના બાહ્ય ભાગમાં જ હંસી દ્વાર ઊઘડવાની વાટ જોતી ઊભેલી તેના તથા ચનેસરના જોવામાં આવી. મહામાયા તેને નીચે લઇ ગઇ, ત્યાં તેણે ચનેસરની પવિત્રતાની પ્રશંસા કરીને તેની સાથે થયેલા પોતાના વાર્તાલાપનો સંક્ષિપ્ત સાર કહી સંભળાવ્યો અને ત્યાર પછી તેની સેવામાં લક્ષપૂર્વક સંલગ્ન રહેવાની યોગ્ય સૂચના આપીને પોતાના ગૃહના માર્ગને સ્વીકારી લીધો.

ચનેસર પાછો નીચેના ઓરડામાં આવીને બેઠો એટલે હંસી તેના માટે ગરમાગરમ કાવો બનાવીને લઇ આવી અને તે કાવો પી લે એટલામાં હુક્કાને પણ તૈયાર કરી દીધો. ચનેસર ધૂમ્રપાન કરતો પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કેઃ "જેના સામ્રાજ્યમાં હિન્દુધર્મની આટલી સીમાપર્યન્ત અવહેલના થઇ રહી છે અને હિન્દુઓ આટલી સીમાપર્યન્ત હડધૂત થઇ રહ્યા છે તે 'ખૂની' ઉપનામથી ઓળખાતા અલાઉદ્દીન ખિલજીની રાજ્યપ્રાપ્તિના કાર્યમાં સહાયતા લેવી કે ન લેવી? નીચવૃત્તિના મનુષ્યોના ઉપકારના ભાર તળે દબાઇ જવાથી બહુધા અનિષ્ટ પરિણામોને જ અનુભવવાં પડે છે એ બુદ્ધિમાન્ મનુષ્યોના કરી રાખેલા સિદ્ધાંતમાં જો કાંઇ પણ સત્યાંશ હોય, તો આ સહાયતા લેવા પૂર્વે મારે ઉત્તમ તથા અધમ પરિણામનો વિચાર તો અવશ્ય કરવો જ જોઇએ. પરંતુ એ પ્રશ્ન પણ એટલો જ મહત્ત્વનો છે કે મારે મારા પિતાના રાજ્યપરના યોગ્ય અધિકારને જતો કરવો ? અને જો મારી એ અધિકારને જતો કરવાની ઇચ્છા ન હોય, તો એ અધિકારને સિદ્ધ કરવામાટે તથા રાજ્યને મેળવવામાટે અલાઉદ્દીનની નહિ તો બીજા કયા હિન્દુરાજ્યકર્તાની સહાયતા લેવી ?" તત્કાળ કોઇ પણ પ્રકારના નિર્ણય પર ન આવી શકવાથી ચનેસર સંશયના સમુદ્રમાં ગોથાં ખાતો ત્યાંનો ત્યાં જ બેસી રહ્યો.

અત્યારે હવે દિલ્લીનિવાસી ચનેસરને તેના સારાસાર વિચારમાં નિમગ્ન રહેવા દઇને એ જ વેળાએ સિંધુદેશની રાજધાનીમાં જે એક ઉલ્લેખનીય ઘટના ઘટી રહી હતી તેનું આપણે અવલોકન કરીશું.

---

## પ્રકરણ ૮ મું

### પ્રમદાની પ્રણયપિપાસા

સિંધુદેશની રાજધાની કલ્યાણકૂટ અથવા નગર સમૈના બાહ્ય ભાગમાં લગભગ એક ગાઉના અંતરે એક મનોહર સરોવરના તીરપ્રાંતમાં વિસ્તરેલા અત્યંત રમણીય વસંતોદ્યાનમાં પોતાની કેટલીક

સખીઓ તથા સેવિકાઓ સહિત વનવિહારમાટે આવેલી રાજકુમારી સુભગા દેવી એક દિવસ સૂર્યાસ્તસમયે વસંતોદ્યાનમાંના 'વસંતવિલાસ' નામક આગારની ચંદ્રશાળા—અગાસી—માં પોતાની સખીઓ તથા સેવિકાઓના મધ્ય ભાગમાં આકાશના સાયંકાલિક રમણીય દૃશ્યનું અવલોકન કરતી બેઠી હતી. તેનાં પ્રફુલ્લ કમલતુલ્ય કપોલ, પકવબિંબફલ સમાન ઓષ્ઠ, નીલકમલ સમાન નયન, મૃણાલોપમ બાહુવલ્લરી તથા પૂર્ણચંદ્ર સમાન મુખમંડળ આદિ સૌન્દર્યસાધનો તેને ઇન્દ્રલોકવાસિની કોઇ એક દેવકન્યા તરીકે ઓળખાવી રહ્યાં હતાં. તેના પિતા ભુંગર દેવમાં તેનો પરમપૂજ્યભાવયુક્ત સ્નેહ હોવાથી અને તે પિતાના પરલોકવાસની ઘટનાને અદ્યાપિ બે માસથી વિશેષ સમય વીતેલો ન હોવાથી તેણે અત્યારે શોકદર્શક કાળા રંગની રેશમી સાડી પરિધાન કરેલી હતી અને તે કાળી સાડી રૂપેરી તારાટપકીવાળી હોવાથી તેના ચન્દ્રોપમ મુખમંડળ અથવા મુખચંદ્રની આસપાસ જાણે તારાતતિમંડિત નીલ નભોમંડળ વિસ્તરેલું હોયની! એવો જ ભાસ કરાવતી તેના મુખચંદ્રની શોભાને શતગુણ વધારી રહી હતી. તે પોતાના કંઠમાં ધારણ કરેલી બહુમૂલ્ય મુક્તામાળાને પોતાના હીરકકંકણવિભૂષિત સુકોમળ કરમાં રમાડતી અસ્તાચલમાં પધારતા ભગવાન્ સૂર્યનારાયણના નિરીક્ષણમાં કેટલાક સમય પર્યન્ત તલ્લીન રહ્યા પછી પોતાની સખીઓને સંબોધીને કહેવા લાગી કે:—

"કેવું અવર્ણનીય ગૌરવપૂર્ણ દૃશ્ય! ભગવાન્ સૂર્યનારાયણ અસ્તાચલમાં પ્રયાણ કરી રહ્યા છે. લ્યો, તેમનો અસ્ત થઇ ગયો. હવે આકાશનો રંગ ધૂસર થતો જાય છે. સંધ્યાસુંદરી અત્યારે દેવતાઓની આરતી ઊતારવામાટે આ અસ્તાચલના માર્ગમાં પરિશ્રમના પરિહારમાટે ગમન કરી રહેલા સૂર્યનારાયણનું મૌનપૂર્વક અવલોકન કરતી મંદ ગતિથી આ વિશ્વમંદિરમાં પ્રવેશ કરી રહી છે. પરંતુ આ સંધ્યાસુન્દરીના મુખમંડળમાં વિષાદ તથા નિરાશાનાં ચિહ્નો પ્રકટેલાં દેખાય છે તેનું શું કારણ હશે વારૂ? એવી તે એના હૃદયમાં શી ચિન્તા વ્યાપેલી હશે કે જેના યોગે એ આટલી બધી મલિનવદના થઈ ગઈ છે? સખીઓ, તમો જો આ સંધ્યાસુન્દરીની ચિન્તાના કારણને જાણતી હો, તો મને સત્વર જણાવી દ્યો; [illegible]ી દ્યો."

એકવીસથી બાવીસ વર્ષના વયની એક નવયૌવના તથા રૂપસુંદરી તેમ જ નાનાવિધકલાનિપુણા તથા મહાબુદ્ધિમતી સખી શ્યામાસુંદરીએ રાજકુમારીના એ પ્રશ્નના ઉત્તરમાં વિનોદાત્મક ભાવથી જણાવ્યું કે: "રાજકુમારી, સંધ્યાસુંદરી વિવાહિતા વનિતા હોવાથી અને આપણે સર્વ કુમારિકાઓ હોવાથી આપણાથી એ વિવાહિતા લલનાની ચિન્તાની

વાસ્તવિક કલ્પના ન જ કરી શકાય એ સ્વાભાવિક છે; એની ચિન્તાના સત્ય કારણને તો જ્યારે આપણે પરણીને અખંડસૌભાગ્યવતી થઇશું ત્યારે જ યથાર્થ સ્વરૂપમાં જાણી શકીશું; કારણ કે, પતિનો વિયોગ એ જ વિવાહિતા ચપલાની ચિન્તાનું પ્રધાન કારણ હોય છે એમ કવિજનો વારંવાર કહ્યાં કરે છે અને આપણે તો અવિવાહિતા છીએ એટલે આપણા પતિ જ નથી તો પછી પતિના વિયોગનો સંભવ તો ક્યાંથી જ હોઈ શકે ? જ્યાં મૂળનો જ અભાવ હોય, ત્યાં શાખાનો વિચાર ક્યાંથી કરી શકાય ?"

"પરંતુ, સખી, આપણા જેવી નવયૌવના કુમારિકાઓના હૃદયમાં પત્નીપદની પ્રાપ્તિની ચિન્તા રહ્યાં કરે છે અને પત્નીપદને પ્રાપ્ત કરી ચૂકેલી અખંડસૌભાગ્યવતી અબળાઓના અંતઃકરણમાં પતિના વિયોગથી ભયંકર ચિન્તાનો આવિર્ભાવ થાય છે એટલે સંપૂર્ણ સુખનો સાક્ષાત્કાર તો કુમારિકાઓ પણ નથી કરતી તેમ જ વિવાહિતા સ્ત્રીઓ પણ નથી કરી શકતી, તો પછી પત્નીપદની ઇચ્છા જ શામાટે રાખવી જોઇએ વારૂ ? 'કુંવારાં કોડે મરે અને પરણેલાં પીડાથી મરે' એ કહેવત તો આપણે વારંવાર સાંભળીએ છીએ અને એ કહેવત અક્ષરે અક્ષર સત્ય છે." રાજકુમારી સુભગા દેવીએ કાંઇક વિલક્ષણ ભાસતા ઉદ્‌ગારો કાઢ્યા.

"મનુષ્યમાત્રની કોઇ પણ પરિસ્થિતિમાં એક કે બીજું દુઃખ તો સમાયલું જ હોય છે અને તેથી જ વિચારશીલ પુરુષો કહી ગયા છે કે 'આ સંસાર અમૃતમય છે કે વિષમય છે એનો કોઇથી પણ નિર્વિવાદ નિર્ણય કરી શકાય તેમ નથી;' તો પછી આપણાથી એનો નિર્વિવાદ નિર્ણય ક્યાંથી કરી શકાય ? કારણ કે, હજી આપણને તે વિચારશીલ પુરુષો જેટલી વિચારશીલતા પ્રાપ્ત થયેલી નથી અને આ અવતારમાં પ્રાપ્ત થશે કે કેમ એ પણ શંકાસ્પદ જ છે." શ્યામા સુંદરીએ પોતાનો અભિપ્રાય ગંભીરતાથી દર્શાવ્યો.

"ત્યારે હવે આપણે શું કરવું ? પરણવું કે કુંવારાં જ રહેવું અને પ્રભુભજનમાં આ અવતારને વીતાડી દેવો ?" રામા નામક એક સખીએ એક વિચારણીય પ્રશ્ન પોતાના સખીમંડળ સમક્ષ વિચારમાટે રજૂ કર્યો.

"જો પરણવા છતાં પણ સંપૂર્ણ સુખ મળવાની આશા ન હોય, તો પછી કુંવારાં રહેવું એ જ વધારે સારું છે." તૃતીય સખીએ ગંભીરતાથી કહ્યું.

"પરંતુ કુંવારાં રહેવામાં પણ જો સંપૂર્ણ સુખની સંભાવના ન હોય, તો પરણીને કોઇ યોગ્ય પુરુષને પોતાના સુખ તથા દુઃખ

ઉભયનો સમભાગી કરી લેવો એ કાર્ય કાંઈ નઠારૂં છે ?" શ્યામા-સુંદરીએ તૃતીય સખીના વાદનો બૌદ્ધિક પ્રતિવાદ કર્યો.

"ત્યારે એમ જ કહે ને કે તારૂં મન પરણીને પતિનો પ્રેમરસમાં ઝીલવામાટે આતુર થઇ રહ્યું છે અને કુંવારાપણાનો તને કંટાળો આવી ગયો છે. કોઇ વરજીને શોધી રાખ્યો છે કે કેમ ? જોજે અમારાં મીઠાં મોંઢાં કરાવ્યા વિના ક્યાંક છાનાંમાનાં લગ્ન કરીને અદૃશ્ય ન થઈ જતી; નહિ તો તારી સાથે અમારો ઝગડો થઈ જશે." રાજકુમારી સુભગાદેવીએ શ્યામાસુંદરીને સંબોધીને વિનોદના સ્વરૂપમાં આ શબ્દો ઉચ્ચાર્યા.

"મારા માટે તો હજી મેં કોઈ વરજીને શોધી નથી રાખ્યા; પણ જો તમોને પસંદ પડે તેમ હોય, તો તમારા માટે સર્વ પ્રકારે યોગ્ય થઈ પડે એવા એક સુંદર પુરુષ આપણી રાજધાનીમાં આજે પ્રભાતમાં જ પધાર્યા છે. જો તમારી પરણવાની ઇચ્છા હોય, તો તમારાં ભાભીશ્રીને કહીને તમારી ઇચ્છા તમારા બંધુશ્રીના કર્ણ પર્યન્ત આવતી કાલે જ પહોંચાડી દઉં અને લગ્નનું ચોગઠું બેસાડી દઉં." આ શબ્દો ઉચ્ચારીને શ્યામાસુંદરીએ એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો.

"કેમ, સખી, તેં આ નિઃશ્વાસ કેમ નાંખ્યો વારૂ ?" રાજકુમારીએ જિજ્ઞાસા દર્શાવી.

"હું રાજકુમારી ન થઈ એટલામાટે !" આ ઉત્તર આપીને શ્યામાસુંદરીએ વળી બીજી વાર પણ નિઃશ્વાસ નાખ્યો.

"તું રાજકુમારી ન થઈ તેથી શું થઈ ગયું ? કારણ કે, રાજકુમારી ન હોવા છતાં એક કુલીન તથા અભિજાતા પ્રમદા તરીકે તારી યોગ્યતા રાજકુમારીઓની યોગ્યતાથી લેશમાત્ર પણ ન્યૂન નથી એ તું નથી જાણતી કે શું ? સંસારમાં સર્વ સ્ત્રીઓ કાંઇ રાજકુમારીઓ તથા રાજમહિષીઓ જ નથી હોતી એટલે એ વિષયનો ખેદ કરવો એ બુદ્ધિમતી સ્ત્રીઓનું કર્તવ્ય નથી." રાજકુમારીએ આશ્વાસનના રૂપમાં આ વાક્યો ઉચ્ચાર્યાં.

"એ તો તમો પોતે જો રાજકુમારી ન હોત, છતાં તમારૂં અંતઃકરણ કોઇ રૂપગુણસંપન્ન નવયુવક રાજકુમાર પ્રતિ આકર્ષાયું હોત અને તમો રાજકુમારી ન હોવાથી તે રાજકુમારે તમારી સાથે પરણવાની અનિચ્છા દર્શાવી હોત; તો જ અન્ય પ્રમદાઓ કુલીન તથા અભિજાતા હોવા છતાં પ્રમદાઓ તરીકે તેમની યોગ્યતા રાજકુમારીઓ કરતાં કેટલી સીમા પર્યન્ત ન્યૂન મનાય છે એની તમારાથી યથાર્થ કલ્પના કરી શકાત અને તેમ થતાં તમારા શ્રીમુખમાંથી પણ મારા ઉદ્‌ગારો જેવા ઉદ્‌ગારો જ નીકળ્યા હોત. અર્થાત્ તમારૂં આ આશ્વાસન વાસ્તવિક હોય, તો પણ

તેની વાસ્તવિકતા વ્યવહારમાં તો નથી જ અનુભવાતી; કારણ કે, બહુધા સર્વ રાજકુમારો પોતાને રાજકુમારીઓ સાથે પરણવામાટે જ જન્મેલા માનતા હોવાથી અન્ય યુવતીઓ ગમે તેવી રૂપગુણસંપન્ના હોવા છતાં જો રાજકુમારીઓ ન હોય તો તેમની દૃષ્ટિને તુચ્છ જ દેખાયાં કરે છે." શ્યામાસુંદરીએ રાજકુમારીના આશ્વાસનનો બૌદ્ધિક પ્રતિવાદ કરી બતાવ્યો અને તેના એ પ્રતિવાદને અન્ય સખીઓએ પણ અનુમોદન આપ્યું.

શ્યામાના આવા પ્રબળ પ્રતિવાદને જોઇને રાજકુમારીએ કહ્યું કેઃ "સખી શ્યામે! મને તો એમ જ લાગે છે કે કોઇ રાજકુમાર પ્રતિ અવશ્ય તારું અંતઃકરણ આકર્ષાયું છે, તેનામાં તારો અગાધ અનુરાગ બંધાયો છે અને તું રાજકુમારી ન હોવાથી તેણે તારા પ્રેમનો તિરસ્કાર કર્યો છે એટલામાટે જ તારા મુખમાંથી અત્યારે આ ઉદ્‌ગારો નીકળી રહ્યા છે. જો એમ ન હોય, તો તું મારા સત્ય આશ્વાસનનો આટલો પ્રબળ પ્રતિવાદ કરે જ નહિ. ત્યારે જણાવી દે કે તારો અનુરાગ કયા ભાગ્યશાળી રાજકુમારના શિરપર મૂષળધાર વર્ષી પડ્યો છે?"

"મારું હૃદય તો જાણે એક રાજકુમાર પ્રતિ અવશ્ય આકર્ષાયું છે; પરંતુ હું રાજકુમારી ન હોવાથી મારા અભિલાષને તે પૂર્ણ નથી જ કરવાનો એવો મારો દૃઢ નિશ્ચય હોવાથી મેં મારો પ્રેમ તેને દર્શાવ્યો જ નથી, એટલે મારા પ્રેમના તિરસ્કારનો પ્રસંગ મને પ્રાપ્ત નથી થયો. સોનાની જાળને પાણીમાં નાંખીએ જ શામાટે કે વળી પશ્ચાત્તાપ કરવો પડે! એ તો જે કોઇ રાજકુમારીએ પૂર્વ ભવમાં કામદેવતુલ્ય પતિની પ્રાપ્તિની કામનાથી કૈલાસપતિ દેવાધિદેવ મહાદેવની ઉગ્ર તપસ્યા કરી હશે તે રાજકુમારીને જ એ રાજકુમાર પતિની પ્રાપ્તિ થશે. મને તો એ રાજવંશી વરની મારા હવે પછીના બીજા અવતારમાં પણ પ્રાપ્તિ થવાનો સંભવ નથી; કારણ કે, આપણામાં એવી ઉગ્ર તપસ્યા કરવાની શક્તિના સાવ વાંધા છે એ તો તમો સારી રીતે જાણો જ છો." શ્યામા સુંદરીએ પોતાની નિરાશાને સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી દીધી.

સમવયસ્કા સખીઓનો ચંદ્રશાળામાં આવા પ્રકારનો નિઃસંકોચ વાણીવિનોદ ચાલી રહ્યો હતો એટલામાં નીચેથી એક દાસી ત્યાં આવી લાગી અને તેણે રાજકુમારીને સંબોધીને વિનયપૂર્વક કહ્યું કેઃ "ભાગ્યવતી રાજકુમારી, આપના પ્રતાપી સહોદર સિંધુનાથ એક રાજવંશી અતિથિ સહિત પધાર્યા છે અને આપ સમક્ષ આવવાની અનુમતિની પ્રતીક્ષા કરતા નીચેના કક્ષમાં વિરાજેલા છે."

"જા અને તેમને માનપૂર્વક ઉપરના ખંડમાં લઇ આવ." રાજકુમારીએ તત્કાળ અનુમતિ દર્શાવી દીધી.

"જેવી શ્રીમતીની આજ્ઞા." આ આધીનતાદર્શક શબ્દો ઉચ્ચારીને દાસી ત્યાંથી ચાલતી થઈ.

રાજકુમારી સુભગા દેવી અન્ય સર્વ સખીઓને ચંદ્રશાળામાં બેસવાનું કહીને કેવળ શ્યામાસુંદરી તથા રામાસુંદરી એ બે સખીઓ સહિત ત્યાંથી ઊઠીને પોતાના સુસજ્જિત ખંડમાં આવી લાગી. અલ્પ સમયમાં જ તેનો સહોદર સિંધુપતિ ઘોઘારાજ તથા રાજવંશી અતિથિ ત્યાં આવી લાગ્યા અને રાજકુમારીએ યોગ્ય સત્કારપૂર્વક તેમને યોગ્ય આસનોપર બેસાડ્યા. શ્યામાસુંદરીએ રાજકુમારીને અનુલક્ષીને અત્યંત મંદ સ્વરથી કહ્યું કે: "એ તો એ જ." બુદ્ધિમતી રાજકુમારી તે ક્ષણે જ સમજી ગઇ કે: 'શ્યામાસુંદરી જેની પ્રશંસા કરી રહી હતી તે રાજકુમાર એ રાજવંશી અતિથિ જ હોવો જોઇએ.' શ્યામા સુંદરીએ જેવી તેની પ્રશંસા કરી હતી તેવો જ તે અત્યંત રૂપસુંદર તથા શૂરવીર રાજકુમાર હતો. રાજકુમારી સુભગા દેવીનાં નેત્રો તે અત્યંત સંયમશીલ હોવા છતાં પણ રૂપમુગ્ધતાના ધર્મને આધીન થઇને તેની સુંદરતાના અવલોકનમાં તલ્લીન થઇ ગયાં.

"આ મારાં પૂજ્ય સહોદરા રાજકુમારી સુભગા દેવી." ઘોઘારાજે પોતાના રાજવંશી અતિથિને રાજકુમારીનો પરિચય કરાવતાં આ શબ્દો ઉચ્ચાર્યાં અને ત્યાર પછી તે રાજવંશી અતિથિનો પરિચય કરાવતાં સુભગા દેવીને સંબોધીને તે કહેવા લાગ્યો કે: "આ કચ્છ દેશના મહાતેજસ્વી, ન્યાયપરાયણ, સ્કંદ સમાન શૂરવીર અને અભંગ ઉપનામથી ઓળખાતા રાજા જામ જખરાજી અથવા અબડા અબડાણી પોતે જ છે અને આપણા સ્વર્ગવાસી પૂજ્ય પિતાશ્રીની ગૂડાવારે આવ્યા છે."

"આપ જેવા રાજવંશી વીર પુરુષના સ્વાગત તથા દર્શનનો શુભ યોગ પ્રાપ્ત કરાવી આપવામાટે અમો પરમાત્માનો આભાર માનીએ છીએ અને અમારા પૂજ્ય પિતાશ્રીની ગૂડાવારના નિમિત્તથી આપ શ્રીમાનનું અમારી પર્ણકુટીમાં આગમન થયેલું જોઇને અમારા સદ્ભાગ્યની પરિસીમા થયેલી પ્રમાણીએ છીએ." રાજકુમારી સુભગા દેવીએ વિવેકવચનો ઉચ્ચાર્યાં.

"સિંધુ દેશના રાજપરિવારની દેવીઓનાં દર્શનનું જે માન સામાન્યતઃ અન્ય રાજવંશી પુરુષોને નથી મળી શકતું તે અલભ્ય માન આજે મારા જેવા એક સાધારણ રાજ્યકર્તાને અનાયાસ પ્રાપ્ત થવાથી અને તેના યોગે આપ જેવાં એક મહાબુદ્ધિમતી, ન્યાયમૂર્તિ તથા સદ્ગુણસુંદરી સિંધુરાજકુમારીનાં દર્શનનો મહાયોગ આવી મળવાથી આજે મને પણ મારા સદ્ભાગ્યનો પરમાવધિ થયેલો જણાય છે. અમો કચ્છના રાજ્યકર્તા રાજપૂતોની આદિનિવાસભૂમિ સિંધુધરા હોવાથી સિંધુ

ભૂમિમાં આપ જેવાં દેવીતુલ્ય રમણીરત્નો ઉત્પન્ન થાય છે એ વળી અમારા માટે વિશેષ અભિમાનપૂર્ણ આનંદનો વિષય છે. મારા સાંભળવામાં આવેલી આપની અલૌકિક યોગ્યતામાટે હું આપ શ્રીમતીને અંતઃકરણપૂર્વક ધન્યવાદ સમર્પું છું અને આપ શ્રીમતીનું વિજયપૂર્ણ તથા યશસ્વી દીર્ધાયુષ્ય ઇચ્છું છું." જામ જખરાજીએ સિંધુરાજકુમારીનાં વિવેકવચનોનું ઉત્તર તેવાં જ વિવેકપૂર્ણ વચનોથી આપ્યું.

સુભગા દેવી તથા જામ જખરાજી વચ્ચે જેટલા સમયપર્યંત આ વિવેકદર્શક તથા પરસ્પર પરિચાયક વાર્તાલાપ ચાલતો રહ્યો તેટલા અલ્પ સમયમાં તે ઉભયનાં ચાર નેત્રોને સ્વાભાવિક જ બે ચાર વાર પરસ્પર સંમેલનનો અવસર પ્રાપ્ત થઇ ગયો અને એ સંમેલનના સમયમાં તેમનાં નેત્રોએ નેત્રપલ્લવી ભાષામાં કેટલોક અન્ય ગુપ્ત વાર્તાલાપ પણ કરી લીધો. તેમના એ નેત્રપલ્લવી ભાષામાં થયેલા પારસ્પરિક ગુપ્ત વાર્તાલાપે તેમનાં હૃદયોમાં મધુરી આશા તથા મધુર સુખના સંદેશને પહોંચાડી દીધો હતો કે ભય, આશંકા તથા નિરાશાના સંદેશને, એ રહસ્ય તે ઉભય વિના અન્ય કોઇના પણ જાણવામાં આવી શક્યું નહિ. અસ્તુ. કચ્છના એ વીર રાજવીના મુખથી પોતાની આવી અગાધ પ્રશંસા સાંભળીને જાણે લજ્જિત થઇ ગઇ હોયની! તેવી રીતે રાજકુમારી સુભગાદેવીએ પોતાનાં નયનોને નીચાં ઢાળી દીધાં અને પોતાની સાડીના મસ્તકપરના પાલવને નયનો પર્યન્ત ખેંચી લઇને તે લજ્જાશીલતાથી કહેવા લાગી કેઃ—

"અમારા મોંઘેરા મેહમાન, આપ જ્યારે પરિશ્રમ વેઠીને અત્યારે અમારા આ 'વસંતવિલાસ'માં પધાર્યા છો, તો રાત્રિભોજનનો સમય થવા આવેલો હોવાથી અહીં જ ભોજન લેવાની ઉદારતા દર્શાવશો અને મારા આતિથ્યને સ્વીકારશો એવી આપનાં ચરણોમાં મારી નમ્ર પ્રાર્થના છે. મારા બંધુ સિંધુરાજ પણ અહીં જ જમશે."

"નહિ; પૂજ્ય સહોદરા, આપણે ત્યાં કેટલાક અન્ય રાજવંશી અતિથિઓ પણ પધારેલા હોવાથી હું જો તેમની સાથે ન જમતાં અત્યારે અહીંજ જમી લઇશ તો તેમને માઠું લાગશે અને તેઓ કદાચિત્ મને અભિમાની પણ માની લેશે, એટલામાટે જામ અબડાજી ભલે અહીં જમે, રાત્રિ ભલે અહીં જ વિશ્રાંતિ તથા નિદ્રાના ઉપભોગમાં વીતાડે અને પ્રભાતમાં અન્ય અતિથિઓને વિદાય કરીને જ્યારે હું અહીં આવું ત્યારે મારી સાથે ભલે મૃગયા કરવાને પણ પધારે. અહીં તમો એમનું અધિક ઉત્તમ આદરાતિથ્ય કરશો એવો મારો વિશ્વાસ હોવાથી એઓ શ્રીમાન્ને અહીં મૂકી જવામાં મારો કશો પણ વાંધો હોઇ શકે જ નહિ." ઘોઘારાજે ત્યાં ભોજન ન લેવાનું સબળ કારણ દર્શાવીને જામ

અબડા અભંગને ત્યાં મૂકી જવાની ઇચ્છા તથા અનુમતિ દર્શાવી દીધી.

"જેવી તમારી ઇચ્છા. આવી પરિસ્થિતિમાં તમોને અહીં રોકાઇ રહેવા તથા જમવાનો અધિક આગ્રહ કરવો ઉચિત નથી." રાજકુમારી સુભગા દેવીએ આ શબ્દોના ઉચ્ચારથી પોતાના બંધુના પ્રસ્તાવને માન્ય કરી લીધો.

"આપ શ્રીમતીનો જ્યારે આટલી સીમાપર્યન્ત આગ્રહ છે, તો હવે મારાથી આપ શ્રીમતીનાં વચનનો અનાદર કરી શકાય તેમ નથી; મારે આપ શ્રીમતીના આદરાતિથ્યનો સ્વીકાર કરવો જ જોઇએ." જામ અબડાએ વધારે ખેંચતાણ ન કરતાં સુભગા દેવીના આગ્રહને તત્કાળ સ્વીકારી લીધો.

સિંધુનાથ ધોધારાજ જામ અબડાને ત્યાં મૂકીને પોતે પોતાના અશ્વપર આરૂઢ થઈ પોતાના અંગરક્ષકો સહિત ત્યાંથી રાજધાનીમાં જવામાટે પ્રયાણ કરી ગયો. રાજકુમારી સુભગા દેવીએ ભોજનનો થાળ પોતાના હસ્તથી પીરસીને સર્વથી પ્રથમ પોતાના રાજવંશી અતિથિને આદર તથા અનુરાગપૂર્વક જમાડ્યો અને સેવિકાઓ દ્વારા તેના શયન આદિની સર્વ આવશ્યક વ્યવસ્થા કરાવ્યા પછી તે પોતે પોતાની સખીઓ સાથે જમવાને બેઠી. રાત્રિભોજનના કાર્યથી નિવૃત્ત થયા પછી તેની સર્વ સખીઓ પોતાના શયનમંદિરમાં નિદ્રાનો ઉપભોગ લેવામાટે ચાલી ગઈ. સુભગા દેવી પણ પોતાના શયનમંદિરમાં જઇને પર્યંકશય્યામાં પડી; પરંતુ તેના મનમાં આજે ઉત્પન્ન થયેલા સર્વથા નવીન પ્રકારના વિશિષ્ટ વિકારોએ તેનાં નેત્રોમાં નિદ્રા દેવીનો આવિર્ભાવ ન થવા દીધો અને તેથી અંતે કંટાળીને પોતાની વીણાને હસ્તમાં ધારણ કરી તે શયનમંદિરમાંથી નીકળીને ઉપર ચંદ્રશાળામાં આવી લાગી.

*     *     *     *     *

મધ્ય રાત્રિનો સમય વીતી ગયો હતો અને રાત્રિના તૃતીય પ્રહરનો આરંભ થઇ ચૂક્યો હતો. તે પૂર્ણિમાની નિશા હોવાથી રજનીનાથ ચંદ્રમા પોતાની સુશીતલ શુભ્ર ચંદ્રિકાના વિસ્તારવડે અંધકારનું નિવારણ કરીને સંસારમાં સૌમ્ય પ્રકાશના અધિકારને સ્થાપી રહ્યો હતો. ઉપવન તથા વનપ્રદેશમાં સર્વત્ર નિશાજન્ય નીરવતાનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. એવા પ્રશાંત સમયમાં ચંદ્રશાળામાં આવીને વિરાજેલી રાજકુમારી સુભગા દેવીએ પોતાની વીણાના મધુર તંતુસ્વર સાથે પોતાના વીણાવિનિન્દિત નિસર્ગમધુર કંઠસ્વરનું સંમેલન કરીને નિમ્ન સંગીતના આલાપથી નિશાજન્ય શાંતિ તથા નીરવતાના ભંગનો આરંભ કરી દીધો:—

"મનનો વેગ મહાબલધારી,
લજ્જા વિનય વિવેક આદિને દે સત્વર સંહારી—મનનો.

કરો પ્રયત્નો લક્ષ ભલે પણ નથી જ તે રોકાતો;
નીતિધર્મના બંધોને પણ ઝટ ઉલ્લંઘી જાતો—મનનો.
ગીતામાં શ્રી કૃષ્ણે મનને કહ્યું અશંક પ્રમાથી;
નિગ્રહ તેનો અતિશય દુષ્કર, થાય ન સિદ્ધ કશાથી—મનનો.
કેવળ તે વશ થાય તીવ્ર વૈરાગ્ય તથા અભ્યાસે;
મનોદાસ છે હોય ઉભય એ જો નહિ મનુષ્ય પાસે—મનનો.
મનોવેગથી ઋષિ મુનિની પણ દૃઢ મતિ ચંચલ થાતી;
યુવતીની કયમ રહી શકે સ્થિર નિસર્ગચંચલ છાતી—મનનો.
મનોવેગની ભીષણતાનો અનુભવ આજે જોયો;
સંયમનો ભંડાર ભવ્ય મેં મનોવેગમાં ખોયો"-મનનો.

"કેમ, સખી સુભગા દેવી, પોણી રાત વીતી જવા આવી તો ય હજી તમો જાગરણ કરી રહ્યાં છો?" એ ચાર ક્ષણ પૂર્વે ચંદ્રશાળામાં આવીને રાજકુમારીની પાછળ અલ્પ અંતરે ઊભેલી અને તેના અદ્ભુત સંગીતને સાંભળી રહેલી તેની સખી શ્યામા સુંદરીએ તેના સંગીતની સમાપ્તિ થતાં અચાનક તેને સંબોધીને આ પ્રશ્ન પૂછ્યો.

શ્યામા સુંદરીને અચાનક ચંદ્રશાળામાં આવેલી જોઇને રાજકુમારી જો કે આશ્ચર્યચકિત તથા કાંઇક લજ્જિત તો અવશ્ય થઈ ગઈ; છતાં પોતાના આશ્ચર્ય તથા પોતાની લજ્જાને વ્યક્ત થવા ન દેતાં તેણે ઉત્તર આપવાને બદલે સામો પ્રશ્ન પૂછ્યો કે: "હું જાણે જાગરણ કરી રહી છું અને તું તો જાણે ગાઢ નિદ્રામાં ઘોઘરા ઘરડતી પડી છે, ખરૂં કે નહિ? આવી ઉંઘ તો કોઈ ભાગ્યશાળી જીવને જ આવતી હશે."

"મને તો આજે ઉંઘ આવતી જ નથી; ઉંઘ આજે મારાથી રીસાઇ ગઈ છે." શ્યામા સુંદરીએ ઉત્તર આપ્યું.

"તો આપણું પણ તારે એમ જ સમજી લેવાનું છે; કારણ કે, આજે મારાં નેત્રોમાંથી પણ નિદ્રા કયાંક પલાયન કરી ગઈ છે." સુભગા દેવીએ નિશાકાલિક વાર્તાલાપને વિનોદનું સ્વરૂપ આપવા માંડ્યું.

"તમારાં રાજીવલોચનોમાંથી નિદ્રા પલાયન કરી ગઇ છે તેનું કાંઇ કારણ?" શ્યામાએ અનિદ્રાના કારણને જાણવાની ઇચ્છા દર્શાવી.

"આ પ્રશ્ન તો હું જ તને પૂછવાની હતી. વાહ, કેવો મજાનો મેળ મળતો જાય છે! પણ હા, તને શા કારણથી આજે ઊંઘ નથી આવતી વારૂ?" સુભગા દેવીએ વિનોદના સ્વરૂપમાં આ વાકયો ઉચ્ચાર્યાં.

"તમોએ આજે મારા સવાલોને હવામાં ઉડાવી દેવાનો જ નિશ્ચય કરી લીધો છે કે શું?" શ્યામાએ વિરક્તિદર્શક ભાવથી કહ્યું.

"મારા સવાલોને હવામાં તો તું જ ઉડાવી રહી છે; પણ આજે તારી ચાલાકી મારી આગળ ચાલી શકે તેમ નથી. તને ઊંઘ ન આવવાનું કારણ તો આજે તારે મને જણાવવું જ પડશે; સમજી ?" રાજકુમારીએ આ શબ્દોના ઉચ્ચારથી શ્યામા સુંદરીના કૌશલ્યજાળનું છેદન કરી નાંખ્યું.

શ્યામા પોતાના પરાજયને સ્વીકારતી નમ્રતાથી કહેવા લાગી કે: "બસ; હવે આ ઝગડાનો અંત આવી ગયો. તમારા સવાલનો જવાબ મારી પાસે ન હોવાથી હું હારી ગઇ અને તે પણ પૂરેપૂરી હારી ગઈ. જુઓ; પોણી રાત વીતી જવા છતાં તમો તથા હું બન્ને જાગીએ છીએ અને આપણુ બન્નેના જાગરણનું કારણ એક જ છે. તે કારણ એજ કે આપણને ઊંઘ નથી આવતી. એ ઊંઘ શા કારણથી નથી આવતી એમ જો પૂછવામાં આવે, તો આપણુ બન્નેની નિદ્રાના નાશનું કારણ પણ એક જ હોવા છતાં તે કારણનો જેમ તમારાથી પ્રકાશ કરી શકાય તેમ નથી તેમ જ મારાથી પણ પ્રકાશ કરી શકાય તેમ નથી, એટલે 'તારી પણ ચુપ અને મારી પણ ચુપ' એ નીતિના અવલંબનમાં જ આપણુ બન્નેની પ્રતિષ્ઠા છે; સમજ્યાં ?"

"એટલે ?" રાજકુમારીએ ભ્રૂકુટીને વક્ર કરીને પૂછ્યું.

"એટલે એ જ કે આપણુ બન્નેથી તે કારણનો પ્રકાશ કરી શકાય તેમ નથી, બીજું શું ?" શ્યામા સુંદરીએ પુનઃ તે જ ઉત્તર આપ્યું.

"શામાટે પ્રકાશ કરી શકાય તેમ નથી ?" સુભગા દેવીએ આગ્રહ કર્યો.

"રાજકુમારી, તમારામાં મોટામાં મોટો દુર્ગુણ એ જ છે કે તમો ભયંકર હઠીલાં છો. તમો જે હઠને પકડી લ્યો છો તે હઠને છેવટ સુધી છોડતાં જ નથી." આ પ્રમાણે બોલીને શ્યામા સુંદરીએ વિષયાન્તર કરવાના આશયથી પૂછ્યું કે: "રાજકુમારી, એ તો જાણે ઠીક; પણ તમો કાંઈ ધ્વનિ સાંભળો છો ખરાં કે ?"

"ધ્વનિ વળી કેવો ? હું તો કાંઇ નથી સાંભળતી." સુભગા દેવીએ સંક્ષિપ્ત ઉત્તર આપ્યું.

"આપણા આ વસંતોદ્યાનના રક્ષક સૈનિકો ઉદ્યાનના દ્વાર પાસે પડ્યા પડ્યા ઘોઘરા ઘરડી રહ્યા છે તેનો ધ્વનિ તમારા સાંભળવામાં નથી આવી શકતો ?" શ્યામા સુંદરીએ સુભગા દેવીના પ્રશ્નને વાયુમાં ઉડાવવાના યત્નને આરંભી દીધો.

"પણ હું તો આપણુ બન્નેને ઉંઘ ન આવવાનું કારણ જાણવા માગું છું ત્યાં વચ્ચે સૈનિકોના ઘોઘરા ઘરડવાની વાતને ક્યાં લઇ આવી ?

સવાલ એક અને જવાબ બીજો? અજાયબી!" સુભગાદેવીએ પોતાની વાતને વળગી રહીને કહ્યું.

"પણ તે સૈનિકોના ઘોઘરા ઘરડવાનો અવાજ મને તો અહીં બરાબર સંભળાયાં કરે છે." શ્યામાએ સુભગા દેવીના હઠવાદ પ્રતિ દુર્લક્ષ કરીને 'સો તારી રામ દુહાઇ ને એક મારૂં ઉંહું!' ના ન્યાયનું અવલંબન કરી બતાવ્યું.

"એ ઘોઘરા ઘરડવાના ઘેરામાં પછી ઘેરાજે; પહેલાં મારા સવાલનો સીધેસીધો જવાબ આપી દે." સુભગાદેવીએ જરાક ખીજાઇને આ વાક્ય ઉચ્ચાર્યું.

"જે ઓરડામાં તમોએ આપણા મોંઘેરા મેહમાન કચ્છાધિપતિને સૂવડાવ્યા છે તે ખંડમાંથી બળતા દીપકનો બારીમાંથી બહાર નીકળતો પ્રકાશ પેલા વૃક્ષ ઉપર પડીને વૃક્ષને પ્રકાશિત કરી રહ્યો છે તે તમોને દેખાય છે ખરો કે?" શ્યામા સુંદરીએ રાજકુમારીના હઠવાદ ને હઠવાદથી જ પરાજિત કરવાના વ્યવસાયને બુદ્ધિપૂર્વક આરંભી દીધો.

"વળી પાછી તું આડી જ ફાટી ને?" રાજકુમારીએ કોપ દર્શાવ્યો.

"એ દીપકનો પ્રકાશ ચંદ્રના પ્રકાશ સાથે મળી ગયેલો હોવાથી કદાચિત્ તમોને બરાબર નહિ દેખાતો હોય; પરંતુ જો દૃષ્ટિને એકાગ્ર કરશો, તો અવશ્ય દેખાશે." શ્યામાસુંદરી હવે ઘોઘરા ઘરડવાના ધ્વનિની ચર્ચાને પૂરી કરીને દીપકના પ્રકાશની ચર્ચાને બાઝી પડી.

"તું આજે ભાંગ પીને તો નથી આવી?" રાજકુમારીએ છછણીને કહ્યું.

"હવે તો સૈનિકો જાગીને પાછા ઊભા થઇ ગયા છે, હં કે!" શ્યામાએ ભાંગના સ્વાંગને જ ભજવી બતાવ્યો.

"જા, હવે તારી વાત મારે નથી સાંભળવી." સુભગા દેવીએ છેવટે કંટાળીને આ શબ્દો ઉચ્ચાર્યા.

"ના ના; જરા સાંભળો તો ખરાં! આટલામાં આમ રીસાઇ તે શું જાઓ છો?" શ્યામાએ રાજકુમારીને જાણી જોઇને વધારે કંટાળો આપવા માંડ્યો.

"બસ; હું હવે તારી વાત નથી જ સાંભળવાની." રાજકુમારીએ પોતાના મુખને અન્ય દિશામાં ફેરવી લઇને કહ્યું.

"આખી નહિ, તો અડધી વાત સાંભળો." શ્યામાએ હસીને કહ્યું.

"બસ, વધારે ન બોલ." સુભગા દેવીએ નબોલવાનો હુકમ ફર્માવ્યો.

"હું તો બોલતી જ રહીશ." શ્યામાએ તેની આજ્ઞાનો અનાદર કરી બતાવ્યો,

"તું બોલીશ તો ખરી; પણ હું સાંભળીશ ત્યારે ને?" રાજકુમારીએ 'થાય તેવા થઇએ તો ગામ વચ્ચે રહીએ'ના ન્યાયનું અવલંબન કર્યું.

"નહિ શું સાંભળો? તમારે મારી વાત સાંભળવી જ પડશે." શ્યામાએ અધિકારદર્શક ભાવથી આ વાકયો ઉચ્ચાર્યાં.

સુભગા દેવી પોતાના મુખને અન્ય દિશામાં ફેરવીને ઊભેલી હોવાથી શ્યામાસુંદરી તેના મુખને પોતાના મુખ તરફ ફેરવવાનો યત્ન કરવા લાગી; પરંતુ જ્યારે તેનો એ પ્રયત્ન સફળ ન જ થયો ત્યારે તે કહેવા લાગી કે: "વારૂ, જ્યારે તમો મારી વાત નથી જ સાંભળતાં, તો હવે હું પણ જઇને સૂઈ જાઉં છું; કારણ કે, હવે મારી આંખો ઊંઘથી ઘેરાવા લાગી છે." આમ કહીને શ્યામા સુંદરીએ પોતાની નિદ્રાલુતાને દર્શાવવામાટે એક બગાસું પણ ખાધું.

"આમ જઇશ તે કયાં? મારા સવાલનો જવાબ હજી તારે આપવાનો છે એ તું જાણે છે ખરી કે નહિ?" રાજકુમારીએ નિરુપાય થઇને પોતાના મૌનનો ભંગ કર્યો.

"કેમ, તમો તો હજી હમણાં જ કહેતા'તાં ને કે તમો તો મારી વાત સાંભળવાનાં જ નથી અને હવે મને અટકાવીને મારી ઊંઘને હરામ શામાટે કરી રહ્યાં છો?" શ્યામાએ હવે પોતાનો વારો આવેલો જોઇને ઉપાલંભના સ્વરૂપમાં બોલવા માંડ્યું.

"ના; હું તો કાંઇક વિચાર કરતી'તી."સુભગા દેવીએ ફેરવી બાંધ્યું.

"બરાબર મારી જ અવસ્થા; કારણ કે, હું પણ એવા જ કોઈ વિચારમાં પડી ગઈ હતી." શ્યામાએ ઉભયની મનઃસ્થિતિના ઐકયનો ઉલ્લેખ કર્યો.

"તું વળી શાનો વિચાર કરતી'તી?" સુભગા દેવીએ અધીરતાથી તેના વિચારને જાણવાની ઇચ્છા દર્શાવી.

"હું એનો વિચાર કરી રહી હતી કે મેં મારા મનમાં જે અનુમાન કર્યું હતું તે યથાર્થ હતું કે નહિ? પણ હવે મારો નિશ્ચય થઇ ગયો છે કે મારૂં તે અનુમાન સર્વથા સત્ય હતું. જે કેટલીક વિલક્ષણ પ્રેમકથાઓ મારા વાંચવા તથા સાંભળવામાં આવી છે તે પ્રેમકથાઓ સાથે આજની ઘટનાનો એટલો બધો મેળ મળી રહ્યો છે કે ન પૂછો વાત. જ્યારે આવી પરિસ્થિતિ આવી લાગે છે ત્યારે સ્વાભાવિક જ પ્રણયપિપાસુ પુરુષો તથા પ્રમદાઓની નિદ્રાનો સસલાનાં શીંગડાં પ્રમાણે લોપ થઇ જાય છે અને તેઓ લપાઈ છુપાઇને એ જ ચિન્તા કરતાં હોય છે કે: 'મારૂં તે પ્રેમપાત્ર મને મળશે કે નહિ મળે?' એથી પણ વિશેષ તેમના મનમાં એ ચિન્તા થતી હોય છે કે; 'અમારા ગુપ્ત પ્રેમની વાર્તા કોઇના જાણવામાં તો નથી આવી ગઇ? અમારી પ્રેમચેષ્ટાને કોઇએ જોઇ તો નથી લીધી?' જેવી રીતે કોઇ મનુષ્ય લપસીને પડી જાય છે ત્યારે તેના મનમાં 'મને

કોઈએ પડતાં જોઈ તો નથી લીધો ?' એ જ ચિન્તા થયાં કરે છે તેવી જ રીતે પ્રેમના ઘાટપર લપસેલાં સ્ત્રીપુરુષોના મનમાં પણ એ જ ચિન્તા થયાં કરે છે." આ પ્રમાણે બોલીને શ્યામા સુંદરીએ મર્મભેદક ભાવથી કહ્યું કે: "રાજકુમારી, હવે તો સમજ્યાં ને ? પ્રેમના ઘાટપર આવીને પોતાના લપસી જવાની ઘટનાને મારાથી ગુપ્ત રાખવાની વ્યર્થ ચેષ્ટા તમો અત્યારે શામાટે કરી રહ્યાં છો વારુ ? હું તમારા પ્રેમપાત્રને તમારી પાસેથી કાંઈ છીનવી નથી લેવાની. કચ્છદેશના પેલા રૂપાળા, રઢિયાળા, કામકોડીલા, ચિત્તને ચોરી લેનારા, મોહનમંત્ર ચલાવનારા અને કામણગારા.................."

રાજકુમારી સુભગા દેવીએ પોતાના ઉભય હસ્તોવડે શ્યામા સુંદરીના મુખને બંધ કરી દીધું. એટલે શ્યામા સુંદરીનો વાણીપ્રવાહ આટલેથી જ અટકી ગયો. ત્યારપછી શ્યામા સુંદરી પોતાના બલાઢ્ય હસ્તો વડે રાજકુમારીના હસ્તોને પોતાના મુખપરથી દૂર હટાવીને કહેવા લાગી કે: "કેમ, મેં તમારાં નેત્રોમાં પ્રવેશેલા અનિદ્રા નામક રોગના નિદાનને સારી રીતે જાણી લીધું કે નહિ ? આમ નેત્રોને નીચાં ઢાળીને શર્માઓ છો ને લજાઓ છો શામાટે ? બોલો, બોલો; કાંઈ બોલો તો ખરાં."

"જા; મારી પાસેથી દૂર હટી જા." રાજકુમારીએ વળી પાછો છણકો કર્યો.

"લ્યો ત્યારે આપણે આ ચાલ્યાં; લ્યો વીણા હાથમાં અને લલકારો ચંચલ મનની ચંચલતાનાં ગીતડાં." શ્યામા સુંદરીએ આ શબ્દો ઉચ્ચારીને ત્યાંથી ચાલ્યા જવાનો અભિનય કરી બતાવ્યો.

"અલી, જાય છે ક્યાં ? મારી એક વાત તો સાંભળતી જા." આમ બોલતી રાજકુમારીએ તેના પાલવને પકડી લઈને તેને જતી અટકાવી દીધી.

શ્યામાસુંદરીએ પાછી વળીને કહ્યું કે: "કહો, શી વાત કહો છો ? વળી પાછાં મૂગાંમંતર કેમ થઈ ગયાં ? કહો, તમારી ગુપ્ત મનોવ્યથાનું કારણ સારી રીતે મારા જાણવામાં આવી ગયું છે કે નહિ અને હું તમારી ઉપચારિકા થવાની યોગ્યતા ધરાવું છું ખરી કે નહિ ?"

રાજકુમારી પોતાના પરાજયને સ્વીકારીને કહેવા લાગી કે: "જી હા; મારી પ્રિયતમા સખી, મારા રોગના નિદાનને તો તેં જાણે બરાબર, સારી રીતે અને સોળે સોળ આના જાણી લીધું છે; પરંતુ મારા એ રોગના નિવારણની પણ કાંઈ આશા છે ખરી કે ?"

"આશા ? આશા વળી કેવી ? જે કહેવાનું હોય તે સ્પષ્ટ શબ્દોમાં શામાટે નથી કહી દેતાં ? સમસ્યાઓ ને સમસ્યાઓમાં જ શાને

અટવાર્યા કરો છો ? પણ કાંઇ નહિ; તમો ન કહો, તો પણ જે કાંઈ સમજવાનું હતું તે આ શ્યામા સુંદરી સમજી ગઇ છે. આશા કેમ ન હોય ? આ કાંઇ સર્વથા નવીન અથવા અસંભવનીય ઘટના તો છે જ નહિ; કારણ કે, ક્ષત્રિય રાજકુમારો સાથે ક્ષત્રિય રાજકન્યાઓના શરીરસંબંધ તો પ્રથમથી જ થતા આવ્યા છે અને ભવિષ્યમાં પણ પ્રલયકાળ પર્યન્ત થતા રહેવાના છે. હા, જો કોઇ ક્ષત્રિય અને તેમાં પણ રાજ્યકર્તા ક્ષત્રિય સાથે મારા જેવી કોઇ સામાન્ય સ્થિતિની કન્યાનો શરીરસંબંધ થાય, તો તે ઘટના કાંઇક નવીન તથા અપવાદરૂપિણી કહી શકાય. તમો રાજકુમારી તથા પ્રતાપી સિંધુરાજનાં સહોદરા ભગિની હોવાથી તમારે નિરાશ થવાનું કાંઇ પણ કારણ નથી." અંતે શ્યામા સુંદરીએ સુભગા દેવીના પ્રેમદગ્ધ હૃદયમાં આશાજલનું સિંચન કરતાં આ આશ્વાસક વાક્યો ઉચ્ચાર્યાં.

"પરંતુ મારી ઇચ્છાને સ્વીકારીને તેઓ શ્રીમાન્ મારા અભિલાષને પૂર્ણ કરવાની ઉદારતા દર્શાવશે ખરા કે?" રાજકુમારીએ સંશય દર્શાવ્યો.

"તેઓ શ્રીમાન્ તમારી આ ઇચ્છાને સ્વીકારીને તમારા અભિલાષને પૂર્ણ કરવાની ઉદારતા નહિ દર્શાવે એવા સંશયને હૃદયમાં સ્થાન આપવાનાં તમારી પાસે કાંઇ પણ કારણો છે ખરાં કે ?" શ્યામા સુંદરીએ જિજ્ઞાસા દર્શાવી.

"તેઓ શ્રીમાનના હૃદયમાં પોતાના વિશુદ્ધ સમાવંશ, પોતાના રાજપદ તથા સર્વથી અધિક પોતાની અદ્વિતીય વીરતાનો અતિશય ગર્વ છે એમ મારા સાંભળવામાં આવ્યું છે અને તેથી જ મારા હૃદયમાં આ સંશય ઉદ્ભવ્યો છે." રાજકુમારીએ સંશયનું કારણ દર્શાવ્યું.

"જો તેઓ શ્રીમાન્ સમાવંશભૂષણ, કચ્છના એક રાજ્યકર્તા તથા અપૂર્વ શૂરવીર પુરુષ છે; તો તમો પણ પ્રસિદ્ધ સુમરાવંશમાં ઉત્પન્ન થયેલાં એક સ્વર્ગીય કન્યારત્ન છો, સ્વર્ગવાસી સિંધુરાજ ભુંગર દેવનાં પુત્રી તથા વર્તમાન સિંધુપતિ ઘોઘારાજનાં સહોદરા ભગિની છો અને રૂપરંભા હોવા ઉપરાંત ધર્મશાસ્ત્ર, સાહિત્ય તથા યુદ્ધવિદ્યામાં પણ નિષ્ણાત છો, એટલે આ સર્વ ગુણોનો તમો શ્રીમતીના હૃદયમાં પણ વાસ્તવિક ગર્વ હોવો જ જોઇએ, એ વાર્તા તેમનાથી અજ્ઞાત તો નહિ જ હોય." શ્યામાસુંદરીએ તેના સંશયનિવારણનો પ્રયત્ન કર્યો.

"વારુ, ત્યારે જો વિજય મળવાની સંભાવના હોય, તો......"

રાજકુમારીના એ વાક્યને એટલેથી જ ઝીલી લઇને શ્યામા સુંદરી તે વાક્યને પૂર્ણ કરવાના આશયથી કહેવા લાગી કે: "તો તેમની સાથે તમારા શરીરસંબંધ તથા તમારી એકાત્મતાના ઉદ્યોગને આદરી દેવો,

એમ જ ને ? બહુ સારૂં; ત્યારે તમો હવે આ કાર્યના ભારને મારા શિરપર જ નાંખી દ્યો અને મને જોઈ લેવા દ્યો કે આ કાર્ય મારા હસ્તથી કેટલી સીમાપર્યન્ત સિદ્ધ થવાનો સંભવ છે."

"અંતે આ પ્રયત્નનું તને પોતાને શું પરિણામ દેખાય છે વારૂ ?" રાજકુમારીએ આતુરતાપૂર્ણ જિજ્ઞાસા દર્શાવી.

"પરિણામ તો જે થવાનું હશે તે થશે; પણ એટલું તો હું અવશ્ય કહી શકું છું કે આ કાર્ય સિદ્ધ તો થવાનું જ છે. એ તો તમો સારી રીતે જાણો જ છો કે હું જે કાર્યને હસ્તમાં લઉં છું તેને પૂર્ણ કર્યા વિના કદાપિ છોડતી જ નથી; પછી તેમ કરતાં ભલે ને મારા પ્રાણ જવાના હોય તો ચાલ્યા જાય અને સો વર્ષ પછી આવનારૂં મૃત્યુ ભલે ને આ ક્ષણે જ આવી જાય. વળી આ કાર્યની સિદ્ધિના ભારને મારી પોતાની ઇચ્છાથી જ મારા શિરપર ધારી લેવાનું અન્ય પ્રબળ કારણ તો એ છે કે આ કાર્ય મારા પોતાના મનને પણ અજ્ઞેયતાપૂર્વક રંજિત કરી રહ્યું છે." શ્યામા સુંદરીએ રાજકુમારીના કાર્યની સિદ્ધિના ભારને પોતાના શિરપર ધારી લઇને અંતમાં એક વિલક્ષણ તથા રહસ્યમય ઉદ્ગાર કાઢ્યો.

"તારા આ અંતિમ વાક્યનો આશય શો છે વારૂ ?" રાજકુમારીએ પોતાના મુખમંડળમાં ગંભીરતાની છટાને લાવીને જિજ્ઞાસા દર્શાવી.

રાજકુમારીના આ પ્રશ્નના ઉત્તરમાં શ્યામા સુંદરી વિનોદના ભાવને ન્યૂન કરીને કાંઇક ગંભીર ભાવથી કહેવા લાગી કે: "આપણા આજના અતિથિ કચ્છના જામ અબડાજીનો તમોને મારી વાણી દ્વારા પ્રથમ પરિચય મેં જ કરાવ્યો હતો અને હવે તેમનામાં જ્યારે તમારો અનન્ય અનુરાગ બંધાઇ ગયો છે, એટલે તમારા અભિલાષને પૂર્ણ કર્યા વિના મારા પરોપકારી હૃદય તથા આત્માને શાંતિનો સ્પર્શ કેમ કરીને થઇ શકે વારૂ ? તમારા હૃદયક્ષેત્રમાં પ્રેમનું બીજ મારા હાથે જ વવાયલું હોવાથી હવે જો એ પ્રેમબીજમાંથી પ્રેમવૃક્ષને ઉત્પન્ન કરવાનો ઉદ્યોગ હું ન કરૂં, તો પછી એ પ્રેમબીજને વાવવાનો મારો પરિશ્રમ નિષ્ફળ થયેલો જ કહેવાય. વારૂ, ત્યારે ચાલો; આપણે થોડી વાર સૂઇ જઇએ. અરે, પણ આ શું ? આ તો રાત વીતી ગઈ અને પ્રભાતનાં ચોઘડિયાં પણ સંભળાવા લાગ્યાં.!"

"ચાલો ત્યારે આપણે અહીંથી ચાલ્યાં જઇએ; કારણ કે, તને હવે વધારે કાંઇ પણ કહેવાની આવશ્યકતા તો છે જ નહિ." રાજકુમારીએ ચંદ્રશાળામાંથી પ્રસ્થાન કરવાની ઇચ્છા દર્શાવી.

"બરાબર છે; હવે મને કાંઇ પણ વધારે કહેવા કારવવાની આવશ્યકતા છે જ નહિ. પ્રથમ તમો સિધારો એટલે પછી હું પણ

થોડી વારમાં આવું છું." શ્યામાએ સુભગા દેવીને ત્યાંથી ચાલ્યા જવાની સૂચના આપી દીધી.

"ત્યારે મારી આ વીણાને તું લેતી આવજે." આમ બોલતી રાજકુમારી સુભગા દેવી પોતાના શયનમંદિરમાં જવા માટે ત્યાંથી પ્રસ્થાન કરી ગઈ.

રાજકુમારીના જવા પછી શ્યામા સુંદરી પોતાનાં નેત્રોને નભોમંડળમાં સ્થિર કરી હસ્તદ્વય જોડીને અત્યંત મંદ સ્વરથી પરમાત્માને વિનવતી કહેવા લાગી કે: "હે સિદ્ધિદાતા પરમાત્મન્, આ મારા સ્વીકૃત કાર્યમાં કેવળ તારી સહાયતાથી જ મારે વિજય મેળવવાનો છે. બિચારી ભોળી રાજકુમારી એ રહસ્યને નથી જાણતી કે જે પુરુષમાં તેનો પ્રેમ બંધાયો છે તે જ પુરુષમાં તેનાથી પ્રથમ મારો પોતાનો પ્રેમ બંધાયલો છે, એટલે હવે પછી પણ એ રહસ્ય તેના જાણવામાં ન જ આવવું જોઇએ. હે પરમાત્મન્, આ રહસ્યને તારા તથા મારા વિના અન્ય કોઇ પણ તૃતીય વ્યક્તિ ન જાણી શકે એ વ્યવસ્થા તારે જ કરવાની છે. તું મારી બુદ્ધિ તથા મારા હૃદયમાં કોઇ એક એવી અલૌકિક શક્તિને સમર્પી દે કે જે શક્તિના યોગે મારાથી મારી પ્રાણાધિકા સખી રાજકુમારી સુભગા દેવીના અભિલાષને પૂર્ણ કરી શકાય; કારણ કે, તેનો અભિલાષ પૂર્ણ થતાં મારો પોતાનો અભિલાષ પોતાની મેળે જ પૂર્ણ થઇ જશે. મારા પોતાના કલ્યાણ માટે હું તારી પાસેથી કાંઇ પણ વરદાન નથી માગતી. જો મારી યાચના હોય તો તે એટલી જ છે કે જો શક્ય હોય તો મારી મહાબલવતી પ્રણયપિપાસા મારા હૃદયના રક્તના પાનથી જ શાંત થઇ જાય એટલું સંયમરૂપ સામર્થ્ય તું મને અત્યારથી અને આ ક્ષણથી જ સમર્પી દે; અર્થાત્ મારા દુર્બલ મનને બલાઢ્ય કરી દે અને અત્યારે મારા અંતઃકરણમાં આવેલા અનુરાગના પૂરથી મારી સખીના લાભને સિદ્ધ કરી બતાવ; કારણ કે, સત્ય પ્રેમિકાની નિરંતર એ જ આકાંક્ષા હોય છે કે તેનો પ્રેમ જો તેના પ્રેમપાત્રના પોતાના જાણવામાં પણ ન આવે તો વધારે સારું. પ્રણય પ્રાણની સામગ્રી હોવાથી જેનામાં પ્રેમ બંધાયો હોય તે પ્રેમપાત્રને પણ પોતાના પ્રેમનો પરિચય કરાવવો એ પ્રેમિકાનો દોષ મનાય છે. પ્રણયમાર્ગની પ્રવાસિની પ્રમદા કોઇ સહચર કિંવા સહચરીની સહાયતાને કદાપિ નથી જ શોધતી અને તે સ્વયં બલવતી હોવાથી કેવળ પરમાત્મા વિના અન્ય કોઇ પણ માનવ વ્યક્તિની અનુકંપાને નથી ઇચ્છતી તે નથી જ ઇચ્છતી. હે પરમકરુણાસિંધુ પરમાત્મન્, હવે તું જ મારો સહાયક અને તું જ મારો વિજયદાતા છે!"

ઉષાના અંત તથા પ્રભાતના આરંભનાં ચિહ્નો નભોમંડળમાં દૃષ્ટિગોચર થતાં શ્યામા સુંદરી રાજકુમારીની વીણાને પોતાના હસ્તમાં ઊપાડી લઇને ચંદ્રશાળામાંથી નિમ્ન પ્રાંગણમાં જવામાટે નિઃસરણીના ઉપરિ ભાગમાં આવી લાગી અને ઊતરવાનો વિચાર કરતી હતી એટલામાં નીચેથી એક દાસીને ઉપર ચઢતી જોઇને ત્યાં જ ઊભી રહી ગઇ. દાસીએ ઉપર આવીને તેને કહ્યું કેઃ—

"શ્રીમતી શ્યામા સુંદરી, રાજકુમારી આતુરતાથી તમારી પ્રતીક્ષા કરી રહ્યાં છે અને તમોને આ ક્ષણે જ પોતાના કક્ષમાં લઇ આવવા માટે તેમણે મને અત્યારે તમારી પાસે મોકલી છે. જરા ઊતાવળથી ચાલો; નહિ તો મારે વળી વિના કારણ ચાર કડવાં વેણ સાંભળવાં પડશે. દાસીઓનો તે પીટયો કાંઇ અવતાર છે!"

જે વેળાયે શ્યામા સુંદરી દાસી સાથે રાજકુમારીના સુસજ્જિત કક્ષમાં આવી લાગી તે વેળાયે રાજકુમારી સુભગા દેવી મોટા ગોળ ઓસીકાને અઢેલીને દીર્ઘ રૌપ્ય મંચ ઉપર બેઠી હતી અને તેના મુખ-મંડળમાં એક પ્રકારની આનંદજન્ય હાસ્યચ્છટા વિલસી રહી હતી. શ્યામા સુંદરીએ આવતાંની સાથે જ જિજ્ઞાસા દર્શાવી કેઃ—

"કેમ, શ્રીમતી, મને આટલી બધી ઊતાવળથી બોલાવવાનું કાંઈ કારણ? મારા વિના એવું તે કયું મહત્કાર્ય અટકી પડયું હતું તે કૃપા કરીને જણાવશો?"

"લે, રાજધાનીમાંથી મારા બંધુએ પાઠવેલી આ પત્રિકાને વાંચ એટલે ઊતાવળનું કારણ તારા જાણવામાં આવી જશે." આ શબ્દો ઉચ્ચારતી રાજકુમારીએ ધોધારાજે પાઠવેલી પત્રિકા શ્યામા સુંદરીના હસ્તમાં આપી દીધી.

શ્યામાસુંદરીએ તે પત્રિકાને માનપૂર્વક હસ્તમાં લઇને વાંચવા માંડી. તેમાં નિમ્ન સૂચના લખાયલી હતીઃ—

"પૂજ્ય સહોદરા સુભગા દેવીની સેવામાં, મૃગયાભૂમિમાં આપણા નિવાસ તથા મૃગયાની સર્વ તૈયારીઓ ગઇ કાલે જ થઇ ગયેલી હોવાથી અને આજે મધ્યાહ્નભોજન આપણે ત્યાં જ લેવાનું હોવાથી તમો તમારાં જે સેવકો તથા સેવિકાઓને સાથે લેવાનાં હોય તેમને તેમ જ આપણા માન્યવર અતિથિ જામશ્રી અબડાજીને લઇને સૂર્યોદય પછી થોડા સમયમાં જ દુગ્ધપાન આદિકના કાર્યથી મુક્ત થતાં મૃગયાભૂમિ પ્રતિ જવાને પ્રયાણ કરી જજો. અહીંના અતિથિઓને રવાના કર્યા પછી મધ્યાહ્નભોજનના સમયથી પૂર્વે હું મૃગયાભૂમિમાં જ તમોને આવી મળીશ, એટલે મારી વાટ જોઇને પ્રયાણમાં અકારણ વિલંબ કરશો

નહિ. આ વેળાયે મૃગયાના આનંદમાં આપણે આઠથી દશ દિવસ જેટલો સમય વીતાડવાનો હોવાથી જે કાંઇ પણ વસ્ત્ર ઇત્યાદિ આવશ્યક વસ્તુઓ તમારે પોતાની સાથે લેવાની હોય તે લઇ લેશો. જોઇતાં વાહનોને મોકલવામાં આવ્યાં છે. લી. ઘોઘારાજના પ્રણામ."

"હવે તમારા મુખમંડળમાં વિલસી રહેલી આનંદજન્ય હાસ્યચ્છટાનું કારણ મારા જાણવામાં આવ્યું? આટલા અલ્પ સમયમાં જ ઇષ્ટ અવસરની પ્રાપ્તિ અને તે પણ અચાનક તથા અનાયાસ પ્રાપ્તિ થઇ જતાં કોના હૃદયમાં આનંદ તથા હર્ષની ઊર્મિઓ ન ઊછળવા માંડે વારુ?" શ્યામા સુંદરીએ તે પત્રિકાને પાછી લખોટામાં પધરાવતાં અને સુભગા દેવીના હાથમાં આપતાં આ વિનોદાત્મક ઉદ્દગારો કાઢયા.

સુભગા દેવીએ આ વિનોદનું કાંઇ પણ ઉત્તર ન આપતાં શ્યામા સુંદરીને કહ્યું કે: "આપણા પ્રિય અતિથિને અર્ધ પ્રહરમાં તૈયાર થવાની સૂચના આપીને જે કાંઇ પણ તૈયારી આપણા પ્રયાણમાટે કરવાની હોય તે તૈયારી કરાવી લેવાનો ભાર હવે તારા શિરપર રહેલો છે. એ તૈયારીમાં તેમ જ આવશ્યક વસ્તુ આદિ લેવામાં જો કાંઇ પણ પ્રમાદ અથવા ત્રુટિ થશે, તો તેની ઉત્તરદાત્રી તું જ ગણાઇશ."

"જેવી રીતે પ્રમાદ તથા ત્રુટિયોની ઉત્તરદાત્રી મને માનવામાં આવશે તેવી જ રીતે જો મારા હસ્તથી કાંઇ પ્રમાદ તથા ત્રુટિ નહિ થાય, તો મારી દક્ષતાનો મને કાંઇક પુરસ્કાર પણ આપવામાં આવશે કે કેમ?" શ્યામા સુંદરીએ મધુર વિનોદ કરી બતાવ્યો અને ત્યાર પછી તૈયારીમાટે સમય બહુ ઓછો હોવાથી રાજકુમારીના ઉત્તરની પ્રતીક્ષા ન કરતાં તે જામ અબડાજીને તૈયાર થવાની સૂચના આપવામાટે તથા પોતે પ્રાતર્વિધિથી મુક્ત થવામાટે ત્યાંથી તે ક્ષણે જ પ્રયાણ કરી ગઇ.

* * *

સૂર્યોદય પછી અર્ધ પ્રહર જેટલો સમય વીત્યો હશે એટલામાં તો પ્રસ્થાનની સર્વ તૈયારીઓ થઇ ગઇ. જામ અબડાજીમાટે એક અશ્વને અને રાજકુમારી સુભગાદેવી તથા શ્યામા સુંદરી માટે બે તુરગીઓ—ઘોડીઓ—ને સુસજ્જિત કરીને 'વસંતવિલાસ'ના દ્વાર સમક્ષ ઊભાં રાખવામાં આવ્યાં હતાં. એ અશ્વ તથા તુરગીઓ અરબ જાતિનાં તથા બહુમૂલ્ય હતાં. સુભગાદેવી તથા શ્યામા સુંદરીમાટે તુરગીઓને જ સુસજ્જિત કરવામાં આવી હતી તેનું કારણ એ હતું કે તે સમયની સિંધુદેશવાસિની તથા કચ્છદેશવાસિની રાજવંશી રમણીઓ તેમ જ અન્ય રાજપૂતાણીઓ અશ્વ પણ પુરુષ હોવાથી અશ્વને પણ પરપુરુષ માનતી હતી અને પરપુરુષના શરીરનો પોતાના શરીરને સ્પર્શ થવા દેતી એ

હિન્દુ નારીની ધાર્મિક માન્યતા અનુસાર એક મહાપાપ હોવાથી મૃગયા તથા પ્રવાસના પ્રસંગે જો અશ્વ તથા ઊંટ આદિક વાહનોનો ઉપયોગ કરવાનો હોય તો નારીજાતિનાં વાહનોનો જ ઉપયોગ કરતી હતી. જો રથ અથવા વેલ આદિકમાં બેસવાનું હોય અને તે રથ અથવા વેલમાં નરજાતિનાં ઘોડા તથા બળદ આદિક વાહનોને જોડવામાં આવ્યાં હોય, તો તેમનાં શરીરોનો પોતાનાં શરીરોને સ્પર્શ થવાનો સંભવ ન હોવાથી તેમનો નિષેધ માનવામાં આવતો ન હોતો. અસ્તુ. જામ અબડો સર્વથી પ્રથમ તૈયાર થઇને આગારમાંથી બહાર આવી ગયો અને રાજકુમારી તથા શ્યામા સુંદરીના આવવામાં જરાક વિલંબ થયો. તે ઉભય રમણીઓ અત્યારે મૃગયાસમયના વિભિન્ન વેશ તથા શસ્ત્રાસ્ત્રોને ધારણ કરીને આવેલી હોવાથી તેમની વીરતામિશ્રિત તેજસ્વિની સુંદરતાને જોતાં જામ અબડાજીને એવો જ ભાસ થવા લાગ્યો કે: "આ માનવજાતિની અબળાઓ નહિ, પણ ભારતીય હિન્દુવીરતાની બે મહામનોહારિણી સજીવન પ્રતિમાઓ જ અત્યારે મારાં નેત્રો સમક્ષ વિચરીને મારા હૃદયમાં વીરતાના ભાવને ઉત્પન્ન કરી રહી છે!" જામ અબડાજીને તેના વીર-વેશમાં જોઇને સુભગા દેવી તથા શ્યામા સુંદરીનાં ગુણગ્રાહક અંતઃકરણો એવા ભાવને અનુભવવા લાગ્યાં કે: "ભારતીય હિન્દુવીરતાનો આદર્શ કૃષ્ણસખા ગાંડીવધર અર્જુન અત્યારે કચ્છભૂમિના રાજ્યકર્તા જામ અબડા અભંગના સ્વરૂપમાં અમારાં નેત્રો સમક્ષ દંડાયમાન થઇને અમારાં વીરપૂજક હૃદયોને કોઈ એક અજ્ઞેય આકર્ષક શક્તિ દ્વારા પોતા પ્રતિ આકર્ષી રહ્યો છે!"

"અમારા આગમનમાં કાંઇક વિલંબ થયો અને આપને અમારી પ્રતીક્ષા કરવી પડી તેની અમો ક્ષમા માગીએ છીએ. હવે અશ્વારોહણ કરો એટલે આપણે પ્રયાણ કરી જઇએ." સુભગા દેવીએ અબડાજીને સંબોધીને વિવેક દર્શાવ્યો.

"આમાં ક્ષમા માગવાનું શું કારણ છે? આવા વિલંબ તો સ્વાભાવિક થયાં જ કરે છે." જામ અબડાજી આવી રીતે વિવેકનું વિવેકથી ઉત્તર વાળતો પોતાના અશ્વપર આરૂઢ થઈ ગયો.

ત્યાર પછી સુભંગા દેવી તથા શ્યામા સુંદરી પણ પોતપોતાની ઘોડી-ઓના પૃષ્ઠભાગમાં આરૂઢ થઈ ગઈ અને તે ત્રિપુટીએ તે દ્રુતગામી અશ્વ તથા તુરગીઓને વેગપૂર્વક મૃગયાભૂમિની દિશામાં ચલાવવા માંડ્યાં. રાજ-કુમારીનાં દાસો તથા દાસીઓ તેમને અપાયલી આજ્ઞા અનુસાર આવશ્યક વસ્તુઓ લઇને થોડી વાર પછી ઊંટોપર તથા ગાડાંમાં બેસીને નીરાંતે આવવાનાં હતાં.

ત્યારે હવે આપણાં આ મુખ્ય પાત્રોને મૃગયાભૂમિના માર્ગમાં વિચરવા દઇને એ જ દિવસે દિલ્લીમાં જેની ભયંકરતાની ઘોધારાજ, સુભગાદેવી તથા જામ અબડા અબડાણીના મનમાં કલ્પનામાત્ર પણ ન હોતી ઉદ્ભવી તેવા સિંધુ દેશ તથા સિંધુરાજવંશના સર્વનાશના ચાલી રહેલા વિચારચક્ર કિંવા હિંદુ જાતિના દુર્ભાગ્યચક્રની વિષમ ગતિનું ભગ્ન હૃદયથી આપણે અવલોકન કરી લઇએ કે જેથી હિન્દુ જાતિની અધોગતિ તથા હિન્દુ જાતિના દુર્ભાગ્યનાં વાસ્તવિક કારણો તેમના દિગંબર સ્વરૂપમાં આપણા જોવા તથા જાણવામાં આવી શકે.



## પ્રકરણ ૯ મું

### અલાઉદ્દીનના હૃદયનું દિગંબર સ્વરૂપ

સાયંકાળ રાત્રિના આગમનની સૂચના આપી રહ્યો હતો અને દિલ્લીના નવીન સુલ્તાન અલાઉદ્દીન ખિલજીના દિલ્લીમાંના રાજમહાલયમાં રાત્રિદેવી સાથે આવનારા તેના સહચર અંધકારના નિવારણ માટે દીપકોને પ્રકટાવીને તેમના પ્રકાશને વિસ્તારી દેવામાં આવ્યો હતો. સુલ્તાન અલાઉદ્દીન ખિલજી રાજમહાલયના ઉદ્યાનના મધ્ય ભાગમાં આવશ્યકતા પડતાં જેની ઉપર બસેંથી ત્રણસેં મનુષ્ય વ્યક્તિઓ સુખપૂર્વક વિરાજી શકે તેમ હતું તેવા એક સ્ફટિકપાષાણનિર્મિત વિશાળ ઓટલા પરના તેના માટે તૈયાર કરવામાં આવેલા આસન ઉપર જમણી બાજૂના મખમલના મોટા ગોળ તકિયાને અઢેલીને વિરાજેલો હતો; તેના આસનના પશ્ચાદ્ભાગમાં બે સોળથી અઢાર વર્ષના વયની યુવતી તથા રૂપસુંદરી તાતારી બાંદીઓ મોતી તથા માણિક્યના જડેલા વિશાળ પંખાઓ વડે સુલ્તાનના શરીરમાં ઉદ્ભવતી ઉષ્ણતાના પરિહાર માટે વાયુ ઢોળી રહી હતી અને સુલ્તાનનાં મસ્તક તથા ચરણ પાસે જેમના સ્રૈણ અથવા નારીજાતીય સૌન્દર્યને જોઇને અલૌકિક રૂપસુંદરી યુવતીઓના સૌન્દર્યવિષયક ગર્વનો પણ પરિહાર થઇ જતો હતો અને જેમને જોઇને લોકોના મુખમાંથી વારંવાર એવા જ ઉદ્ગારો નીકળ્યા કરતા હતા કેઃ "આવું અવર્ણનીય તથા અશ્રુતપૂર્વ સ્વર્ગીય સૌન્દર્ય આપીને પરવરદિગારે આ રશ્કેહૂર બાળકોને પુરુષનાં શરીરો શા કારણથી આપ્યાં હશે એ ભેદ સમજી જ નથી શકાતો" તેવા બે અતિશય રૂપાળા, રમણીઓ પ્રમાણે દીર્ઘ કેશકલાપને રાખનારા અને બોલવા તથા ચાલવામાં કોમળાંગી કામિનીઓનું જ અનુકરણ કરનારા 'ગિલમાન' નામથી ઓળખાતા સોળથી અઢાર વર્ષના વયના યૌવનના વસંતકાળમાં વિહરતા બાળકો બન્ને તરફની બે સ્ફટિકપાષાણનિર્મિત મેજોપર બિલ્લૂર-

ના શીશામાં ભરીને રખાયલી હિન્દુસ્થાન તથા ઇરાનના હોશિયાર કલાલોના હસ્તથી તૈયાર થયેલી મોંઘા મૂલ્યની મદિરા સુવર્ણપાત્રમાં ભરીને પોતાના સુકોમળ હસ્તથી સ્ત્રૈણ હાવભાવ સહિત સુલ્તાન સલામતને વારાફરતી પાયાં કરતા હતા. મદિરાના મદ કરતાં એ ગિલમાન સાકી-ઓની નિસર્ગદત્ત અલૌકિક સૌન્દર્યસુરાનો મદ સુલ્તાનના હૃદયને અધિક પરિમાણમાં મદોન્મત્ત કરી રહ્યો હતો એમ તેના મુખમાંથી વારં-વાર નીકળતા એ ગિલમાનોના સૌન્દર્યની પ્રશંસાના ઉદ્ગારોથી સ્પષ્ટ જણાઇ આવતું હતું.

સુલ્તાનના આસનની સામે ઇરાનની બનાવટના અને ઇરાનના શિલ્પકૌશલ્યના આદર્શરૂપ અતિશય સુંદર તથા મૃદુ ગાલીચાપર કેટલાક મુસ્લિમ અમલદારો વિરાજેલા હતા અને તેમનામાં મુખ્યતઃ સુલ્તાનના દૂધભાઈ અલફખાન, બયાનાના કાજી તથા સુલ્તાનની બેગમ મલીકુજ્જહાનના કાકા રુકનુદ્દીનખાન આદિનો સમાવેશ થતો હતો. બયાનાનો કાજી તે સમયમાં ઇસ્લામ મજહબના કુરાન શરીફ તથા હદીસ આદિ ધર્મગ્રંથોનો સંપૂર્ણ જ્ઞાતા તથા પ્રમાણસ્વરૂપ મનાતો હોવાથી અને દિલ્લીમાં તે કોઈ એક અગત્યના કાર્ય માટે આવી લાગેલો હોવાથી અલાઉદ્દીને તેના મુખથી પોતાની કેટલીક શંકાઓનું નિરાકરણ કરી લેવા માટે આ ખાનગી મેહફિલમાં તેને બોલાવીને પોતાની મુલાકાતનું માન આપ્યું હતું. એ કાજી સાહબને ગાલીચા ઉપર એક ઉંચી ગાદી પથરાવી તેનાપર માનપૂર્વક બેસાડવાની સુલ્તાને પ્રથમથી જ વ્યવસ્થા કરાવી હતી. બીજા અમલદારો ગાલીચા ઉપર જ બેઠા હતા. સુલ્તાન અલાઉદ્દીન પ્રથમ પોતાના ગર્વને દર્શાવતો કહેવા લાગ્યો કેઃ—

"મારી બેનમૂન બખ્તાવરીથી હું હિન્દોસ્તાનનો સુલ્તાન તો થઇ ચૂકયો; પણ હવે મારા દિલમાં એવી તમન્ના થયાં કરે છે કે શાહ સિકંદર પ્રમાણે આ હિન્દોસ્તાનમાં સલ્તનતના બંદોબસ્ત માટે એક મોતબર અમલદારને મારા પ્રતિનિધિ તરીકે રાખીને લશ્કરને લઇ જૂદા જૂદા મુલ્કોપર ચઢાઇ કરવી અને આખી દુનિયાને જિતી લઇને વિશ્વવિજેતાના પદને મેળવી લેવું. મારા નામના નવા સિક્કાઓમાં તથા મારી મોહરમાં મારા નામ સાથે 'સિકંદર સાની' શબ્દો મેં એટલા માટે જ લખાવ્યા છે તેમ જ જુમ્માની નમાજ વેળાયે મારા નામના ખુતબામાં પણ મને 'સિકંદર સાની' તરીકે મારા હુકમથી એટલા માટે જ એળખાવવામાં આવે છે. આવી રીતે આખી દુનિયાને જિતી ખરેખરા 'શાહે આલમ' થઇને જ સંતોષ માની લેવાની મારી ઇચ્છા છે, એમ કોઇએ માની લેવાનું નથી; કારણ કે, સાથે સાથે મારા પોતાના એક નવીન મજહબને પયદા કરીને આ દુનિયામાં એક પયગંબર તરીકે મશહૂર થવાની અને

મારા મૃત્યુ પછી પણ મારા નામની પૂજાને પાછળ મૂકી જવાની ખાહિશ મારા દિલમાં ઉછાળા મારી રહી છે. મારી આ ખાહિશો વાજિબ છે કે કેમ એ બાબતમાં હું અત્યારે તમો આલિમ, આકિલ તથા તજરુબાકાર અમલદારોની જે રાય હોય તે જાણવા માગું છું."

અલાઉદ્દીનના છાંદિષ્ટ, નિર્દય તથા હઠાગ્રહી અને અત્યાચારી સ્વભાવને તેના સર્વ આશ્રિતો સારી રીતે જાણતા હોવાથી સુલ્તાનની આ અયોગ્ય તથા ધર્મવિરુદ્ધ ઇચ્છાઓને સ્પષ્ટ શબ્દોમાં અયોગ્ય તરીકે દર્શાવવાની હિંમત કોઇથી પણ ન કરી શકાય એ સ્વાભાવિક હતું, એટલે સર્વ અમલદારો કાંઈ પણ ન બોલતાં એક બીજાના મુખને જોવા લાગ્યા અને મૌનનું અવલંબન કરીને બેસી રહ્યા. પરંતુ તેની બેગમના કાકા રુકનુદ્દીનનો અલાઉદ્દીન ઉપર કાંઇક પ્રભાવ પડતો હોવાથી અને અલાઉદ્દીનના હિતમાં જ તેની ભત્રીજીનું તથા તેનું પોતાનું હિત સમાયલું હોવાથી તે અલાઉદ્દીનના કોપની આશંકાને હૃદયમાંથી કાઢી નાંખીને ગંભીરતા તથા વિનયપૂર્વક કહેવા લાગ્યો કે:—

"સુલ્તાન સલામત, અગર ગુલામની બેઅદબી થતી હોય તો મોઆફ ફર્માવશો; પણ હુજૂરેવાલાની આ ખાહિશો આ ગુલામને તો વાજિબ નથી જ દેખાતી. હજ઼રત મુહમ્મદ સાહબ આપણા છેલ્લા પયગંબર થઈ ગયા છે અને હવે પછી અન્ય કોઈ પણ પયગંબર થાય તેમ નથી. જો આપ નામદાર પયગંબરીનો દાવો કરશો, તો મુસલ્માનોની નજરમાં નીચા પડી જશો અને મુસલ્માનો કદાચિત્ મજ઼હબી જોશમાં આવીને આપ નામદારની જાનના દુશ્મન પણ થઇ જશે. આ કુફ્રને આટલેથીજ અટકાવી દ્યો અને એક સાચા દીનદાર મુસ્લિમ સુલ્તાન તરીકે જ કાયમ રહો; એમાં જ આપ નામદારની ઇજ્જત છે અને એમાં જ આપ નામદારનો મર્તબો છે. પછી તો જેવી હુજૂરેવાલાની મરજી."

સુલ્તાન નિરક્ષર તથા દુરાગ્રહી હોવા છતાં પોતાના લાભ તથા પોતાની હાનિને સમજી લેવાની તેનામાં સંપૂર્ણ બુદ્ધિ હોવાથી રુકનુદ્દીનના આ જવાબને સાંભળીને કોપ દર્શાવવાને બદલે વિચારમાં પડી ગયો અને થોડી વાર પછી રુકનુદ્દીનને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "તમારી આ સલાહ ઘણી જ સારી હોવાથી હું એક નવીન મજ઼હબને પયદા કરવાના અને પયગંબર થવાના મારા ખામ ખિયાલને મારા દિલમાંથી મૌકૂફ કરી દઉં છું અને આ સાચી સલાહ આપવા માટે તમારો એહસાન માનું છું."

"હવે રહી શાહ સિકંદર પ્રમાણે આખી દુનિયાને જિતી લઇને ખરેખરા 'શાહે આલમ' થવાની વાત." રુકનુદ્દીન, અલાઉદ્દીને તેની પ્રથમ સલાહને કોઇ પણ પ્રકારનો વિરોધ તથા કોપ દર્શાવ્યા વિના

તત્કાળ માની લીધેલી હોવાથી, હિંમતમાં આવી જઇને બીજી સલાહ આપતો કહેવા લાગ્યો: "આખી દુનિયાને જિતી લઇને ખરેખરા શાહે આલમ થવાની તમન્ના કાંઇ ખોટી નથી; પરંતુ જ્યાં સુધી હિન્દોસ્તાનમાં જ આપ નામદાર પોતાના અમલને કાયમ ન કરી શકયા હો ત્યાં સુધી આવી તમન્ના અથવા મહત્ત્વાકાંક્ષા રાખવી ફુઝૂલ છે. ચિત્તોડ, રણથંભોર, મારવાડ, ચંદેરી, માલવા, ધાર, ઉજ્જયિની તથા અણુહિલ્લપુર પાટણ અને આ તર્ફ સિંધુ દેશ તથા કચ્છ દેશ જેવાં રાજ્યો હજી હિન્દુ કાફિરોના અધિકારમાં છે; તે હિન્દુ કાફિર રાજાઓએ અદ્યાપિ આપ નામદારની આધીનતાનો સ્વીકાર નથી કર્યો અને અધૂરામાં પૂરું વાયવ્ય કોણમાંથી વારંવાર ફૂટી નીકળતા ગયરમુસ્લિમ મુગલોનો ત્રાસ પણ હજી જેવો ને તેવો જ ચાલૂ છે; તો આ ગુલામની સલાહ એ જ છે કે પ્રથમ એ હિન્દુ કાફિરોની તમામ સલ્તનતોને નાબૂદ કરીને અને મુગલોના ત્રાસને મટાડી દઇને હિન્દોસ્તાનના ખરેખરા સુલ્તાન થવાની કોશિશ કરો; ત્યાર પછી જો જિન્દગી યારી આપે અને ખુદાની મરજી જોવામાં આવે, તો આખી દુનિયાને જિતી લઇને ખરેખરા 'શાહે આલમ' થવાની કોશિશ ખુશીથી કરજો. અત્યારે તો નવા સિક્કા, શાહી મોહર તથા ખુતબામાં આપ નામદાર 'સિકંદર સાની'ના નામે ઓળખાઓ છો એટલું બસ છે."

"તમારી આ સલાહ પણ સવ્વાસોળ આના સાચી છે; એ હિન્દુ કાફિરોનાં સ્વાધીન રાજ્યો મારી આંખમાં પણ તણખલા પ્રમાણે ખટકી રહ્યાં છે અને હવે હું એક પછી એક એ હિન્દુ કાફિર રાજાઓને જેર કરવાના અને તેમનાં મગરૂર મસ્તકોને મારાં કદમોમાં નમાવવાના કામમાં જ લાગી જવાનો છું. ખરેખર આખી દુનિયાના મુજફ્ફર સુલ્તાન થવા કરતાં હિન્દોસ્તાનના ખરેખરા મુજફ્ફર સુલ્તાન થવાની પહેલી જુરૂરત છે." અલાઉદ્દીને પોતાના હઠવાદને ત્યજી દઇને રુકનુદ્દીનની બીજી સલાહને પણ સ્વીકારી લીધી.

"ખુદાના ફજલથી આપ નામદારના દિલમાં મારી સલાહો ઠસી ગઇ અને આ ગુલામપર આપ નામદારની ખફા નજર ન થઇ એ માટે હું ખુદાતાલાનો, મારી ખુશનસીબીનો અને આપ નામદારની દુરઅંદેશીનો તહે દિલથી એહસાન માનું છું." રુકનુદ્દીને અલાઉદ્દીનના કોપથી બચી જવા માટે આનંદ દર્શાવ્યો.

સુલ્તાન હવે બયાનાના કાજીને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "આકિલ તથા આમિલ કાજી સાહબ, મેં આપને અત્યારે આ ખાનગી મેહફિલમાં શા માટે બોલાવ્યા છે તે આપ જાણો છો ખરા કે? એ તો આપ સારી રીતે જાણો છો અને બધા લોકો જાણે છે કે

મેં મારી સલ્તનતમાં જે કાંઇ પણ નવા કાયદા કાનૂન ચાલૂ કર્યાં છે તે મારી પોતાની મરજી પ્રમાણે જ કર્યાં છે; એ કાયદા કાનૂનોને ચાલૂ કરવા માટે કોઇ પણ કાનૂનગો અથવા ધારાશાસ્ત્રીઓની બુદ્ધિની મદદ મેં નથી લીધી; કારણ કે, સલ્તનતના કામમાં હું જે કાંઇ કરૂં છું તે યોગ્ય છે કે અયોગ્ય છે, અથવા કાયદાસર છે કે કાયદાથી ખિલાફ છે એનો વિચાર હું કદાપિ કરતો જ નથી. છતાં આજે આપને કેટલાક સવાલો પૂછવાની મારી ઇચ્છા થયેલી હોવાથી આપ મારા સવાલોના ખરેખરા જવાબ આપશો કે કેમ? જો ખરેખરા જવાબ આપવાની આપ હા પાડતા હો; તો હું મારા સવાલોને એક પછી એક રજૂ કરતો જાઉં."

કાજી બહુ મોટો વિદ્વાન્ પુરુષ હોવા છતાં સુલ્તાનના વિલક્ષણ સ્વભાવને જાણતો હોવાથી સુલ્તાનના આ વિલક્ષણ પ્રશ્નને સાંભળીને ગભરાઇ ગયો અને તેના મુખમાંથી ગભરાટમાં ને ગભરાટમાં એ ઉદ્દગાર નીકળી ગયો કે: "આજે ચોખ્ખું જણાય છે કે મારી બદનસીબીની સીમા જ થઇ ગઇ છે; કારણ કે, જો એમ ન હોય, તો મને અત્યારે આ ખાનગી મેહફિલમાં બોલાવીને આવા સવાલો પૂછવાની અને તે સવાલોના ખરેખરા, બિલ્કુલ સાચા, જવાબો મેળવવાની ઇચ્છા આપ નામદારના મનમાં ઉદ્દભવે જ નહિ."

"કાજી સાહબ, આપ જરા પણ ન ગભરાશો; બિલ્કુલ સાચા જવાબો આપવા માટે હું આપના પર જરાય ગુસ્સે નથી થવાનો અને આપને મારા હાથે કશી પણ ઇજા નહિ જ થાય. જો દિલમાં મારો ખૌફ હોય તો તે ખૌફને કાઢી નાંખો અને મારા સવાલોના જવાબ આપવાને તૈયાર થાઓ." અલાઉદ્દીને કાજી સાહબને આશ્વાસન આપીને જવાબ આપવાનો આગ્રહ કર્યો.

"ભલે ત્યારે જે સવાલો પૂછવાના હો તે પૂછો." કાજી સાહબે શંકિત હૃદયથી નિરુપાય થઇને સુલ્તાનના સવાલોના જવાબ આપવાની સંમતિ દર્શાવી.

"તો મારો પહેલો સવાલ એ છે કે આપણા કુરાન શરીફના ફર્માન મુજબ દીનદાર સુલ્તાન તથા સુલ્તાનના દીનદાર અમલદારો સાથે બુતપરસ્ત હિન્દુઓનું વર્તન કેવા પ્રકારનું હોવું જોઇએ?" સુલ્તાને પોતાનો પહેલો સવાલ રજૂ કર્યો.

"દીનદાર સુલ્તાનને કાંઇ પણ કાં કૂં કર્યા વિના કર ભરી આપવો એ હિન્દુ કાફિરોનું સર્વથી પ્રથમ કર્તવ્ય છે. દીનદાર સુલ્તાનના દીનદાર અમલદારો જો ચાંદીની માગણી કરે, તો હિન્દુઓએ અદબ આદાબથી અને કાંઇ પણ તકરાર કર્યા વગર સોનું લાવીને હાજર કરી દેવું જોઇએ; જો મુસ્લિમ, અહલે ઇસ્લામ અમલદાર એક હિન્દુને એમ

કહે કે: 'તારા મોઢામાં થૂકવાની મારી ઇચ્છા છે, તો કાફિર હિન્દુએ જરાય અનિચ્છા ન દર્શાવતાં અને મોઢાને ન વંકાડતાં તે પાક મુસ્લિમ અમલદારની થૂકને ઝીલવા માટે મોઢાને ઊઘાડીને બેસવું જોઇએ. જ્યારે હિન્દુ કાફિરો આટલી સીમા પર્યન્ત તાબેદારી દેખાડતા થઇ જાય ત્યારે જ તેમને તાબામાં આવી ગયેલા સમજવા. આવી રીતે આપણા અન્ય સર્વ ધર્મોથી શ્રેષ્ઠ તથા પાક ઇસ્લામ ધર્મના મર્તબાને વધારવો એ એક અહલે ઇસ્લામ સુલ્તાન તરીકે આપ નામદારનું આદ્ય કર્તવ્ય છે; કારણ કે, 'જેઓ ઇસ્લામને ન માનતા હોય તેવા ગયરમુસ્લિમ અથવા ગયરમજહબીઓને, હે મુસ્લિમ, તું સદા નીચ તથા નિંદ્ય જ માનતો રહે', એ જ કુરાન શરીફનું મુસ્લિમોને સર્વથી પ્રથમ મળનારૂં શિક્ષણ છે અને એ શિક્ષણના યોગે જ ઇસ્લામની આટલા થોડા વખતમાં દુનિયામાં આટલી તરક્કી અથવા ઉન્નતિ થયેલી આપણા જોવામાં આવી શકે છે." કાજી સાહબે કુરાન શરીફનો હવાલો આપીને મુસ્લિમ સુલ્તાન તથા તેના મુસ્લિમ અમલદારો સાથેના હિન્દુ કાફિરોના વર્તનનો નિર્ણય કરી બતાવ્યો અને સુલ્તાનને તેના એક મુસ્લિમ તરીકેના હિંદુઓને ચગદી નાંખવાના કર્તવ્યનું પણ દર્શન કરાવી દીધું.

કાજી સાહબના આ નિર્ણયને સાંભળી લઇને સુલ્તાન અલાઉદ્દીન ગિલમાનના કોમળ હાથમાંથી લીધેલા મદિરાપાત્રમાંની મદિરાને મુખમાં પધરાવી હુક્કાના બેચાર દમ ખેંચ્યા પછી ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "કાજી સાહબ, દીનદાર સુલ્તાન તરીકે મારૂં કર્તવ્ય શું છે અને અકર્તવ્ય શું છે એ હું કાંઇ પણ નથી જાણતો; છતાં અત્યારે જ્યાં જ્યાં મારો અમલ ચાલી રહ્યો છે ત્યાં ત્યાં હિન્દુ કાફિરોને બરાબર જોર કરીને એવા તો દાબી દેવામાં આવ્યા છે કે તેઓ 'ત્રાહિ, ત્રાહિ' પોકારી રહ્યા છે અને મારૂં નામ સાંભળતાં ઉંદરો જેવી રીતે પોતાના દરમાં પેસી જાય છે તેવી રીતે એ હિન્દુ કાફિરો પોતાના ઘરમાં પેસી જાય છે. કાજી સાહબ, આપ આલિમો ફાજિલ છો ખરા, પણ આ દુનિયાના સારા તજરુબાકાર–અનુભવી–તો નથી; અને મારામાં ઇલ્મના નામનું મોટું મીંડું હોવા છતાં સંસારના અનુભવનો તો મોટો ભંડાર જ ભરેલો છે. અર્થાત્ મારા અનુભવથી મારો એવો દૃઢ નિશ્ચય થઇ ગયો છે કે જ્યાં સુધી હિન્દુઓની ગાંઠમાં પૈસા હશે, ત્યાં સુધી તેમના ગમે તેટલા તથા ગમે તેવા બુરા હાલ કરવા છતાં પણ, તેઓ આપણને દાદ નથી આપવાના તે નથી જ આપવાના એટલા માટે મેં એવા આશયનું એક શાહી ફર્માન બહાર પડાવી દીધું છે કે: હિન્દુ કાફિરોનાં ઘરોમાં દહિંદૂધનાં વધારે સાધનો ન રહેવા દેવાં અને ધાન્ય પણ એટલા પરિમાણમાં જ રહેવા દેવું કે જે એક વર્ષમાં જ ખવાઇ

જાય; એથી અધિક ધાન્ય તથા ધનનો હિન્દુઓનાં ઘરોમાં લેશ માત્ર પણ સંચય થવા ન દેવો:' કારણ કે, હિન્દુ કાફિરો જ્યારે ભૂખે મરતા થઈ જશે ત્યારે જ તેમનામાં ઇસ્લામને સ્વીકારવાની અને દીનદાર સુલ્તાનના જાહોજલાલને ઓળખવાની બુદ્ધિ આવશે."

"આલમપનાહના આ ફર્માનના સંબંધમાં કુરાનશરીફ તથા હદીસનો કાંઇ પણ વાંધો હોય એવી મારી પોતાની માન્યતા નથી જ." કાજીએ અલાઉદ્દીનના આ ફર્માનના સંબંધમાં પોતાની અનુમતિ દર્શાવી દીધી.

અત્યાર સુધીના વાદવિવાદમાં સુલ્તાન તથા કાજીનો કાંઇ પણ મતભેદ ન થયો, પરંતુ એ પછીના સુલ્તાનના પ્રશ્નથી મતભેદનો પ્રસંગ આવીને ઊભો રહ્યો. સુલ્તાન અલાઉદ્દીને પૂછ્યું કે: "લડાઇમાં મેળવેલા લૂંટના માલ તથા શાહી ખજાનાનો કુરાન શરીફના ફર્માન મુજબ સુલ્તાને વક્ત એકલો જ માલિક કહી શકાય ખરો કે નહિ? ગરજ કે આ બન્ને ચીજો મારી જ માલિકીની છે કે કોઈ બીજાની માલિકીની છે એનો ખુલાસો મારે તમારી પાસેથી મેળવવાનો છે."

સુલ્તાનના આ પ્રશ્નને સાંભળતાંની સાથે જ કાજી સાહબના મુખમંડળમાં કાલિમા વ્યાપી ગઈ અને તેના મુખમાંથી અચિંત્ય એ શબ્દો બહાર નીકળી ગયા કે: "હવે મારા મૃત્યુનો સમય બરાબર આવી લાગ્યો; કારણ કે, જો હું આપ નામદારના આ સવાલનો ખરેખરો જવાબ આપીશ, તો આપ નામદાર મને ફાંસીને લાકડે લટકાવી દેશો અને જો જિન્દગીને બચાવવામાટે ખોટો જવાબ આપીશ, તો કયામતને દિવસે પરવરદિગાર મારી માટી પલીદ કરી નાખશે; તો હવે આ સવાલનો મારે ખરો જવાબ આપવો કે ખોટો જવાબ આપવો?" કાજી થોડી વાર ચુપ રહ્યો અને કાંઇક વિચાર કર્યા પછી હિંમતથી કહેવા લાગ્યો કે: "ભલે મારી જે હાલત થવાની હોય તે થાય, પણ આકબતને તો હું નથી જ બગાડવાનો. મારો જવાબ એ જ છે કે ઇસ્લામની ફોજના હાથે થયેલી લૂંટનો માલ સરકારી હોવાથી કોઇ પણ સુલ્તાનનો તે લૂટના માલને પોતાની ખાનગી તથા ખાસગી મિલ્કત કરી લેવાનો જરાય હક્ક નથી. અર્થાત્ લૂટના માલનો જેટલો હિસ્સો ફોજના સિપાહીઓને મળતો હોય તેટલો જ હિસ્સો આપ નામદારે પણ ઇસ્લામની ફોજના એક અફસર તરીકે લેવાનો છે; એથી વધારે હિસ્સો લેવાના આપ નામદાર સુલ્તાન હોવા છતાં પણ હક્કદાર નથી, એ આપ નામદારે બરાબર યાદ રાખી લેવાનું છે. આપણા મોટા મોટા ખલીફાઓએ લૂંટના માલની આવી જ રીતે વ્હેંચણી કરેલી છે અને તારીખમાં તેના જોઇએ તેટલા દાખલા મૌજૂદ છે."

કાજીના આ જવાબથી ક્રોપાયમાન થઇને સુલ્તાન અલાઉદ્દીન ગર્જના કરતો કહેવા લાગ્યો કે: "કાજી સાહબ, તમારા દિલમાં મારી ખૂની તલ્વારનો પણ ખૌફ નથી કે શું? તમો આ જવાબથી એમ કહેવા માગો છો કે મેં મારા જનાનખાનાનો જે આટલો મોટો ખર્ચ રાખ્યો છે તે બિલ્કુલ બેકાયદા અને કુરાન શરીફના ફર્માનથી ખિલાફ છે? અને સરકારી મિલ્કતને મારી ખાસગી અથવા ખાનગી મિલ્કત તરીકે વાપરીને હું અમાનતમાં ખયાનત કરી રહ્યો છું?"

"મારા દિલમાં આપ નામદારની ખૂની તલ્વારનો ખૌફ હોવો જોઇએ તેના કરતાં ઘણો જ વધારે હોવા છતાં હું આ જવાબ આપીને એટલામાટે જ મારા મૃત્યુને બોલાવી રહ્યો છું કે આપ નામદારની તલ્વારના ખૌફ કરતાં પરવરદિગારના ઇન્સાફની તલ્વારનો મારા દિલમાં વધારે ખૌફ થયાં કરે છે. જો આપ નામદારે કુરાન શરીફના ફર્માન મુજબ આ સવાલનો જવાબ ન માગ્યો હોત, તો હું આ જવાબ ન આપત. જો કુરાન શરીફને એક બાજૂ રહેવા દઇને કેવળ વ્યવહારની દૃષ્ટિથી જ આ સવાલ પૂછાય, તો મારે એ જ જવાબ આપવો જોઇએ કે દુનિયાના લોકોને દાબમાં રાખવામાટે સુલ્તાનો તથા બાદશાહોએ જુરૂર પોતાનો જાહોજલાલ બતાવવો જ જોઇએ અને જનાનખાનાને વધારવાથી રૈયતને એ જાહોજલાલ બતાવી શકાય છે એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ. અર્થાત્ કુરાન શરીફના ફર્માન મુજબ આપ નામદારનું આ કાર્ય ગયરવાજિબ હોવા છતાં દુનિયાદારીના કાનુનથી બિલ્કુલ વાજિબ, રાસ્ત, બજા તથા દુરુસ્ત છે એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી." કાજી સાહબે સમયસૂચકતાનો ઉપયોગ કરીને કાળના પંજામાંથી છૂટી જવાનો યથાસાધ્ય પ્રયત્ન કરતાં આ વાક્યો ગંભીરતાથી ઉચ્ચાર્યાં.

"હવે એક બીજો સવાલ એ પૂછવાનો છે કે મેં આ સુલ્તાનીને મેળવવામાટે ચચાને કત્લ કરાવ્યા, તેમના તર્ફદાર સર્દારોને તથા તેમની ઔરતો તેમજ ઓલાદને રેંસાવી નાંખ્યાં અને હજી પણ મારી સુલ્તાની-ના રસ્તામાં જે કોઇ પણ આડો આવે તેની હું એ જ હાલત કરાતો રહ્યો છું એ મારાં કામો ગુનાહ તરીકે તો નથી ગણાવાનાં ને? મારી તો એવી જ માન્યતા છે કે દુશ્મનોને મારી નાંખ્યા વિના બાદશાહી નથી કરી શકાતી અને તેટલામાટે આવી રીતે મુખાલિફો તથા દુશ્મનોને મારી નાંખવા અને તેમનાં બીબી બચ્ચાંને પણ રેંસાવી નાંખવાં એમાં ગુનાહ જેવું કાંઇ છે જ નહિ." અલ્લાઉદ્દીને પોતાનાં ઘોર પાપો તથા અપરાધોને સામાન્ય તથા આવશ્યક કાર્યો તરીકે મનાવવાનો પ્રયત્ન કર્યો.

કાઝી હવે પોતાના જીવનની આશાને સર્વથા ત્યજી દઇને ગંભીરતાથી ઉત્તર આપતો બોલવા લાગ્યો કે; "ગેતીપનાહ, જો આપની મરજી હોય તો આ ફિદવીને અત્યારે જ જિન્દાનમાં મોકલી આપો અથવા તો જલ્લાદની તલ્વારથી આ ગુલામની ગર્દન કપાવી નાંખો; પરંતુ આવા સવાલનો ખોટો જવાબ તો મારાથી નહિ જ આપી શકાય. અત્યાર સુધીના સુલ્તાનો પોતાના મુખાલિફ મર્દોને બેશક મારી નાંખતા અથવા મારી નંખાવતા હતા; પરંતુ તેમનાં બેગુનાહ બીબીતથા બચ્ચાંની ગર્દનપર તલ્વાર ન હોતા ચલાવતા; આ ગુનાહે અજીમ ફક્ત આપ નામદારના હાથે જ થવા પામ્યો છે અને એ ગુનાહનો જવાબ પરવરદિગારના દર્બારમાં જુરૂર આપવો જ પડશે. આવી જાતના જુલ્મ, સિતમ તથા ખૂન કરવામાટે કુરાન શરીફના ફર્માનનો આધાર મળી શકે તેમ નથી; કાફિરોનાં ખૂન કર્યાં હોય તો તે જૂદી વાત છે; પણ આ તો આપ નામદાર દીનદાર મુસ્લિમોનાં ખૂનની નદીઓ વહેવડાવી રહ્યા છો એટલે અલ્લાહના દર્બારમાં એ ગુનાહની મોઆફી મળવી મુશ્કિલ છે."

સુલ્તાન હવે વધારે કાંઇ પણ સવાલ ન પૂછતાં ત્યાંથી ઊઠીને જનાનખાનામાં ચાલ્યો ગયો અને આવી રીતે સુલ્તાન ઊઠી જાય તોય જ્યાં સુધી સુલ્તાનની મેહફિલને બર્ખાસ્ત કરવાની આજ્ઞા સાંભળવામાં ન આવી હોય ત્યાં સુધી અન્ય અમલદારોથી મેહફિલમાંથી ખસી ન શકાય એવો નિયમ હોવા છતાં કાઝીને શાહી મહલની પાસેના મકાનમાં જ ઊતારો અપાયલો હોવાથી અને તેના મનમાં 'આજ અવશ્ય આ બેહરમ તથા સિતમગર સુલ્તાન મારો ઘાત કરાવી નાંખશે.' એવો ભય દૃઢ થઇ ગયેલો હોવાથી કાઝી પણ સુલ્તાનની મેહફિલના નિયમનો ભંગ કરીને પોતાના ઊતારામાં ચાલ્યો ગયો અને પોતાની બીબી તથા પોતાનાં બચ્ચાંને છેલ્લી સલામ કરીને થોડી વારમાં જ પાછો આવી લાગ્યો. અલાઉદ્દીન તેના આવ્યા પછી જનાનખાનામાંથી પાછો આવ્યો અને કાઝીના કત્લનો હુકમ ફર્માવવાને બદલે કાઝીનાં બાલબચ્ચાંના જોરાવર નસીબથી તેણે પોતાના એક ગિલમાનને કહ્યું કે:—

"ગિલમાને જન્નત, જા અને આ આલિમ કાઝી સાહબને બખ્શીશ આપવામાટે એક હજાર ટાંકની કોથળી ગુલામ અથવા ખાજાસરાના માથાપર રાખીને ઉપડાવી લાવ." ગિલમાનના જવા પછી તે કાઝી સાહબને સંબોધીને શાંત તથા ગંભીર ભાવથી કહેવા લાગ્યો કે: "કાઝી સાહબ, હું સાધારણ લખી વાંચી પણ નથી જાણતો; તો પછી કુરાન શરીફનો અભ્યાસ તો મેં ક્યાંથી જ કર્યો હોય? છતાં પણ હું એક કટ્ટો મુસલમાન છું એ કોઇએ કદાપિ ભૂલી જવાનું નથી. બગાવત—બળવા અથવા રાજદ્રોહ—ની આગને બુઝાવવામાટે મારે ઘણીક વાર

જુલ્મ તથા સિતમના વર્ષાદ વર્ષાવવા પડે છે અને વર્ષાવવા પડશે; પણ એ બધા જુલ્મ તથા સિતમ મારી મુસલ્માની રિયાસતના ભલામાટે જ કરવામાં આવે છે; કાંઇ મારા એકલાના અથવા મારા શાહી કબીલાના ભલામાટે જ કરવામાં નથી આવતા. લોકો જ્યારે સરકારી હુકમની પોતાની રાજીખુશીથી તામીલ નથી કરતા ત્યારે તેમનાપર જબર્દસ્તી કરીને પણ તેમના હાથે શાહી હુકમની તામીલ કરાવવી પડે છે. મને જેમાં રૈયતની ભલાઇ દેખાય છે તે ફર્માન હું કોઇ પણ જાતનો વધારે વિચાર કર્યા વિના કાઢતો રહું છું અને મારા એ ફર્માનમાટે કુરાન શરીફ તેમ જ હદીસમાં કાંઇ પણ આધાર છે કે નથી એની દરકાર હું રાખતો જ નથી. મારી મરજી એ જ મારો મજહબ છે અને એ મજહબની પાબંદીથી જ હું આજે હિન્દોસ્તાનનો સુલ્તાન થઇ શક્યો છું."

કાજી સાહબ મોતના મોંઢામાંથી ઊગરી જતાં પોતાના અલ્લાહના હજાર હજાર એહસાન માનતા અને 'જાન બચી લાખોં પાય'નો પોતાના મનમાં જાપ જપતા એક હજાર ટાંકની કોથળી લઇને સુલ્તાનને દુવા આપી મેહફિલમાંથી સુલ્તાનની ઇજાજત લઇ રવાના થઇ ગયા. ત્યાર પછી કેવળ અલફખાનને જ બેસવાનું કહીને સુલ્તાને બીજા બધા અમલદારોને રુખ્સદ આપી દીધી અને જ્યારે તેઓ સુલ્તાનની કદમબોસી કરીને ચાલતા થઇ ગયા એટલે સુલ્તાન અલાઉદ્દીન અલફખાનને સંબોધીને પૂછવા લાગ્યો કેઃ—

"બિરાદરે મન્, આપણા જાસૂસો એવી ખબર લાવ્યા છે કે મધ્ય-તુર્કસ્તાનનો બાદશાહ અને ચંગેજખાનનો વંશજ અમીર દાઊદ પોતાના એક લાખ જંગી સિપાહીઓની ફૌજને લઇને પંજાબપર ચઢી આવવાની તૈયારીઓ કરી રહ્યો છે, તો એ ખબર સાચી છે કે ખોટી? જો એ ખબર સાચી હોય, તો એ સરજોર મુગલોને જેર કરવાની અને પૂરેપૂરી શિકસ્ત આપવાની આપણે અત્યારથી જ તૈયારીઓ કરી રાખવી જોઇએ કે જેથી અયન મૌકાપર આપણાથી એ તૈયારીઓનો બરાબર ઉપયોગ કરી શકાય અને પાછળથી પશ્ચાત્તાપ ન કરવો પડે."

"અમીર દાઊદ પંજાબપર ચઢી આવવાનો છે એ ખબર મને પણ મળી ચૂકી છે અને સિંધના યુવરાજને મદદ આપવાની વાત નક્કી થઇ જાય, તો પંજાબના બચાવ તથા સિંધને સર કરી લેવાનાં કાર્યો સાથે સાથે જ કરી લેવાય. હજી આપ આલા હજરતે સિંધના યુવરાજને મુલાકાતનો લાભ આપવાની ઉદારતા નથી દર્શાવી અને મને પણ આપના વિચારો નથી દર્શાવ્યા, તો મારી હવે એ જ પ્રાર્થના છે કે આ બાબતનો હવે છેલ્લો ફયસલો જલ્દ કરી નાંખવામાં આવે તો

વધારે સારૂં." અલફ્ખાને 'એક પંથ ને દો કાજ'ની સલાહ આપતાં આ શબ્દો ઉચ્ચાર્યાં.

અલાઉદ્દીન સિંધુ દેશના યુવરાજ ચનેસરના આગમનની વાર્તાને ભૂલી જ ગયો હતો એમ તો ન હોતું, છતાં તેને મદદ આપવાના કાર્યને તે એટલામાટે લંબાવી રહ્યો હતો કેઃ "સિંધના યુવરાજને મદદ આપવાથી મને શો લાભ થવાનો સંભવ છે?" એ પ્રશ્નનું તેને પોતાને પોતાના આત્મા પાસેથી અદ્યાપિ સંતોષજનક ઉત્તર મળી શકયું ન હોતું. પરંતુ હવે એ કાર્યને લંબાવવામાં સાર ન હોવાથી સુલ્તાન અલાઉદ્દીન અલફ્ખાનની આ સલાહને સાંભળી લઇને કહેવા લાગ્યો કેઃ—

"સર્દાર અલફ્ખાન, હું તમારા મતલબને બરાબર સમજી ગયો છું. આવતી કાલે મધ્યાહ્ન પછી જ્યારે આપણો તે મેહમાન આરામ કરીને પાછો જાગે ત્યારે તેને મારી પાસે માનપૂર્વક લઈ આવજો, એટલે તેની સાથે મુલાકાત કરીને તેની સાથે મારે જે કાંઈ પણ વાતચીત કરવાની છે તે કરી લીધા પછી તેને મદદ આપવી કે ન આપવી એ વિષેનો મારો નિશ્ચય હું આપને જણાવી દઇશ અને એક જ કાંકરે બે પક્ષીઓને મારવાની જે કાંઇ પણ વ્યવસ્થા કરવાની હશે તે આપણે કરી લઇશું."

"ત્યારે હવે ખાદિમને જવાની રજા છે? કારણ કે, રાત વધારે વીતી છે અને આપ નામદારના ભોજનનો સમય થવા આવ્યો છે." અલફ્ખાને વિવેકપૂર્વક ત્યાંથી જવાની ઇચ્છા દર્શાવી.

"ભલે, ખુશીથી સિધાવો." આ વાકયના ઉચ્ચારથી અલફ્ખાનને જવાની રજા આપીને અલાઉદ્દીન પણ પોતાના આસનપરથી ઊઠયો અને પોતાના બન્ને ગિલમાનોના સ્કંધભાગપર પોતાના બન્ને હસ્તોને સ્થાપીને જાણે તેમના આધારથી જ ચાલતો હોયની! તેવી રીતે ચાલતો જનાનખાનામાં જવાને રવાના થયો.

અલફ્ખાને પોતાના એક નફરને મોકલીને શાહી મેહમાંસરામાં યુવરાજ ચનેસરને એવો સંદેશ કહાવી દીધો કેઃ "આવતી કાલે દિવસના તૃતીય પ્રહરની સમાપ્તિની વેળાયે આપણે સુલ્તાન સલામતની સલામે જવાનું છે; તો તે વેળાયે તૈયાર રહેશો. હું પોતે આપને લઇ જવા માટે શાહીમેહમાંસરામાં આવીશ." જ્યારે ચનેસરને આ સંદેશ મળ્યો ત્યારે મહામાયા તથા હંસી પણ તેની પાસે હાજર હતી.



## પ્રકરણ ૧૦ મું
## વિષસુધાસંમેલન

"સૈંધવ યુવરાજ, આજે લગભગ એક માસ પછી પણ આપને સુલતાન સલામતે યાદ કર્યા અને પોતાની મુલાકાતે બોલાવ્યા એ આપનું મોટું સદ્ભાગ્ય જ કહી શકાય; નહિ તો કેટલીક વાર આપ જેવા સુલતાનના દર્શનના અભિલાષીઓને છ છ માસ પર્યન્ત તપશ્ચર્યા કરવા છતાં સુલતાનના દર્શનનો લાભ નથી મળી શકતો. કદાચિત્ આપ સિંધુ દેશના ભાવી ભૂપાલ હોવાથી પણ આપના પ્રતિ આ ખાસ ઉદારતા દર્શાવવામાં આવી હોય."

ચનેસરને દિલ્લીમાં આવ્યાને લગભગ એક માસ જેટલો સમય થઈ ગયેલો હોવાથી અને એટલા સમયના સતત સહવાસના યોગે પવિત્રચરિત્રા મહામાયા તથા હંસીનો તેની સાથે સહોદર સમાન સંબંધ થઇ ગયેલો હોવાથી અલફખાનનો સેવક ચનેસરને પોતાના માલિકનો પયગામ સંભળાવીને ત્યાંથી રવાના થઈ ગયો એટલે હંસીએ ચનેસરને સંબોધીને ઉપર લખ્યા પ્રમાણેના ઉદ્ગારો એક પ્રકારના અર્થસૂચક દૃષ્ટિપાત સહિત કાઢ્યા.

તે વેળાયે ત્યાં અન્ય કોઇ વ્યક્તિ ન હોવાથી મહામાયા ગંભીર મુખમુદ્રા તથા ગંભીર ભાવથી ચનેસરને સંબોધીને કહેવા લાગી કેઃ -'વિધર્મી સમ્રાટ્ની આ દુર્ભાગિની રાજધાનીમાં જે દિવસે આપનો પ્રથમ પ્રવેશ થયો હતો તે દિવસે આપની આ સેવિકાએ આપને જે ઉપદેશ આપ્યો હતો તે આપના સ્મરણમાં હોવો જ જોઇએ. એક માસ જેટલો દીર્ઘ સમય વિચારમાટે મળવા છતાં આપ એ હિન્દુ ધર્મ તથા હિન્દુ જાતિના પરમશત્રુ સુલતાનની સહાયતા ન લેવાના અને ગૃહકલહ નામક અગ્નિમાં પોતાની જન્મભૂમિ, પોતાના હિન્દુ ધર્મ તથા પોતાની હિન્દુ જાતિના કલ્યાણની આહુતિ ન આપવાના નિશ્ચયપર નથી આવ્યા એ જોઇને અમારા મનમાં ભીષણ ખેદયુક્ત આશ્ચર્ય થાય છે અને અમોને હિન્દુ જાતિનું ભવિષ્ય ભયંકર દેખાય છે."

"ભગિની મહામાયા, મેં મારો સમસ્ત વૃત્તાંત તમો ઉભય ભગિનીઓને કહી સંભળાવ્યો છે, એટલે તેની અત્યારે પુનરાવૃત્તિ કરવાની આવશ્યકતા નથી." ચનેસર પોતાના મનોભાવને વ્યક્ત કરતો ગંભીરતાથી કહેવા લાગ્યોઃ "એવી એક પણ નિશા આ સમસ્ત એક માસમાં નથી વીતી કે જે નિશાનો વિશેષ સમય મેં આ વિષયના વિચાર તથા ચિંતનમાં ન વીતાવ્યો હોય અને એક પ્રહરથી વિશેષ નિદ્રા અને તે પણ ભગ્ન નિદ્રાનો મારાથી ઉપભોગ લઇ શકાયો હોય. મારો આત્મા અવશ્ય

મને એમ કહ્યાં કરે છે કે 'અલાઉદ્દીનની સહાયતાથી સિંધુદેશના સિંહાસનને મેળવવાના પ્રયત્નનું બહુધા ભયંકર પરિણામ ન આવે, એનો અવશ્ય તારે વિચાર કરવાનો છે;' પરંતુ રાજ્યાભિષેકના દિવસે ભરી સભામાં થયેલા મારા અપમાન અને માગં માતુશ્રી તથા મારી પત્નીએ કરેલા મારા માનભંગનું મને સ્મરણ થઈ આવે છેઃ ત્યારે મારા સારાસારવિષયક વિવેકનો સર્વથા લોપ થઈ જાય છે, મારી પ્રતિજ્ઞાની પૂર્તિનો નિશ્ચય દૃઢ થાય છે અને જો મારી પ્રતિજ્ઞા પૂર્ણ ન થાય તો મને મારા આ ભારરૂપ જીવન કરતાં મારું અકાળ મૃત્યુ જ અધિક કલ્યાણકારક દેખાય છે. હું સુલ્તાન અલાઉદ્દીનને આવતી કાલે અવશ્ય મળીશ, છતાં એટલું હું તમોને વચન આપું છું કે જો તેની મને મદદ આપવાની શર્તો મારી જન્મભૂમિ, હિંદુ ધર્મ તથા હિંદુ જાતિમાટે વિઘાતક થઈ પડનારી જણાશે, તો હું તેની મદદ લેવાનું માંડી વાળીશ અને તે સાથે રાજ્યને મેળવવાની આકાંક્ષાને પણ તિલાંજલિ સમર્પીને મારા નિરાશામય જીવનને અજ્ઞાતવાસમાં જ વીતાડી દઈશ. તમારા ઉપદેશને નિરંતર લક્ષમાં રાખીને જ હું મારા આ કાર્યની સિદ્ધિના માર્ગમાં અગ્રેસર થઈશ એ તમારે નિઃસંશય માની લેવું."

"બહેન, હવે આ રાજવીને અધિક ઉપદેશ આપવાની કશી પણ આવશ્યકતા નથી; કારણ કે, જે શુભ કિંવા અશુભ ભાવિ ઘટવાનું હોય છે તે ઘટ્યાં જ કરે છે એટલે જો સિંધુ દેશના દુર્ભાગ્યનો અદ્યાપિ અંત નહિ જ નિર્માયલો હોય, તો આપણા અથવા અન્ય કોઈ પણ હિતૈષી મનુષ્યના સદુપદેશનું આ રાજવીના હૃદયમાં લેશ માત્ર પણ ઇષ્ટ પરિણામ નથી જ થવાનું. આપણા પતિઓ પોતાની પત્નીઓને મુસલ્માન અમલદારોનાં ઘરોમાં દાસીઓ તરીકે મોકલવા જેટલી સીમાપર્યન્તની માનહાનિને સહન કરવા છતાં સાધારણ અમલદારીના મોહને પણ નથી ત્યજી શકતા, તો આ રાજવી સિંધુ દેશ જેવા એક સમૃદ્ધ તથા વિશાળ દેશના રાજ્યાધિકારના લોભને કેવી રીતે ત્યજી શકે વારુ ? સત્ય ઉપદેશ આપવાના આપણા કર્તવ્યને આપણે પૂર્ણ કરી બતાવ્યું છે; હવે આપણા ઉપદેશ અનુસાર વર્તવું કે ન વર્તવું એનો એમની પોતાની ઇચ્છાપર જ આધાર રહેલો છે." હંસીએ મહામાયાને ઉદ્દેશીને આ વાક્યો નિરાશાદર્શક ભાવથી ઉચ્ચાર્યાં.

"બહેન. તારું કથન અક્ષરશઃ સત્ય છે; જો આપણા આ ઉપદેશનું આ યુવરાજના હૃદયમાં કાંઇ પણ ઇષ્ટ પરિણામ ન થાય, તો પછી સિંધુદેશવાસિની હિંદુ જાતિનો વિનાશકાળ આવેલો હોવાથી તે વિનાશકાળ જ આ રાજકુમારની બુદ્ધિને વિપરીત દિશામાં વાળી રહ્યો છે એમ જ આપણે માનવું જોઇએ." મહામાયાએ પણ આવા નિરાશા-

દર્શક ઉદ્ગારો કાઢયા અને ત્યાર પછી તે ઉભય ભગિનીઓ પોત-પોતાના કાર્યમાં લાગી ગઈ.

* * * *

દ્વિતીય દિવસના નિયત સમયે અલફખાન શાહી મેહમાંસરામાં જઈ યુવરાજ ચનેસરને પોતાની સાથે લઈને સુલ્તાન અલાઉદ્દીનના રાજમહાલયમાંના ઐકાંતિક મંત્રણાગૃહમાં હાજર થઈ ગયો હતો. ખાજાસરાએ જનાનખાનામાં બેઠેલા સુલ્તાનને તેમના આગમનના સમાચાર આપતાં થોડી વારમાં જ સુલ્તાન અલાઉદ્દીન પોતાના બે કૃપાપાત્ર ગિલમાનો સાથે મંત્રણાગૃહમાં આવી લાગ્યો. અલફખાનના પઢાવેલા પાઠ અનુસાર ચનેસરે સુલ્તાનનાં ચરણોને હસ્તસ્પર્શ કરીને મુસ્લિમ સુલ્તાનના વર્ચસ્વના સ્વીકાર સાથે ક્ષત્રિયજાતિના એકમાત્ર ભૂષણ મનાતા આત્માભિમાન અથવા આત્મગૌરવને તિલાંજલિ સમર્પવાનું મંગલાચરણ કરી દીધું. પ્રપંચવિદ્યાવિશારદ અલાઉદ્દીને પોતાના આસનપર વિરાજ્યા પછી અલફખાન તથા ચનેસરને તેમનાં આસનોપર બેસી જવાનો સંકેત કરી દીધો અને તેઓ પોતપોતાના આસનપર બેસી ગયા એટલે પછી અલાઉદ્દીને અતિશય ગંભીરતાને ધારણ કરીને ચનેસરને સંબોધીને પૂછયું કેઃ—

"આપ સિંધુ દેશના જન્નતનશીન હાકિમ ભુંગર દેવ સૂમરાના યુવરાજ છો અને રાજ્યપ્રાપ્તિના વિષયમાં આપને અન્યાય મળેલો હોવાથી મારી મદદને મેળવવાની અને મારી મદદથી સિંધુ દેશની હુકૂમતને હાથ કરી લેવાની આશાથી દિલ્હીમાં આવ્યા છો એમ મને જે કહેવામાં આવ્યું છે તે બરાબર છે કે કેમ?"

"જી, બન્દાપરવર, આપ નામદારે સાંભળેલી આ હકીકત બરાબર છે." ચનેસરે સંક્ષિપ્ત ઉત્તર આપ્યું.

"આપ મારી પાસેથી શી મદદ મેળવવા માગો છો અને આપની ધારણા પ્રમાણે મારી મદદ આપને મળી જાય, તો તેનો કેવી રીતે ઉપયોગ કરવા ધારો છો?" અલાઉદ્દીને ભેદક દૃષ્ટિથી ચનેસરનું નિરીક્ષણ કરીને આ પ્રશ્ન પૂછયો.

"મારી પાસે અત્યારે ધન તથા સૈન્ય એ ઉભય વસ્તુઓનો અભાવ હોવાથી જો એ બંને સાધનો આપ નામદાર પાસેથી મને મળી જાય, તો અહીંથી સિંધુ દેશમાં જઇને મારા શત્રુઓ સાથે યુદ્ધ કરવાની, મારા વિરોધીઓના રક્તથી સિંધુભૂમિને રંગી નાંખવાની અને મારા અન્યાયથી છીનવી લેવાયલા રાજ્યને પાછું મેળવી લેવાની મારી પરમ ઇચ્છા છે; પરંતુ જો આપ નામદાર પાસેથી મને મદદ મળી જાય, તો જ મારી એ ઇચ્છા સફળ થઈ શકે." ચનેસરે પોતાને જે વસ્તુઓ જોઇતી હતી તે વસ્તુઓનાં નામ આપીને તેમના ઉપયોગનું સ્વરૂપ પણ દર્શાવી દીધું.

"જો આપને પૈસા તથા ફોજની મદદ આપવામાં આવે, તો આપ લડાઇમાં પોતાના ભાઇને તેમ જ તેની મોટી ફોજને શિકસ્ત આપીને ફત્તેહ મેળવી શકશો, એવો આપનો દૃઢ વિશ્વાસ છે ખરો ?" અલાઉદ્દીને ચનેસરની વીરતાના પાણીને માપવાના આશયથી આ સવાલ રજૂ કર્યો.

"મારો દૃઢ વિશ્વાસ છે કે જો મારી ધારણા અનુસાર મને ધન તથા સૈન્યની સહાયતા મળી જાય, તો હું મારા શત્રુઓને અવશ્ય પરાજિત કરી શકીશ; કારણ કે, સૂમરાઓનું સૈન્યબળ કેટલું તથા કેવા પ્રકારનું છે તે હું પોતે સૂમરો હોવાથી સારી રીતે જાણું છું, યુદ્ધ-કૌશલ્ય તથા અભિસંધિ મારાથી અજ્ઞાત નથી અને સૈન્યના પરિચાલનની વિદ્યામાં તો હું પ્રથમથી જ નિષ્ણાત છું. મારો ઓરમાન ભાઈ અને સિંધુ દેશનો અત્યારનો રાજ્યકર્તા ઘોઘારાજ પણ એક નામાંકિત રણશૂર યોદ્ધો છે અને આ ચનેસર પણ એક રણવીર યોદ્ધો છે; ઘોઘારાજ જે ક્ષત્રિય પિતાનો પુત્ર છે તે જ ક્ષત્રિય પિતાનો આ ચનેસર પણ ચિરંજીવી છે અને જેટલો તે નિર્ભય છે તેટલો જ આ ચનેસર પણ નિર્ભય છે; ભેદ માત્ર એટલો જ છે કે, તે ક્ષત્રિય માતાના ઉદરથી જન્મ્યો છે અને મારો જન્મ લાહર જાતિની માતાના ઉદરથી થયો છે; પરંતુ એથી રાજ્યાધિકારવિષયક મારી યોગ્યતા લેશમાત્ર પણ ન્યૂન થતી હોય એવી મારી માન્યતા નથી. મારા વિરોધીઓએ મને ભયંકર અન્યાય આપ્યો છે અને મારે મારા પોતાના બાહુબળથી જ ન્યાય મેળવવાનો છે." ચનેસરે આ ઉત્તર આપીને સુલ્તાનના હૃદયમાં પોતાની યોગ્યતાને સ્થાપવાનો ઉદ્યોગ કર્યો.

"સિપાહસાલાર અલફ્ખાનને આપે એમ કહ્યું હતું ખરૂંને કે: 'મારો ભાઇ મને પચાસ ગામ તથા બે લાખ રૂપિયા રોકડા આપવા-માટે તેમ જ મને એક રાજમાન્ય સૂમરા સર્દાર તરીકે ગણીને જ્યારે પણ રાજસભામાં મારૂં આગમન થાય ત્યારે પોતે ઊઠીને મારા માનને વધારવામાટે તૈયાર હતો; પરંતુ તેની એ ઉદારતા મને સંતોષનારી ન હોવાથી હું તેની એ ઉદારતાનો તિરસ્કાર કરીને અહીં ચાલ્યો આવ્યો છું.' આ વાત ખોટી તો નથી ?" અલાઉદ્દીને અતિશય ગંભીરતાથી પૂછ્યું.

"આ વાત બિલ્કુલ સાચી છે." ચનેસરે પણ તેવી જ ગંભીર-તાથી ઉત્તર આપ્યું.

"જો એમ જ હોય, તો અત્યારે તેનાં આપેલાં પચાસ ગામ, બે લાખ રૂપિયા અને રાજમાન્યતાને સ્વીકારી લઇને ધીમે ધીમે તેના વિશ્વાસને મેળવી લ્યો અને જ્યારે તેનો તમારામાં સંપૂર્ણ વિશ્વાસ બંધાઇ જાય ત્યારે એક દિવસ તેને પોતાના ગૃહમાં કોઈ નિમિત્તથી બોલાવીને તેનો શિરચ્છેદ કરાવી નાંખો, તો વિશેષ રક્તપાત કર્યા વિના જ તમારૂં

રાજ્ય તમોને પાછું મળી જાય તેમ છે; છતાં તમો રાજ્યને મેળવવા-માટે આટલી બધી તકલીફ તથા આટલી બધી ફિકરને વેઠી રહ્યા છો એની મારા દિલમાં અજાયબી જ થયાં કરે છે.” અલાઉદ્દીને જે વિશ્વાસઘાતથી પોતે સુલ્તાનપદ મેળવ્યું હતું તે જ વિશ્વાસઘાતથી ચનેસરને પણ રાજપદવીને મેળવી લેવાનો ઉપદેશ આપતાં આ ઉદ્ગાર કાઢ્યા.

“ભારતવર્ષની ક્ષત્રિય જાતિ આવા પ્રકારના વિશ્વાસઘાતને મહા-પાપ માનતી હોવાથી અને વિશ્વાસઘાત એક પ્રકારની ષંઢતા મનાતી હોવાથી આવા નીચ ઉપાયથી રાજપદવીને મેળવવાની પ્રથમથી જ મારી ઇચ્છા નથી અને ભવિષ્યમાં એવી ઇચ્છા થવાની પણ નથી.” ચનેસરના મુખમંડળમાં આ ઉત્તર આપતાં કાંઇક કોપનાં ચિહ્નો પ્રકટી નીકળ્યાં.

“મને તો લાગે છે કે હિન્દોસ્તાનના રાજપૂતો રાજ્યપ્રાપ્તિના આવા સરળ ઉપાયોને મહાપાપ માનનારા જંગલી હોવાથી જ હિન્દો-સ્તાનની હુકૂમત તેમના હાથોમાંથી ધીમે ધીમે સરકતી જાય છે.” અલાઉ-દ્દીને રાજપૂત જાતિના અપમાનનો આરંભ કરી દીધો.

“એ તો હું નથી જાણતો કે હિન્દોસ્તાનના રાજપૂતો જંગલી છે કે હિન્દોસ્તાનમાં આવેલા મુસલ્માનો જંગલી છે; પરંતુ કોઇ પણ જાતિના મનુષ્યના મુખથી આજ સુધીમાં એમ તો મારા સાંભળવામાં નથી જ આવ્યું કે ‘હિન્દોસ્તાનના રાજપૂતો જંગલી છે;’ આ વાર્તા આજે પ્રથમ વાર હું આપ નામદારના શ્રીમુખથી જ સાંભળી રહ્યો છું.” ચનેસરે હવે કોપના ભાવને કાંઇક અધિક સ્પષ્ટ સ્વરૂપમાં વ્યક્ત કરીને આ શબ્દો ઉચ્ચાર્યા.

“જો રાજપૂતો જંગલી ન હોત, તો આજે મુસલ્માનો હિન્દો-સ્તાનના હિન્દુઓપર જે હુકૂમત કરી રહ્યા છે તે કરી શકત ખરા કે?” અલ્લાઉદ્દીને પોતાની માન્યતા પ્રમાણે રાજપૂતોના જંગલીપણાનું પ્રમાણ આપ્યું.

“મુસલ્માનો જો વિશ્વાસઘાતને જ સભ્યતા માનતા હોય અને વિશ્વાસઘાત જેવા ઘોર પાપને ન આચરનારા રાજપૂતો તેમને જંગલી જણાતા હોય, તો વિશ્વાસઘાત કરાવનારી એ સભ્યતા મુસલ્માનોને મુબારક અને અમો રાજપૂતોનું જંગલીપણું અમો રાજપૂતોને મુબા-રક! જો મારે વિશ્વાસઘાત કરવો હોત, તો મારા માટે અહીં સુધી આવવાની અને મદદમાટે આપ નામદારના દર્વાજાને ખટખટાવવાની આવશ્યકતા જ શી હતી વારૂ? જો મદદ આપવાની આપ નામદારની ઇચ્છા ન હોય, તો સેવકને રજા આપવાની ઉદારતા દર્શાવશો અને આ સેવકે આપ નામદારને જે કાંઇ પણ તકલીફ આપી છે તેની મોઆફી

આપશો.” ચનેસર આ શબ્દો ઉચ્ચારતો ત્યાંથી ચાલ્યો જવામાટે ઊઠીને ઊભો થઇ ગયો.

“સિંધુ દેશના યુવરાજ, જ્યાં કેવળ એક જ શત્રુના સંહારથી કે પછી તેના પાંચ દશ અંગરક્ષકોના રક્તપાતથી જ કાર્ય સિદ્ધ થઇ જતું હોય ત્યાં યુદ્ધને આરંભીને હજારો માણસોનાં લોહીની નદીને શામાટે વહેવડાવવી જોઇએ? તમો હિન્દુઓ અહિંસાને માનનારા છો અને આવા પ્રકારનો વિશ્વાસઘાત હજારો માણસોની હિંસાને અટકાવી દેનારો હોવાથી આ વિશ્વાસઘાત પાપ નથી, કિંતુ ધર્મ જ છે અને એટલામાટે જ હું એ વિશ્વાસઘાતથી પોતાના કાર્યને સિદ્ધ કરી લેવાની તમોને બહુ જ સારી સલાહ આપી રહ્યો છું” અલાઉદ્દીને ચનેસરના કોપની કાંઇ પણ પરવા ન કરીને પુનરપિ વિશ્વાસઘાતનું સમર્થન કરી બતાવ્યું.

“આપ નામદાર અફગનિસ્તાન જેવા સભ્ય દેશની સભ્યતાના પ્રદેશમાં બહુ જ આગળ વધીને સભ્યતાની સીમાપર્યન્ત પહોંચી ગયેલા હોવાથી આ સર્વ છળપ્રપંચ અથવા દાવપેચ આપની સભ્યતાપૂર્ણ મુસલ્માનીને જ શોભાવી શકે તેમ છે; અમારા જેવા જંગલી રાજપૂતોના જંગલીપણા સાથે આ સભ્યતાનો જરાય મેળ મળી શકે તેમ નથી. અમો જંગલી રાજપૂતોનો પ્રથમથી એ જ ધર્મ થઇ ગયો છે કે જેની સાથે અમારી મિત્રતા હોય તેને માથું આપવું અને જેની સાથે શત્રુતા થઇ જાય તેને પડકાર કરીને તેના ગળાપર ખુલ્લંખુલ્લાં તલ્વાર ચલાવી દેવી. અમો જંગલી રાજપૂતો હૃદયમાં ઝેર અને જિહ્વાના અગ્ર ભાગમાં અમૃતને રાખવાની અને મિત્રતાનો દંભ બતાવીને ગળાપર છુરી ચલાવવાની સભ્ય કળામાં હજી આપ મુસ્લિમ રાજ્યકર્તાઓ કરતાં ઘણા જ પછાત છીએ અને કદાચિત્ ભવિષ્યમાં પણ પછાત જ રહેવાના છીએ. ભલે જંગલી તો જંગલી, પરંતુ રાજપૂતો મિત્રતાના પ્રસંગે પણ રાજપૂતો જ રહે છે અને વૈરના પ્રતિશોધના સમયમાં પણ રાજપૂતો જ રહે છે એ હિન્દોસ્તાનના મુસલ્માન હાકિમે હમેશાં યાદ રાખી લેવાનું છે. મને જ્યારથી અન્યાય મળ્યો છે ત્યારથી ધર્મ તથા ઇશ્વરમાં મારી જે શ્રદ્ધા હતી તે કાંઇક ઓછી થવા માંડી છે અને હું મારી હિન્દુ જાતિનો દ્રોહ કરવાને પણ તૈયાર થઇ ગયો છું; છતાં અદ્યાપિ હું સંપૂર્ણ રાજપૂત છું; મારી રાજપૂતાઇમાં કાંઇ પણ ઘટાડો થયો નથી, અને કદાચિત્ થવાનો પણ નથી. અર્થાત્ જે કાર્ય રાજપૂતના નામને શોભાવનારૂં ન હોય અથવા તો આપ નામદાર જેને રાજપૂતોનું જંગલીપણું માનો છો તે રાજપૂતોના જંગલીપણાને જે કાર્ય કલંક લગાડનારૂં હોય તે કાર્ય આ જંગલી રાજપૂત બચ્ચાથી કદાપિ કરી શકાય તેમ નથી, એટલે હવે આ વિષયની

ચર્ચાને આટલેથી જ અટકાવી દેવામાં આવે અને રાજપૂત જાતિનું અધિક અપમાન ન કરવામાં આવે તો સારૂં. પછી તો જેવી આપ નામદારની ઇચ્છા.” ચનેસરે અંતે રાજપૂત જાતિનું સુલ્તાનના મુખથી થતું અપમાન અસહ્ય થઇ પડતાં આવા પ્રકારનાં માર્મિક વાક્યો ઉચ્ચારીને મુસ્લિમ હાકિમો તથા રાજપૂતોની ધાર્મિકતા તથા સભ્યતા વિષયક તુલના કરી બતાવી અને કદાચિત્ આ સત્યવાદનું કાંઇ વિપરીત પરિણામ ભોગવવું પડે તો તેને ભોગવી લેવાનો પણ તેણે પોતાના મનમાં નિશ્ચય કરી લીધો.

“પરંતુ હું તમોને જર તથા લશ્કરની મદદ આપીને તમારૂં રાજ્ય અપાવી દઉં તેથી મને પોતાને શો ફાયદો?” સુલ્તાને હવે એ તકરારને અકારણ જાણીને મુદ્દાની વાતપર આવવાના વિચારથી આ જિજ્ઞાસા દર્શાવી.

“આવી મદદો વાણિયાબુદ્ધિથી નથી અપાતી. આપ નામદારની મદદથી મારૂં રાજ્ય મને મળી જશે અને મારા શત્રુઓ પરાજિત થઈ જશે, એટલે આપ નામદાર પાસેથી લીધેલું ધન તથા ફોજનો જે કાંઈ ખર્ચ થયો હશે તે હું બહુ જ સારા નજરાણા સાથે આપ નામદારને ભરપાઇ કરી આપીશ અને આજન્મ આપ નામદારનો મિત્ર રહીને જ્યારે પણ આપ નામદારને મારી સેવાની આવશ્યકતા હશે ત્યારે મારી સેવા સમર્પવામાટે તૈયાર રહીશ. અત્યારે સિંધુ દેશના સૂમરા રાજ્યકર્તાઓ આપ નામદારના શત્રુ છે અને રાજ્ય મારા અધિકારમાં આવતાં તે જ સૂમરા રાજ્યકર્તાઓ આપ નામદારના ખરેખરા મિત્ર થઇ રહેશે એ જ આપ નામદારને આ સહાયતા આપવાના બદલામાં મળનારો મોટામાં મોટો લાભ છે. જો એ લાભ આપ નામદારને તુચ્છ જણાતો હોય, તો આપ નામદારની બીજા કયા તથા કેવા પ્રકારના વિશેષ લાભને મેળવવાની ઇચ્છા છે તે જણાવો એટલે મારાથી તેનો યોગ્ય વિચાર કરી શકાય.” ચનેસરે આ વાક્યો અતિશય ઓજસ્વિતાથી ઉચ્ચાર્યાં.

“સિંધુ દેશના યુવરાજ, તમારા આત્માભિમાનને જોઇને હું અતિશય પ્રસન્ન થયો છું. હું તમોને જર તથા લશ્કરની જોઇએ તેટલી ને તેવી સર્વ સહાયતા આપીશ; માત્ર એટલું જ નહિ, પણ પંજાબમાં ભટકતા મુગલોના હલ્લાનો સંભવ હોવાથી તેમને શિકસ્ત આપવામાટે સરદાર અલફ્ખાનને લાહોરમાં રાખીને હું પોતે તમારા સિંધુ દેશમાં તમારી સાથે જ મોટી ફોજ લઇને આવીશ અને તમારા ભાઇને તમો પરાજિત કરશો એટલે મારા હાથે જ તમોને તખ્તનશીન કરીશ. તમોને આપેલા ધન તથા લશ્કરના ખર્ચને તમારી પાસેથી વસૂલ

કરવાની મારી ઇચ્છા નથી; એ મદદ તો હું એક દોસ્ત તરીકે જ આપીશ અને જ્યારે સિંધુ દેશના હાકિમ થવાની તમારી મુરાદ બર આવશે ત્યારે જેના યોગે આપણી દોસ્તીની યાદ મારા દિલમાં હમેશાં તાજી રહ્યાં કરે તેવો કોઈ એક નમૂનેદાર તુહફો (ભેટ) તમારી પાસેથી માગી લઈશ. તમારા જેવો એક બહાદુર હિન્દુ હુકમરાં અમારો હમેશાંનો હમ્દર્દ દોસ્ત થઈ જાય એ જ અમોને આ મદદ આપવાના બદલા તરીકે મળનારો મોટામાં મોટો ફાયદો છે. મારી એ જ મુરાદ છે કે મારી મદદથી તમારી મુરાદ બર આવે અને આપણી આ દોસ્તી જિન્દગીની છેલ્લી ઘડી સુધી કાયમ રહે." અલાઉદ્દીને પોતાના અલારખ્ખીના સંભાષણના રંગને એકદમ બદલી નાંખીને ચનેસરને જે મદદ જોઇતી હતી તે મદદ આપવાની અને તે પણ તેનો કાંઈ પણ સંગીન બદલો લીધા વિના ફક્ત દોસ્તીના દાવાથી આપવાની હાતમ જેવી ઉદારતા દર્શાવી દીધી અને ત્યાર પછી તે વિવેક તથા વિનયને દર્શાવતો કહેવા લાગ્યો કે: "મારા નવીન દોસ્ત, મેં તમારી બહાદુરી અને વફાદારીને તપાસી જોવામાટે જે કાંઈ પણ કડવાં વેણ ઉચ્ચાર્યાં છે તેની હું તમારી પાસેથી મોઆફી ચાહું છું. મારાં એ વચનોથી દિલમાં કાંઈ માઠું લગાડશો નહિ, અને મને તમારો હમેશાનો ખયરખાહ દોસ્ત માની લેજો. આ અલાઉદ્દીન હિન્દોસ્તાનનો સુલ્તાન હોવા છતાં તમારા જેવા બહાદુર દોસ્તોનો તો વગર પૈસાનો વેચાણ તથા તાબેદાર છે."

અલાઉદ્દીનનાં આ મધુર વચનો તથા નિરભિમાનિતાએ ચનેસરના સરલ તથા નિષ્કપટ હૃદયમાંથી અલાઉદ્દીનના સંબંધમાં મહામાયા, હંસી તથા અન્યાન્ય જનોના ઉપદેશોના યોગે જે કેટલાક પ્રતિકૂલ અભિપ્રાયો બંધાઈ ગયા હતા તે બહુ અંશે નીકળી ગયા અને તે એમ જ માનવા લાગ્યો કે: "સ્વાર્થસાધુ મનુષ્યો પોતાના સ્વાર્થને કદાચિત્ અલાઉદ્દીન પાસેથી સિદ્ધ નહિ કરી શક્યા હોય તેથી જ તેઓ આ ભલા સુલ્તાનની આટલી સીમાપર્યન્ત અકારણ નિંદા કરી રહ્યા છે; અર્થાત્ અલાઉદ્દીન કદાચિત્ કરડો સુલ્તાન હશે; પણ એને જેટલો નિંદવામાં આવે છે તેટલો ભૂંડો તો એ અવશ્ય નથી જ." અલાઉદ્દીનના સંબંધમાં આવો અનુકૂલ અભિપ્રાય થઇ જતાં ચનેસર સુલ્તાનને સંબોધીને કહેવા લાગ્યો કે:—

"જ્યારે આપ નામદાર મારા પ્રતિ આટલો પ્રેમભાવ તથા આટલી ઉદારતા દર્શાવો છો, તો આપ નામદારે પણ એમ જ માની લેવાનું છે કે આ ચનેસર પણ નિરંતર આપ નામદારનો દાસાનુદાસ છે અને જ્યાં આપના સ્વેદનો એક બિન્દુ પડે ત્યાં પોતાના રક્તને વહેવડાવવામાટે નિરંતર કટિબદ્ધ રહેશે. જો રાજપૂતનો પિતા એક હોય તો રાજ-

પૂતનું વચન પણ એક જ હોય છે અને જો રાજપૂતનુ વચન બદલાય તો એમ જ માની લેવું કે તેના બીજમાં જ ફેર છે. પરમાત્મા આપણી આ મિત્રતાને અવિચલ રાખે.”

“અસ્તુઃ ત્યાર આપ હવે શાહી મેહમાંસરામાં સિધારો; મારે અલફ્ખાનને જે સૂચનાઓ આપવાની છે તે અત્યારે જ હું આપી દઉં છું. મારી ઇચ્છા પ્રમાણે સર્વ તૈયારીઓ થઇ જતાં આપણે થોડા દિવસમાં જ તમારા સિંધુ દેશની દિશામાં કૂચ કરી જઇશું.” અલાઉદ્દીને અલફ્ખાન સાથે કેટલોક ગુપ્ત પરામર્શ કરવામાટે ચનેસરને અતિથિશાળામાં જવાની વિવેકપૂર્વક સૂચના આપી દીધી.

ચનેસર સુલ્તાનને સલામ કરીને ત્યાંથી રવાના થયો અને શાહી મહલના દ્વાર પાસે અતિથિશાળાનો અશ્વપાલ તેના અશ્વને ઝાળવતો ઊભેલો હોવાથી પોતાના અશ્વપર આરૂઢ થઇને અતિથિશાળાની દિશામાં પ્રયાણ કરી ગયો.

ચનેચરના ચાલ્યા જવા પછી સુલ્તાન અલાઉદ્દીન પોતાના દૂધ-ભાઇ તથા વિશ્વાસપાત્ર સર્દાર અલફ્ખાનને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગ્યો કેઃ “સિંધુ દેશનો આ યુવરાજ જેટલો બહાદુર, નિડર તથા પહલવાન છે તેટલો જ સીધો, સાદો તથા નાદાન છે. દુનિયાદારી કોને કહેવામાં આવે છે અને આવાં કામોમાં દાવપેચની કેટલી તથા કેવી જરૂરત હોય છે એની એ બિચારા ભોળા રાજપૂતને કશીયે ખબર નથી. સિંધુ દેશમાં મુસ્લિમ હુકૂમતના દરખ્તની જડ ઢીલી પડેલી હોવાથી, બલ્કે ઉખડી જવાની અણીપર આવી લાગેલી હોવાથી આપણાથી આ બહાના-થી સિંધમાં જઇને ત્યાં આપણી હુકૂમતને મજબૂત કરી શકાશે અને ધીમે ધીમે ત્યાંના હિંદુઓને મુસલ્માન બનાવીને અથવા તો તલ્વારને ઘાટ ઊતારીને સિંધુદેશમાં ઇસ્લામના લીલા ઝંડાને ફરકાવી શકાશે.”

“જો હિંદુ કાફિરો આવી રીતે પોતપોતામાં લડતા ઝગડતા રહેશે અને મુસ્લિમ હાકિમોની મદદ લેતા રહેશે, તો ધીમે ધીમે હિંદુ કાફિર રાજાઓના રિયાસતો મુસ્લિમ સુલ્તાનોના હાથમાં આવતી જશે અને એક સમય એવો પણ આવી લાગશે કે શમ્શીરે ઇસ્લામ ઇસ્લામને કુબૂલ કરનારા હિંદુઓને જ જીવતા રાખીને અને હઠીલા હિંદુ કાફિરોની કત્લે આમ કરીને હિંદોસ્તાનમાંથી હિંદુત્વ નામના દરખ્તની જડને બિલ્કુલ ઊખેડી નાંખશે, હિન્દોસ્તાનમાં મુસલ્માનોની જ હુકૂમત થઇ જશે અને હિન્દોસ્તાન નામથી ઓળખાતો આ મુલ્ક મુસ્લિમિસ્તાન નામથી ઓળખાવા માંડશે.” અલફ્ખાન સર્દારે અત્યાર સુધી પોતાના હૃદયમાં છુપાવી રાખેલી પોતાની મુસ્લિમ ભાવનાઓને ગંભીરતાથી વાણીદ્વારા સુલ્તાન સમક્ષ વ્યક્ત કરી બતાવી.

"આમીન." સુલ્તાને આ શબ્દના ઉચ્ચારથી શુભ ભાવના દર્શાવીને પોતાના મનોભાવને દર્શાવતાં કહ્યું કે: "મારા સાંભળવામાં આવ્યું છે કે સિંધુ દેશની સૂમરીઓ ઘણી જ ખુબ્સૂરત, પરીપયકર, રશ્કેહૂર, નેક-સીરત, વફાદાર તથા જાંનિસાર ઔરતો હોય છે અને જો એ વાત સાચી હોય, તો સિંધુ દેશમાંથી એક હુસ્નઆરા સૂમરીને લઈ આવવાનો અને તેને મારી બેગમ બનાવીને મારા જનાનખાનાની જીનતને વધારવાનો મારો મુસ્તકીમ ઇરાદો છે. મારા આ ઇરાદાને આ ભોળા રાજપૂત આગળ મેં એટલામાટે જાહિર નથી કર્યો કે કયાંક એ ભડકી ન જાય અને આપણી મદદ લેવાની વાતને મૌકૂફ કરીને રવાના બાશદ ન થઈ જાય."

"ખુદાની મેહરબાનીથી પોતાના શાહી જનાનખાનામાં સૂમરી બેગમને લાવવાની અને જનાનખાનાની જીનતને વધારવાની આપ નામદારની મુરાદ જુરૂર બર આવશે; કદાચિત્ ત્યાંની કોઈ શાહજાદી જ આપ નામદારની બેગમ થઈ જશે." અલફ્ખાને સુલ્તાનને રાજી કરવા-માટે આ શબ્દો ઉચ્ચાર્યા.

"તો હવે આવતી કાલથી જ આપણી જંગી ફોજને બે ભાગમાં તૈયાર થવાનો હુકમ સંભળાવી દો. પંજાબ તથા સિંધનો રસ્તો એક જ હોવાથી અહીંથી આપણે સાથે જ રવાના થઇશું. ત્યાર પછી તમો પંજાબમાં રહી જજો અને હું ચનેસર સાથે સિંધુ દેશની દિશામાં આગળ વધીશ. આપણુ બન્નેની ગયરહાજરીમાં અહીંના બંદોબસ્તનો બોજો કોના માથાપર નાખવો એની મસ્લહત આપણે બે દિવસપછી કરીશું. આપણે પંદરથી વીસ દિવસમાં અહીંથી નીકળવાનું છે, એટલે શિકારના જલ્સાને તો મુલ્તવી જ રાખવો પડશે. જો સફર દરમિયાન મૌકો મળી જશે, તો શેરના શિકારનો જલ્સો રસ્તામાં આવતા કોઈ જંગલમાં જ કરી લઇશું; નહિ તો આ રાજપૂતોના શિકારને જ આપણે શેરનો શિકાર માની લેવાનો છે." અલ્લાઉદ્દીને અલફ્ખાનને ફોજને તૈયાર કરવાનો હુકમ ફર્માવી દીધો.

અલફ્ખાન "જેવું બન્દાપરવરનું ફર્માન" આ શબ્દોના ઉચ્ચાર-થી પોતાની આધીનતા દર્શાવીને સુલ્તાનની આજ્ઞા લઈ ત્યાંથી ચાલતો થયો અને અલાઉદ્દીન ગિલમાનોના હસ્તથી મદિરાપાન કરતો મનોગત કહેવા લાગ્યો કે:—

"જ્યારે સિંધુ દેશના તખ્તોતાજનો હક્કદાર હિન્દુ માલિક જ મારી મદદનો ભીખારી થઇને મારા દરવાજાપર આવી ઊભો છે તો હવે સિંધુ દેશમાં મારી હુકૂમતને સ્થાપીને ત્યાંના હિન્દુ કાફિરોને મુઠ્ઠીમાં દબાવી દેતાં અને તેમને મુસ્લિમ બનાવી દેતાં શી વાર થવાની છે વારુ? જો

મુસ્લિમ સુલ્તાનોને વચ્ચે વચ્ચે આવા સારામાં સારા મૌકા ન મળ્યા હોત, તો આજે હિન્દોસ્તાનમાં મુસ્લિમ બાદશાહોની બાદશાહી કાયમ થઈ શકત કે નહિ, એ શકભરેલી વાત હતી. મારી સુલ્તાનીની શરૂઆતમાં જ સિંધુ દેશ જેવા એક મોટા દેશમાં પગપેસારો કરવાનો જે આ અણુધાર્યો મૌકો મને મળ્યો છે તે મારી ખુશનસીબીનો જ અંજામ છે; અલાઉદ્દીનની કિસ્મતનો સિતારો ઓજપર છે અને હિન્દોસ્તાનની જાહોહશ્મત આ સુલ્તાન અલાઉદ્દીનની તાબેદાર ગુલામ છે!!!"

"આલમપનાહ!" સુલ્તાનને મદિરાપાન કરાવતા બે ગિલમાનોમાંના એક ગિલમાને કાંઈક બોલવાની ઇચ્છાથી સુલ્તાનને સંબોધ્યો.

"કેમ, માહરૂ, તને કાંઈ જોઇએ છે? જે ચીજ જોઇતી હોય તે ખુશીથી માગી લે." સુલ્તાને પ્રેમદર્શક ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"આપ નામદાર સિંધુ દેશમાં પધારવાના છો તો અમો ગુલામોને પણ સાથે લઈ જવાની મેહરબાની ફર્માવશો કે કેમ? કારણ કે, જો આપ નામદાર અમોને સાથે લઇ જવાની મેહરબાની નહિ ફર્માવો, તો અમારાથી અહીં એકલા નહિ જ રહી શકાય." માહરૂએ પોતાની ઇચ્છા દર્શાવી.

"માહરૂ અને રશ્કેકમર જેવા મારા માનીતા ગિલમાનો જો મારી ખિદમતમાં હાજિર ન હોય, તો મારી આખી સફર જ બગડી જાય અને જિન્દગીનો પણ કંટાળો આવી જાય; એટલામાટે તમો તો હું જ્યાં પણ જઇશ ત્યાં મારી સાથે જ રહેવાના છો. તમોને પણ સિંધુ દેશને જોવાનો અને જો લડાઈ થશે તો લડાઇની લૂંટમાં પોતાના હિસ્સાને મેળવવાનો મૌકો જુરૂર મળશે. તમો મારા રાહતેજાન હોવાથી તમોને મારાથી દૂર રાખવાની હિમ્મત મારાથી કરી શકાય એ બિલકુલ નામુમ્કિન છે." અલાઉદ્દીને તેમને સાથે લઈ જવાનું જણાવીને તેમના સંશયને મટાડી દીધો.

"અમો સદકે, અમો કુરબાન, અય અમારા મેહરબાન સુલ્તાને જમાન!" બન્ને ગિલમાનોએ ઋણુ ભાવથી આનંદ દર્શાવ્યો.

વળી પાછો શરાબનો દોર ચાલવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૧ મું

### અમદાનો પ્રચંડ પરોપકાર

હવે આપણે મૃગયાભૂમિમાં વિહરતાં આપણાં સિંધુપતિ ઘોઘારાજ જામ અબડાજી, સિંધુરાજકુમારી સુભગા દેવી તથા તેની સખી શ્યામાસુંદરી આદિ પાત્રોના કાર્યક્રમનું અવલોકન કરીએ.

જે દિવસે દિલ્લીમાં ચનેસર તથા અલાઉદ્દીન સિંધુદેશપર આક્રમણ કરીને સિંધુનાથ ઘોઘારાજ તથા તેના પક્ષપાતી સુમરા રાજપૂતો સાથે યુદ્ધનાં મંડાણુ માંડવાના નિશ્ચયપર આવ્યા હતા તે જ દિવસે સિંધુપતિ ઘોઘારાજ, જામ અબડાજી, સુભગા દેવી તથા શ્યામાસુંદરી મૃગયાભૂમિમાં સિંહો તથા વ્યાઘ્રો જેવાં હિંસ્ર પ્રાણીઓની મૃગયા કરવાના તથા પોતપોતાની વીરતા તેમ જ મૃગયા વિષયક કુશળતાના વર્ચસ્વને સ્થાપવાના વીરોચિત કાર્યના આનંદમાં નિમગ્ન થયેલાં હતાં. આજે મૃગયાભૂમિમાં થયેલા તેમના આગમનને ચાર દિવસ જેટલો સમય થયો હતો. ત્રણુ દિવસમાં ઘોઘારાજે એક જ વ્યાઘ્રને માર્યો હતો, જામ અબડાજીએ એક સિંહ તથા ત્રણુ વ્યાઘ્રોની મૃગયા કરી હતી, સુભગા દેવીના હસ્તથી સિંહના બે શાવકો હણાયા હતા અને શ્યામાસુંદરીએ ચાર વ્યાઘ્રો તથા વ્યાઘ્રીઓના જીવનની સમાપ્તિ કરી નાખી હતી. આજે પ્રભાતમાં જ પોતાના મૃગયાશિબિરમાંથી અલ્પ આહાર તથા દુગ્ધપાન કરીને તેઓ પોતાના બબ્બે અંગરક્ષકો સહિત જંગલની ભિન્ન ભિન્ન દિશાઓના ભિન્ન ભિન્ન વિભાગોમાં એટલામાટે પ્રયાણુ કરી ગયા હતા કે જે એક ભયંકર મૃગરાજ અથવા સિંહ આસપાસનાં ગ્રામોમાં ભયંકર ત્રાસ વર્તાવી રહ્યો હતો અને ગાયો, ભેંસો, બકરાં તથા ઘેટાં આદિક નિર્દોષ પશુઓ ઉપરાંત મનુષ્યોનાં જીવનની પણુ હાનિ કરી રહ્યો હતો તે સિંહ અદ્યાપિ તેમના હસ્તથી મરાયો ન હોતો અને તે ભયંકર હિંસ્ર પ્રાણીનો જ્યાંસુધી તેમના શસ્ત્ર કિંવા અસ્ત્રથી નાશ ન થાય ત્યાં સુધી મૃગયાની સમાપ્તિ કરીને રાજધાનીમાં જવાનો ઘોઘારાજનો મનોભાવ ન હોતો; અર્થાત્ આજે તેઓ તે ભયંકર વનરાજને શોધી કાઢીને મારી નાંખવાના આશયથી મૃગયાશિબિરમાંથી નીકળ્યાં હતાં.

ઘટના એવી ઘટી કે જામ અબડાજી પોતાના બે અંગરક્ષકો સહિત જંગલના જે વિભાગમાં આવી લાગ્યો ત્યાં એક સ્થાનમાં વૃક્ષોની એવી તો ઘાટી ઘટા વ્યાપેલી હતી કે અશ્વો ઉપરથી નીચે ઊતર્યા વિના તેમનાથી ચાર ડગલાં પણુ આગળ વધી શકાય તેમ ન હોતું. આવી પરિસ્થિતિને જોઇને પોતાથી કેટલાક અંતરે પાછળ ચાલ્યા આવતા પોતાના અંગરક્ષકોને હસ્તસંકેતથી અશ્વોના પૃષ્ઠભાગપરથી નીચે ઊતરવાનો સંકેત કરીને જામ અબડાજી પોતાના અશ્વના પૃષ્ઠભાગપરથી નીચે ઊતરી પડ્યો અને 'એ ઘાટી ઝાડીને ઓળંગી ગયા પછી કદાચિત્ ખુલ્લી જગ્યા આવશે તો ત્યાં અશ્વારોહણુ કરીને આગળ વધી શકાશે;' એવી માન્યતાથી અશ્વની વલ્ગાને પોતાના હસ્તમાં ધારણુ કરી અશ્વને પોતાની પાછળ ચલાવતો પગે ચાલતો આગળ વધવા લાગ્યો. પરંતુ તે હજી તો વીસથી પચીસ કદમ ઝાડીવાળા માર્ગમાં ભાગ્યે જ આગળ વધ્યો

હશે એટલામાં તો જે ભયંકર વનરાજને તેઓ આજે ચાર દિવસથી શોધી રહ્યા હતા તે જ ભયંકર વનરાજ જામ અબડાજીના વામપાર્શ્વમાં વિસ્તરેલી ઘાટી ઝાડીમાંથી પોતાની મહાભયંકર ગર્જનાથી સમસ્ત વન-વિભાગ, પૃથ્વી તથા આકાશને ગર્જાવતો તથા ધ્રૂજાવતો અને નેત્રોમાંથી કોપાગ્નિના કણોને વર્ષાવતો અચાનક બહાર નીકળી આવ્યો. તેને જોતાંની સાથે જ અબડાજીનો અશ્વ ભયથી ગર્ભગલિત થઇને થરથર કંપતો ત્યાંને ત્યાં જ પાષાણુ સમાન નિશ્ચલતાને ધારીને ઊભો રહી ગયો. તે વનરાજ સર્વથા અચાનક અને એટલા બધા નિકટના સ્થાનમાંથી બહાર નીકળી આવ્યો હતો કે જ્યારે તે જામ અબડાજીના જોવામાં આવ્યો ત્યારે તે યમના અવતાર તથા અબડાજી વચ્ચે ચાર હાથથી પણ ઓછો અંતરાય રહેલો હતો. પાંચ હાથ લાંબો તથા ભીમકાય મૃગરાજ જો ધારે તો એક જ છલાંગ મારીને પોતાના આગળના પંજાને અબ-ડાજીના વક્ષપર સ્થાપી દે અને તેનાં સો વર્ષ પૂરાં કરી નાખે એટલો જ અવકાશ હતો. આ જીવસટોસટની પરિસ્થિતિને ઓળખી લઇને અબ-ડાજીએ પોતાની તલ્વારને અત્યંત વેગપૂર્વક મ્યાનમાંથી બહાર ખેંચી કાઢીને ઊભી ને ઊભી પોતાની છાતીપર એવા આશયથી ધરી રાખી કે જો તે મૃગરાજ છલાંગ મારીને તેના દેહપર આવી પડે તો તે તલ્વાર તે મૃગરાજના ઉદરમાં પેસી જતાં મૃગરાજ પોતે જ લોહીલુહાણ થઇને નીચે પટકાઇ પડે, એટલે તેના પોતાના પ્રાણ પણ બચી જાય અને તે ભયાનક વનરાજના વિનાશનું કાર્ય પણ સિદ્ધ થઇ જાય. થયું પણ તેમ જ; તલ્વાર કે કટારના દર્શનથી લેશમાત્ર પણ ભયભીત ન થનાર તે મૃગરાજ અત્યંત બળપૂર્વક છલાંગ મારીને ઊછળ્યો, અબડાજીની તલ્વાર અવશ્ય અબડાજીની ધારણા પ્રમાણે તેના પેટમાં પેસી ગઇ; પરંતુ તેથી હાર માનીને પાછો હટ-વાને બદલે તે મૃગરાજ જાણે મારીને જ મરવાની પ્રતિજ્ઞા કરીને આવ્યો હોયની ! તેવી રીતે અબડાજીના શરીરપર આવી પડ્યો અને પોતાના એક પંજાને તેણે અબડાજીના ખભાપર જમાવી દીધો. જો જામ અબડાજીએ વસ્ત્રોની નીચે લોહકવચ( લોઢાના બખ્તર )ને ન ચઢાવી લીધો હોત, તો એ વેળાયે તેનાં સો વર્ષ અવશ્ય પૂરાં જ થવાનાં હતાં; પરંતુ સિંહનો પંજો તેના બખ્તરપર પડવાથી તેના સ્કંધભાગને કશી પણ હાનિ પહોંચાડી શક્યો નહિ અને તેથી મૃગરાજ અધિક કોપાયો. સિંહ તથા અબડાજીના મલ્લયુદ્ધનો આરંભ થયો. જામ અબડાજીના અંગરક્ષકો જો કે એ વેળાયે નિકટમાં આવી લાગ્યા હતા; પરંતુ આજુ બાજુ જવાનો ક્યાંય માર્ગ ન હોતો, વચ્ચે અબડાજીનો ઘોડો દીવા-લની ગરજ સારતો નિશ્ચલ ભાવથી ઊભો હતો અને અશ્વની પેલી બાજુ જામ અબડાજી એવી સ્થિતિમાં ઊભો હતો કે જો તેઓ સિંહને

મારવામાટે બાણ ચલાવે તો તે બાણ પ્રથમ અબડાજીના મસ્તકમાં-જ લાગવાનો સંભર હતો. આવી પરિસ્થિતિમાં શું કરવું અને શું નહિ, એનો કાંઈ પણ નિર્ણય ન કરી શકવાથી તેઓ દિગ્મૂઢ થઇને ઊભા રહ્યા અને છેવટે એક વૃક્ષપર ચઢીને ઉપરથી તે મૃગરાજને બાણવડે વીંધી નાંખવાનો વિચાર કરવા લાગ્યા. એટલી વારમાં તો અતુલબલશાળી મૃગરાજે અબડાજીને મલ્લયુદ્ધમાં પરાજિત કરીને હંફાવી દીધો અને અબડાજી અશક્ત થઇને પડી જવાની અણીપર આવી લાગ્યો. એ ક્ષણે જ સિંહના પશ્ચાદ્ભાગમાં વિસ્તરેલી વૃક્ષરાજીમાંથી એક વીરવેશધારિણી યુવતી અચાનક બહાર નીકળી આવી અને આ દશ્ય તેના જોવામાં આવતાંની સાથે જ પોતાની તીવ્રધાર કટારને મ્યાન-માંથી બહાર કાઢી મૃગરાજના પૃષ્ઠભાગમાં પદાર્પણ કરી તે કટારને તેના કંઠમાં ઊતારીને તેને તેના અતિહિંસક અવતારના ભારથી, જામ અબડાજીને મૃત્યુના મુખમાંથી અને તે જંગલની આસપાસનાં ગામોને તે યમરાજરૂપ મૃગરાજના ત્રાસથી એકસમયાવચ્છેદે મુક્ત કરી દીધા. તે ભયંકર મૃગરાજ નિર્જીવ થઇને એક બાજૂ પડ્યો અને અત્યાર સુધી પ્રાણરક્ષામાટે યુદ્ધ કરી રહેલો જામ અબડાજી પણ સિંહ સાથેના મલ્લયુદ્ધમાં તેની શક્તિઓનો અતિશય વ્યય થઈ ગયેલો હોવાથી મૂર્ચ્છિત થઇને ધરણીપર ઢળી પડ્યો. એ જ વેળાયે તે વીર યુવતીના બે અંગરક્ષકો પણ આવી લાગ્યા. અણીની વેળાયે આવીને જામ અબ-ડાજીની પ્રાણરક્ષા કરનારી વીરયુવતી અન્ય કોઈ નહિ, પણ આપણી પૂર્વપરિચિતા રાજકુમારી સુભગા દેવીની સખી શ્યામાસુંદરી જ હતી.

શ્યામાસુંદરીએ પોતાના તથા જામ અબડાજીના અંગરક્ષકોને આજ્ઞા કરી કે: "કચ્છાધીશને સભાળીને વૃક્ષરાજીમાંથી બહાર મુક્ત સ્થાનમાં લઇ આવો; હું એમને મારી તુરગીપર બેસાડીને શિબિરમાં પહોંચાડું છું અને તમો આ મૃગરાજના મૃત દેહને શિબિરમાં લઈ આવવાની યોગ્ય વ્યવસ્થા કરો."

અંગરક્ષકો જામ અબડાજીને ત્યાંથી ઊપાડીને મુક્ત સ્થાનમાં લઇ આવ્યા અને એક અંગરક્ષક શ્યામાસુંદરીની ઘોડીને દોરી લાવ્યો એટલે શ્યામાસુંદરી ઘોડીપર જામ અબડાજીને પોતાના અગ્ર ભાગમાં બેસાડીને અને તેના શરીરને પોતાના બાહુપાશમાં સુરક્ષિત રાખીને શિબિરની દિશામાં પ્રયાણ કરી ગઇ. તેના જવા પછી ભીમકાય મૃગરાજના મૃત-દેહને ત્યાંથી ઉપડાવી જવામાટે એકગાડાની આવશ્યકતા અનિવાર્ય હોવાથી એક અંગરક્ષક અશ્વારૂઢ થઇને પાસેના ગામમાં ગાડું લાવવામાટે ચાલ્યો ગયો. અન્ય અંગરક્ષકો તેની વાટ જોતા ત્યાં જ બેસી રહ્યા.

જ્યારે શ્યામાસુંદરી જામ અબડાજીને મૂર્ચ્છિતાવસ્થામાં લઇને શિબિરમાં આવી લાગી ત્યારે દિવસના તૃતીય પ્રહરની સમાપ્તિ થવા આવી હતી અને સિંધુપતિ ઘોઘારાજ તથા સુભગાદેવી પાછાં આવી બેઠેલાં હોવાથી જામ અબડાજી તથા શ્યામાસુંદરીની ભોજનમાટે પ્રતીક્ષા કરી રહ્યાં હતાં. તેઓ જામ અબડાજીને આવી અવસ્થામાં આવેલો જોઇને ભયભીત થઇ ગયાં અને શ્યામાસુંદરીના મુખથી મૃગરાજ સાથેના જામ અબડાજીના મલ્લયુદ્ધ તથા તે મૃગરાજના મૃત્યુના સમાચાર સાંભળીને આશ્ચર્યમુગ્ધ થઇ જામ અબડાજીને શુદ્ધિમાં લાવવાના આવશ્યક ઉપચારો કરવા લાગ્યાં. યોગ્ય ઉપચારોના યોગે જામ અબડાજી થોડી વારમાં જ શુદ્ધિમાં આવી ગયો અને તેના હૃદયમાં એ ભયંકર પ્રસંગનું કાંઇ પણ અનિષ્ટ પરિણામ થયેલું ન હોવાથી તેમની સાથે ભોજનને ન્યાય આપવા બેસી ગયો.

*           *           *

રાત્રિનો એક પ્રહર જેટલો સમય વીતી ગયો હતો. જામ અબડાજી મૃગયાશિબિરમાંના પોતાના તંબૂમાં પોતાના એક સુખાસનમાં પડયો હતો અને પડયો પડયો દીપકના પ્રકાશની સહાયતાથી એક હસ્તલિખિત પુસ્તક વાંચી રહ્યો હતો. અચાનક શ્યામાસુંદરી તેના તંબૂના દર્વાજા પાસે આવીને ઊભી રહી અને જે દીપકના પ્રકાશની સહાયતાથી અબડાજી પુસ્તક વાંચી રહ્યો હતો તે જ દીપકના પ્રકાશની સહાયતાથી અબડાજીના મહાતેજસ્વી, અતિશય સુંદર તથા પ્રશાંત મુખમંડળનું, જામ અબડાજીના જાણવામાં ન આવી શકે એટલામાટે સંપૂર્ણ મૌનના અવલંબનપૂર્વક, નિર્નિમેષ દૃષ્ટિથી અવલોકન કરવા લાગી. અબડાજી પુસ્તકના વાંચનમાં એટલી સીમાપર્યન્ત તલ્લીન તથા આત્મવિસ્મૃત થઇ ગયો હતો કે તેને એ વેળાયે અન્ય કોઇ પણ વિષયનું ભાન હતું જ નહિ. લગભગ અર્ધ ઘટિકા જેટલો સમય આવી સ્થિતિમાં વીતી જવા છતાં જ્યારે અબડાજીની ગ્રંથવાચનવિષયક તલ્લીનતાનો ભંગ ન થયો ત્યારે શ્યામાસુંદરીએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને તેના એ દીર્ઘ નિઃશ્વાસનો ધ્વનિ મંદ હોવા છતાં પણ નિઃસ્તબ્ધ નિશાકાલ હોવાથી અને શ્યામાસુંદરી નિકટમાં જ ઊભેલી હોવાથી અબડાજીના તીવ્રશ્રવણશક્તિ ધરાવનારાં શ્રવણોમાં અથડાતાં તેની વાચનવિષયક તલ્લીનતાનો ભંગ થયો. તેણે બેઠા થઇને તંબૂના દ્વાર પ્રતિ દૃષ્ટિપાત કર્યો અને ત્યાં પોતાની જીવનરક્ષિકા શ્યામાસુંદરીને ઊભેલી જોઇને તેના આશ્ચર્યનો અવધિ થઇ ગયો. આશ્ચર્યનું કારણ એ હતું કે તે રમણી પરમરૂપસુંદરી નવયુવતી હોઇને રાત્રિના એકાંતિક સમયમાં એકલી જ તેના તંબૂમાં આવી હતી અને ત્યાં ઊભી ઊભી નિઃશ્વાસ નાખી રહી હતી.

"શ્રીમતી શ્યામાસુંદરી," અબડાજી શ્યામાસુંદરીને સંબોધીને વિશુદ્ધ મમતાદર્શક ભાવથી કહેવા લાગ્યો: "આટલી મોડી રાતે મારા તંબૂમાં આવવાનો પરિશ્રમ તમારે શામાટે લેવો પડયો છે ? જો કાંઇ અગત્યના કાર્યમાટે તમો આવ્યાં હો તો દ્વારમાં જ શા કારણથી ઊભાં રહ્યાં છો અને આવી રીતે નિઃશ્વાસ નાંખવાનું શું પ્રયોજન છે ? અંદર આવો, આ સામેના આસનપર વિરાજો અને જે કાંઇ પણ કહેવું હોય તે કોઇ પણ પ્રકારના સંકોચ વિના કહી દો. કારણ વિના કોઇ કાય સંભવતું જ નથી એટલે અત્યારે તમારા અહીં થયેલા આગમનનું પણ કાંઈ કારણ તો અવશ્ય હોવું જ જોઇએ."

શ્યામાસુંદરી દ્વાર પાસેથી તંબૂના આભ્યંતર ભાગમાં આગળ વધીને અબડાજીએ તેને જે આસનપર વિરાજવાનું કહ્યું હતું તે આસન પાસે આવીને બેસવાને બદલે ઊભી જ રહી ગઈ અને અબડાજીના ઉદ્‌ગારોનું ઉત્તર આપતી કહેવા લાગી કે: 'સુભાગી કચ્છાધીશ, આપનું એ કથન અક્ષરશઃ સત્ય છે કે કારણ વિના કોઇ કાર્ય સંભવતું જ નથી અને તેથી અત્યારે અહીં થયેલા મારા આગમનનું કાંઇ કારણ ન હોય એ સંભવે જ નહિ. હું અત્યારે આપ શ્રીમાન્‌ને એટલો જ એક પ્રશ્ન પૂછવામાટે આવી છું કે આજે આ અબળા તથા કોમળાંગી મનાતી શ્યામાએ પોતાના જીવનની લેશમાત્ર પણ ચિંતા ન રાખીને ભયાનક મૃગરાજને મારી આપ શ્રીમાન્‌ના જીવનની રક્ષા કરી હતી, છતાં આપ શ્રીમાને કાંઈ પારિતોષિક તો ન જ આપ્યું, પરંતુ સામાન્ય કૃતજ્ઞતા દર્શાવાને ઉપકાર પણ ન માન્યો અને વચનના દાનમાં પણ દરિદ્રતાનો પરિચય કરાવ્યો તે શા કારણથી ? શું, કચ્છના મનુષ્યો ઉપકારકનો કેવળ મુખથી ઉપકાર માનવામાં પણ પોતાની હીનતાને અનુભવે છે ? જો એમ જ હોય તો કચ્છના મનુષ્યો કૃતઘ્ન છે, ઉપકારકના ઉપકારને ભૂલી જનારા છે અને ઉપકારપર અપકાર કરનારા છે એમ જ મારે આજથી માનવું પડશે."

"શ્યામાસુંદરી, કચ્છીઓને કૃતઘ્ન માનવામાં તમો આ અયોગ્ય શીઘ્રતા તથા સંપૂર્ણ અવિચારશીલતાનો જ પરિચય કરાવી રહ્યાં છો." જામ અબડાજી કાંઇક વિરક્તિના ભાવને દર્શાવતો કહેવા લાગ્યો: "તમોએ આજે ભયંકર વનરાજ કેસરીના મુખમાંથી જે અપૂર્વ વીરતાથી મારા પ્રાણની રક્ષા કરી બતાવી છે તે તમારી વીરતા મારા હૃદયમાં એટલી સીમા પર્યન્ત અંકિત થઇ ગયેલી છે કે તમારી વીરતાની પ્રશંસા કરવા માટેના યોગ્ય શબ્દો મને ન મળી શકવાથી જ હું મારી કૃતજ્ઞતાને યથા સમય નથી દર્શાવી શકયો. અત્યારે પણ આ પુસ્તક વાંચતાં મારા મનમાં એ જ વિચાર ચાલ્યાં કરતો હતો કે તમોને તમારી આ સેવાનો

મારે હવે શો બદલો આપવો અને સિંધુપતિની રાજસભામાં તમારી વીરતાનું ગૌરવ કેવા સ્વરૂપમાં કરવું ? જો હું તમારા ઉપકારનો બદલો વાળ્યા વિના જ અહીંથી ચાલ્યો ગયો હોત, તો તમોને કચ્છીઓના સંબંધમાં નીચ વિચાર કરવાનો સંપૂર્ણ અધિકાર હતો; પરંતુ હજી તો આ ઘટનાને એક દિવસ પણ નથી વીત્યો અને હજી આપણે મૃગયાશિબિરમાં જ પડ્યાં છીએ ત્યાં તો કચ્છીઓમાટે તમોએ આવા નીચ વિચાર બાંધી લીધા એથી એટલું તો સ્પષ્ટ જણાઇ આવે છે કે અબળા ગમે તેવી ને ગમે તેટલી વિદૂષી તથા વીરવ્રતધારિણી હોય, તોય અબળાનો સ્વભાવ ઉતાવળિયો અધીરો તથા ચંચળ તો અવશ્ય હોય છે જ. અસ્તુ. ત્યારે હવે કહી નાંખો કે મારા પ્રાણની આજે તમારા હસ્તથી જે રક્ષા થયેલી છે તે તમારા વીરકાર્યનો તમો મારી પાસેથી શો બદલો લેવા ધારો છો ? હું તમારૂં યોગ્ય ગૌરવ કરીને તમારા આ ઉપકારનો યોગ્ય બદલો વાળી આપવાને તૈયાર છું."

"તો આ શ્યામા અદ્યાપિ નિષ્કામ કર્મ કરીને 'कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन' એટલી ઉચ્ચતમ ભાવનાને પોષનારી અને ફળની આશાને સર્વથા ત્યજી દેવાની યોગ્યતાને ધરાવનારી ન થઈ શકેલી હોવાથી પોતાના કરેલા ઉપકારનો બદલો લેવાને તૈયાર છે; પરંતુ તે એવી શર્તે કે તે બદલો મને મારી પોતાની ઇચ્છા અનુસાર અને કોઇ પણ પ્રકારના કોલાહલ વિના જ મળવો જોઇએ." શ્યામાસુંદરીએ પોતાની ઇચ્છા અનુસાર બદલો લેવાનો અભિલાષ દર્શાવ્યો.

"હું તમારી એ શર્તને કુબૂલ રાખીને પરમેશ્વરની સાક્ષીથી તમોને તમારી ઇચ્છા અનુસાર બદલો આપવાને વચનબદ્ધ થાઉં છું." જામ અબડાજીએ ઔદાર્યના આવેશમાં શ્યામાસુંદરી શું માગશે ને શું નહિ એનો કાંઇ પણ વિચાર કર્યા વિના આવી રીતે વચન આપી દીધું.

"તો હવે આ સેવિકાને એવી વસ્તુ આપવાની ઉદારતા દર્શાવો કે જે વસ્તુની પ્રાપ્તિ થઇ ગયા પછી આ સંસારની અન્ય કોઇ પણ વસ્તુને મેળવવાની આશાનો સર્વથા લોપ થઇ જાય અને આ સેવિકા આપ શ્રીમાનની અર્પેલી તે એક જ અદ્વિતીય વસ્તુના આનંદોપભોગમાં અન્તપર્યન્ત નિમગ્ન રહ્યાં કરે !" શ્યામાસુંદરીએ બાહ્યતઃ અશક્યવત્ જણાતી વસ્તુની ગંભીરતાથી યાચના કરી, અને ત્યાર પછી આગળ વધીને બોલી કે: "અને હા; એ વસ્તુ પણ મારે મારા પોતાના ઉપયોગમાટે નથી જોઇતી; કિન્તુ મારે એ વસ્તુ જે એક અન્ય વ્યક્તિએ મારા પર કેટલાક ઉપકારો કરેલા છે તે મારી ઉપકારિકા વ્યક્તિને જ તેના ઉપકારોના બદલામાં આપી દેવાની છે."

"શ્યામાસુંદરી, જે વસ્તુને મેળવી લીધા પછી સંસારની અન્ય કોઇ પણ વસ્તુને મેળવવાની આશાનો મનુષ્ય વ્યક્તિના હૃદયમાંથી

સર્વથા લોપ થઇ જાય એવી વસ્તુ તો જો વાસ્તવિકતાથી જોવામાં આવે તો, કેવળ વૈરાગ્ય અથવા ત્યાગ જ મનાય છે; તો શું તમો મારી પાસેથી વૈરાગ્ય અથવા ત્યાગની યાચના કરી રહ્યાં છો? હું તમારા આશયને લેશ માત્ર પણ નથી સમજી શકતો.

"જો આપ વૈરાગ્ય અથવા ત્યાગને જ એવી વસ્તુ માનતા હો, તો આપ વિરાગી સંન્યાસી અથવા સર્વથા અરસિક પુરુષ છો એમ જ મારે માનવું જોઇએ; કારણ કે, આ વિશાળ સંસારની દિગન્તવ્યાપિની સર્વ ભાષાઓને હું તો એમ જ બોલતી સાંભળી રહી છું કે જે વસ્તુની પ્રાપ્તિ થઇ ગયા પછી અન્ય કોઇ પણ વસ્તુને, સંસાર કિંવા સ્વર્ગના કોઇ પણ પદાર્થને, મેળવવાની આશા હૃદયમાં અવશિષ્ટ રહી જ નથી શકતી તે વસ્તુ વૈરાગ્ય અથવા ત્યાગ નહિ, પણ જો, વાસ્તવિકતાથી જોવામાં આવે તો, કેવળ 'અનુરાગ' અથવા 'સંગ' છે. એ અનુરાગ પ્રેમ, મોહ, પ્રીતિ તથા પ્રણય આદિક અનેક નામોથી ઓળખાય છે અને એ અનુરાગના યોગે જ અનુરાગી આત્માઓની સંસારયાત્રા સફળ થાય છે; 'સંગ'ની નૌકાના આશ્રયથી જ નર તથા નારી સંસારસાગરને તરી જાય છે." શ્યામા સુંદરીએ અનુરાગને અદ્વિતીય વસ્તુ તરીકે ઓળખાવીને માર્મિકતાથી અબડાજીના અનુરાગની યાચના કરી લીધી.

"જો તમારા કથન અનુસાર અનુરાગને જ સંસારની અદ્વિતીય વસ્તુ માની લેવામાં આવે, તો એ પ્રેમ, પ્રણય તથા પ્રીતિ નામથી ઓળખાતો અનુરાગ એવો પદાર્થ છે ખરો કે તેનું સ્વાભાવિક આકર્ષણ થયા વિના કોઇ વ્યકિતને આપી શકાય અને તેમાં પણ વળી એક વ્યકિતથી પોતાના પ્રેમિક પાસેથી મેળવેલા પ્રેમ અથવા અનુરાગને કોઇ તૃતીય વ્યકિતનાં ચરણોમાં સમર્પી દેવાની અલૌકિક ઉદારતા દર્શાવી શકાય? શ્યામાસુંદરી, આજે કાં તો તમો ઉન્માદિની સમાન નિરર્થક પ્રલાપ કરી રહ્યાં છો અને કાં તો અનુરાગના તમારા આ નવીન વેદાંતને સમજવા જેટલી બુદ્ધિ મને પરમાત્માએ નથી આપી, એમ જ મારે નિરુપાય થઇને કહેવું પડે છે." અબડાજીએ કહ્યું.

"જ્યારે આપ મારા આશયને નથી જ સમજી શકતા, તો મારી હવે એટલી જ સ્પષ્ટ યાચના છે કે જો મારી સેવાનો બદલો આપવાની જ આપની ઇચ્છા હોય, તો આજે પાંચ કે છ દિવસથી આપ જેના સહવાસને સેવી રહ્યા છો; જેના રૂપ, યૌવન, વિનય, વિદ્યા, વીરતા તથા બુદ્ધિમત્તા આદિ અનેક અદ્ભુત ગુણોનો આપને સાક્ષાત્કાર થઇ ચૂકયો છે અને જેનાં રૂપ તથા ગુણ આદિની અલ્પ પરિમાણમાં ય સમાનતા કરનારી અન્ય હિન્દુ યુવતી આ સિંધુદેશમાં તો અસ્તિત્વ નથી જ ધરાવતી તે મારી પ્રાણાધિકા સખી અને સિંધુ-

પતિની સહોદરા સુભગાદેવીનો આપના પ્રથમ દર્શનના પ્રસંગે જ આપ શ્રીમાન્‌માં અનન્ય અનુરાગ બંધાઇ ગયેલો હોવાથી અને તેણે પોતાના મનમાં આપ શ્રીમાન્ સાથે વરવાનો નિશ્ચય કરી લીધેલો હોવાથી તે મારી પ્રિયતમા સખીમાં પોતાના અનન્ય અનુરાગને સ્થાપીને તેની સાથે વરવાનું અને તેનું પાણિગ્રહણ કરીને તેના નારીજન્મની સાર્થકતા કરવાનું મને અત્યારે અને આ ક્ષણે જ વચન આપી દ્યો, અને તે સાથે જ્યારે સુભગા દેવી પરણીને આપના અંતઃપુરમાં આવે ત્યારે આપની તથા સુભગા દેવીની મારા જીવનની અંતિમ ઘટિકાપર્યન્ત સેવા કરવાના મારા મનોરથને સફળ કરવાનું વચન પણ આપી દ્યો.” શ્યામાસુંદરીએ અંતે પોતાની જે ઇચ્છા હતી તે સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધી.

“સુભગા દેવી સર્વ પ્રકારની યોગ્યતા ધરાવનારી એક અલૌકિક ક્ષત્રિયકન્યા હોવાથી અને મારા સદ્ભાગ્યના યોગે તેનો મારામાં અચાનક આવો અનન્ય અનુરાગ બંધાયલો હોવાથી તેને મારી ગૃહલક્ષ્મી તરીકે સ્વીકારવાનું વચન તો મારાથી કદાચિત્ આપી શકાય તેમ છે; પરંતુ તમારા અમારી સેવિકા થવાના અને અમારી સેવામાં જ અવતારને વીતાડી દેવાના અયોગ્ય મનોરથને સફળ કરવાનું વચન મારાથી કેવી રીતે આપી શકાય, એનો તમો પોતે જ વિચાર કરી લ્યો. તમો પણ સુમરાવંશનાં એક અનન્ય રમણીરત્ન હોવાથી પરણશો ખરાં કે નહિ? અને પરણશો, તો પછી પરણીને પોતાના શ્વસુરાલયમાં વસી પોતાના સ્વામીની સેવા કરશો કે અમારી સેવામાં નિયુક્ત થશો?”

મેં એક પુરુષ સાથે પરણવાની ઇચ્છા કરી હતી; પણ કેટલાક સંયોગો એવા આવી પડ્યા છે કે હવે મારાથી તે પુરુષ સાથ પરણીને સંસારસુખના લ્હાવા લઇ શકાય તેમ નથી અને અન્ય સર્વ પુરુષોને હું મારા પિતા તથા સહોદરતુલ્ય માનતી હોવાથી મેં બ્રહ્મવાદિની અથવા આજન્મબ્રહ્મચારિણી રહેવાનો અને બ્રહ્મચર્યના પાલનમાં જ અવતારને વીતાડી દેવાનો મારા મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો છે એટલે આપની સેવિકા થવાના મારા મનોરથને આપ અવશ્ય સફળ કરી શકશો અને સુભગાદેવીને હું મારા જીવન કે પ્રાણ માનતી હોવાથી મને તેના સમાગમમાં રહેવાનો અવસર અવશ્ય આપી શકશો એવો મારો સંપૂર્ણ વિશ્વાસ છે. મને ‘હા’ કે ‘ના’નું ઉત્તર અત્યારે અને આ ક્ષણે જ મળવું જોઇએ; કારણ કે, શ્યામાસુંદરી કરવા ધારેલા કોઇ પણ કાર્યને આવતી કાલપર મુલ્તવી રાખતી જ નથી.” શ્યામાસુંદરીએ પોતાનો અવિવાહિતા રહેવાનો હેતુ દર્શાવીને કોઇ પણ એક ઉત્તર આપી દેવાનો અબડાજીને આગ્રહ કરતાં આ વાક્યો ગંભીર ભાવથી ઉચ્ચાર્યાં.

"ધારો કે સુભગા દેવી સાથે પરણવાની હું હા પાડું, તો સિન્ધુપતિ મારા રાજ્ય કરતાં વિશાળ રાજ્યના સ્વામી હોવાથી પોતાની સહોદરાના હસ્તને મારા હસ્તમાં સમર્પવાની સંમતિ દર્શાવશે ખરા? અને જો તેઓ સંમતિ ન દર્શાવે તો કેવળ મારી સંમતિથી શો લાભ થવાનો છે?" અબડાજીએ એક યોગ્ય સંશય દર્શાવ્યો.

"સમસ્ત સિંધુ દેશમાં સુભગા દેવીને જેની સાથે પરણાવી શકાય તેવો એક પણ યોગ્ય રાજપુરુષ ન હોવાથી જ સુભગા દેવીનાં લગ્નનો અત્યાર સુધી પ્રબંધ કરવામાં નથી આવ્યો અને સિંધુપતિ ઘોઘારાજનો પ્રથમથી જ સુભગાદેવીને જે વર સાથે વરવાની તેની પોતાની ઇચ્છા હોય તે વર સાથે જ વરાવવાનો નિશ્ચય થઇ ગયેલો હોવાથી આજે મારા મુખથી સુભગા દેવીની આપ શ્રીમાન્ સાથે પરણવાની ઇચ્છાને જાણતાંની સાથે જ તેમણે આ શરીરસંબંધમાટે અત્યંત આનંદપૂર્વક પોતાની સંમતિ આપી દીધી છે અને તેમની સંમતિ લીધા પછી જ આ કિંકરી આપ શ્રીમાન્‌ની સંમતિને મેળવવામાટે આપ શ્રીમાન્‌ની સેવામાં ઉપસ્થિત થવાનું સાહસ કરી શકી છે. સુભગા દેવીને આપ શ્રીમાન્ જેવા એક મહાતેજસ્વી, યોગ્યવયસ્ક, મહાશૂરવીર તથા નામાંકિત વરની પ્રાપ્તિ થતી હોય અને સિંધુપતિ તેમાટે સંમતિ ન દર્શાવે એ સર્વથા અસંભવનીય છે. આપ શ્રીમાન્ સિંધુ દેશ જેવા વિશાળ રાજ્યના સ્વામી ન હોવા છતાં કચ્છના સાર્વભૌમ સમાન છો, એ અમો સર્વ જનો સારી રીતે જાણીએ છીએ અને કદાચિત્ તેમ ન પણ હોય, તોય સુભગા દેવી કાંઇ રાજ્ય સાથે નથી પરણવાની; તે તો આપ શ્રીમાન્ સાથે જ પરણવાની છે એટલે આ વિષયને કોઇ પણ પ્રકારનું મહત્ત્વ આપવાની કશીયે આવશ્યકતા નથી, એ આપ શ્રીમાન્‌ને વારંવાર જણાવવાની અગત્ય હોય એવી મારી માન્યતા નથી." શ્યામા સુંદરીએ ઘોઘારાજની સંમતિ હોવાનું દર્શાવીને રાજ્ય કરતાં વરની પોતાની યોગ્યતાના અધિક મહત્ત્વનું પણ આવશ્યક પ્રતિપાદન કરી બતાવ્યું.

જામ અબડાજી હવે શ્યામા સુંદરીને શો ઉત્તર આપવો એના ગહન વિચારમાં પડી ગયો અને કેટલોક સમય આવી રીતે વિચારમાં વીતાડ્યા પછી ગંભીરતાપૂર્વક શ્યામાસુંદરીને સંબોધીને કહેવા લાગ્યો કે: "શ્યામા સુંદરી, એ વાર્તા તો તમારા જાણવામાં હોવી જ જોઇએ કે હું અવિવાહિત નથી; કિન્તુ વિવાહિત છું; માત્ર એટલું જ નહિ, પણ મારાં ગૃહલક્ષ્મી એક ગુણવતી તથા રૂપવતી આર્ય મહિલા હોઇને એક મહાસુંદર તથા તેજસ્વી પુત્રરત્નને જન્મ આપી પોતે માતૃપદને પ્રાપ્ત કરી મને પિતૃપદ પણ સમર્પી ચૂક્યાં છે. આપણાં ધર્મશાસ્ત્રોની એવી આજ્ઞા

છે કે; 'જો પત્ની મદિરાપાન કરનારી, નિષિદ્ધ આચરણ કરનારી, પોતાના પતિથી વિમુખ રહેનારી, અસાધ્ય રોગથી નિરંતર પીડાતી, ગર્ભ આદિનો નાશ કરનારી તથા ધનનો અતિશય વ્યય કરીને ધનનો અકારણ નાશ કરી નાંખનારી હોય તો તેવી પત્ની જીવિત હોવા છતાં પતિએ અન્ય સ્ત્રી સાથે વિવાહ કરી લેવો; અથવા પત્ની એવી દુર્ગુણશીલા ન હોઇને અન્ય સર્વ પ્રકારે સદ્‌ગુણવતી હોવા છતાં વંધ્યા હોય, તો લગ્ન પછી આઠમે વર્ષે; જો તેનાં સર્વ સંતાનો મરી જતાં હોય, તો લગ્ન પછી દશમે વર્ષે અને જો તે કેવળ કન્યાઓને જ જન્મ આપતી હોય તો લગ્ન પછી અગિયારમે વર્ષે પુરુષે અન્ય સ્ત્રી સાથે પુત્રોત્પત્તિ માટે લગ્નસંબંધ કરી લેવો; પરંતુ જો સ્ત્રી અપ્રિય બોલનારી હોય, તો શીઘ્ર જ બીજી સ્ત્રી સાથેના સંબંધને સાધી લેવો. એથી વિપરીત જો પ્રથમ પત્ની રોગિણી હોવા છતાં પણ નિરંતર પોતાના પાતના હિતમાં તત્પર રહેનારી પતિપ્રાણા તથા સુશીલા હોય, તો તેના પતિએ તે સ્ત્રીની પોતાની અનુમતિ વિના અન્ય સ્ત્રી સાથે કદાપિ લગ્નસંબંધ કરવો નહિ; કારણ કે, એવી પતિહિતપરાયણા તથા સુશીલા સ્ત્રી કદાપિ નિરાદર તથા તિરસ્કારને પાત્ર નથી જ હોતી.'* અર્થાત્ મારાં ઠકરાણાં પતિહિતપરાયણ, રૂપગુણસંપન્ન તથા પુત્રવતી હોવાં છતાં અને અન્ય સ્ત્રી સાથે લગ્નસંબંધ કરવાનું ધર્મશાસ્ત્ર અનુસાર કાંઇ પણ કારણ ન હોવા છતાં જો હું મારી એ સુશીલા ગૃહલક્ષ્મીની આજ્ઞા અથવા સંમતિ વિના સુભગા દેવીના લગ્નવિષયક પ્રસ્તાવને સ્વીકારી લઉં તો એ મેં ધર્મશાસ્ત્રની આજ્ઞાનું ઉલ્લંઘન તથા મારી ગૃહલક્ષ્મીનો ભયંકર દ્રોહ કરેલો જ કહી શકાય અને ધર્મ તથા ગૃહલક્ષ્મીનો દ્રોહ કરવાની મારી ઇચ્છા ન હોવાથી જ્યાં સુધી મારાં ધર્મપત્નીની આ લગ્નમાટે મને અનુમતિ ન મળી જાય ત્યાં સુધી મારાથી આ લગ્નમાટે કોઇ પણ રીતે મારી અનુમતિ દર્શાવી શકાય તેમ નથી અને તેમાટે મારા હૃદયમાં અતિશય શોક થાય છે. હું વિવાહિત હોવાથી આ વિષયમાં પરતંત્ર તથા સર્વથા નિરુપાય છું તો આશા છે કે મને આ પ્રસ્તાવને અત્યારે જ ન સ્વીકારી શકવામાટે અવશ્ય શ્રીમાન્ સિંધુપતિ, શ્રીમતી સુભગાદેવી તથા તમો અંતઃકરણપૂર્વક ક્ષમા આપવાની ઉદારતા દર્શાવિશો."

શ્યામાસુંદરી જામ અબડાજીની આવી અશ્રુતપૂર્વ સંયમશીલતા, નીતિપરાયણતા તથા પત્નીવિષયક પૂજ્યભાવનાને જોઇને આશ્ચર્યચકિત થતી એ ચાર ક્ષણ પર્યન્ત તો જામ અબડાજીના મુખમંડળને નિર્નિમેષ દૃષ્ટિથી જોઇ રહી અને આ ઉત્તરથી જામ અબડાજીવિષયક

* જુઓ 'મનુસ્મૃતિ' અધ્યાય ૫ મો, શ્લોક ૧૬૭, ૧૬૮, ૧૬૯; અને અધ્યાય ૯ મો, શ્લોક ૮૦, ૮૧, ૮૨.

તેનો મોહ તથા અનુરાગ દ્વિગુણ થઈ જતાં તે કચ્છાધીશને ધન્યવાદ અર્પતી કહેવા લાગી કેઃ "સંયમશીલ પુરુષોના શિરોમણિ રાજવી, ધન્ય છે આપ શ્રીમાનની પત્નીભક્તિ તથા આપ શ્રીમાનની એકપત્નીવ્રત-પાલનવિષયક દૃઢતા તથા સંયમશીલતાને! આપ શ્રીમાનના આ ઉત્તરને સાંભળ્યા પછી અત્યારે અને આ ક્ષણે જ સુભગા દેવીના હસ્તને સ્વીકારવાનો આપ શ્રીમાનને જો અતિશય આગ્રહ કરવામાં આવે, તો તે અમારી એક પ્રકારની મૂર્ખતા તથા પાપિષ્ઠતા જ કહી શકાય; તેમ જ સુભગા દેવીએ આપ શ્રીમાન્ વિના અન્ય કોઈ પણ પુરુષ સાથે કોઈ પણ સંયોગોમાં ન વરવાની દૃઢ પ્રતિજ્ઞા કરેલી હોવાથી તેને અન્ય પુરુષની પત્ની થવાનો ઉપદેશ આપવો, એ પણ એક પ્રકારે તેની પ્રતિજ્ઞાનો ભંગ કરાવીને તેને પાપના પંથે પ્રેરવાનો પ્રયત્ન જ કહી શકાય એટલે આવી વિષમ પરિસ્થિતિમાં આપ શ્રીમાનનાં ઠકરાણીને આ સમસ્ત પરિસ્થિતિનો વૃત્તાંત હૃદયભેદક ભાષામાં કહી સંભળાવીને તેઓ શ્રીમતીની આ લગ્નસંબંધમાટે અનુમતિ મેળવી લેવી એ વિના અન્ય કોઈ ઉપાય છે જ નહિ અને એ અનુમતિ આપ શ્રીમાનથી મેળવી શકાય તેમ ન હોવાથી એ અનુમતિ મેળવવામાટે મારે જ આપ શ્રીમાન્ સાથે અત્યારે જ કચ્છમાં આવવું પડશે. જો આપ શ્રીમાનનાં રાજ્ઞીશ્રીની આ લગ્નમાટે સંમતિ મળી જશે, તો તો મારી સખીના સદ્ભાગ્યની સીમા થઈ જશે અને જો તેમ નહિ જ થાય, તો પછી તેના ભાગ્યમાં આજન્મ અવિવાહિતા રહીને અખંડ બ્રહ્મચર્યના પાલનનો યોગ તો લખાયલો જ છે. તો હવે મારે આપ શ્રીમાનને એટલું જ પૂછી લેવાનું છે કે આપ શ્રીમાન્ આપની આ સેવિકાને આપની સાથે કચ્છમાં લઈ જવાની અને આપનાં રાણીશ્રીની સંમતિ મેળવવાના અવસરને પ્રાપ્ત કરાવવાની ઉદારતા દર્શાવશો કે એટલી ઉદારતા પણ નહિ દર્શાવી શકો?"

"જો મારી સાથે જ કચ્છમાં આવવાની તમારી ઇચ્છા હશે, તો હું તમોને અવશ્ય મારી સાથે ત્યાં લઈ જઈશ અને જો તમો મારાં પ્રાણેશ્વરીના હૃદયમાં અનુકંપા ઉપજાવીને તેમની સંમતિ મેળવી શકશો, તો પછી સિંધુરાજકુમારી સુભગા દેવીનું પાણિગ્રહણ કરવામાં મારો કોઈ પણ પ્રકારનો વિરોધ નહિ જ રહે." અબડાજીએ શ્યામા સુંદરીને પોતાની સાથે કચ્છમાં લઈ જવાની હા પાડતાં આ શબ્દો ગંભીર ભાવથી ઉચ્ચાર્યા.

"ત્યારે હું હવે આપ શ્રીમાનને આપેલા પરિશ્રમની ક્ષમા માગીને મારી સખી સુભગા દેવી પાસે જવાની આજ્ઞા લઈશ; કારણ કે, આપ શ્રીમાનના ઉત્તરને સાંભળવામાટે સુભગા દેવી પોતાના તંબૂમાં મારી વાટ

જોતી બેઠી હશે." શ્યામાસુંદરીએ પોતાના કાર્યની સામયિક સમાપ્તિ થઇ ગયેલી હોવાથી જવાની ઇચ્છા દર્શાવી.

"ભલે સિધારો; પણ હા, મારે અહીંથી પરમ દિવસે પ્રભાતમાં જ પ્રયાણ કરવાનું હોવાથી જો તમારો મારી સાથે આવવાનો નિશ્ચય થઇ જાય, તો પ્રવાસની જે તૈયારી કરવાની હોય તે આવતી કાલના સંધ્યા-કાળ પર્યન્ત કરી લેજો." જામ અબડાજીએ શ્યામા સુંદરીને જવાની આજ્ઞા આપીને આવશ્યક સૂચના પણ આપી દીધી.

* * * * *

શ્યામા સુંદરીએ તેની પ્રતીક્ષા કરતી પોતાનાં તંબૂમાં બેઠેલી સુભગા દેવી પાસે આવીને જામ અબડાજી સાથે થયેલા પોતાના સંભાષણનો સાર સુભગા દેવીને કહી સંભળાવ્યો. જામ અબડાજીના આવા ઉચ્ચ ચારિત્ર્યથી જામ અબડાજી વિષયક સુભગા દેવીનો અનુરાગ શતગુણ અધિક થઇ ગયો. એ સમસ્ત વૃત્તાંત સિંધુપતિ ઘોઘારાજને પણ જણાવવામાં આવ્યો અને અંતે સુભગા દેવી તથા ઘોઘારાજ ઉભયના અનુમોદનથી શ્યામાંસુંદરી જામ અબડાજીની અર્ધાંગી દેવી સુનાભાની જામ અબડાજીની દ્વિતીય લગ્નવિષયક સંમતિને મેળવવામાટે કચ્છનો પ્રવાસ કરવાને તૈયાર થઈ ગઈ. એ વાર્તા દ્વિતીય દિવસના પ્રભાતમાં જ જામ અબડાજીને જણાવી દઇને મધ્યાહ્ન પછી રાજધાનીમાં આવીને સંધ્યાકાળથી પૂર્વે જ ઘોઘારાજની સહાયતાથી તેણે પ્રવાસની સર્વ આવશ્યક તૈયારી કરી લીધી. તૃતીય દિવસના પ્રભાતમાં જામ અબડાજી પોતાના દશ અંગરક્ષકો તથા શ્યામાસુંદરી સહિત કલ્યાણકૂટમાંથી કચ્છમાં જવામાટે તૈયાર થયો તે વેળાયે સિંધુપતિ ઘોઘારાજ તથા રાજકુમારી સુભગા દેવી પોતાના અંગરક્ષકો સહિત કલ્યાણકૂટથી બે ગાઉના અંતરપર્યન્ત તેને વળાવવામાટે તેની સાથે આવેલાં હોવાથી જ્યારે તેમનાથી વિયુક્ત થવાનો સમય આવી લાગ્યો ત્યારે જામ અબડાજીએ સિંધુસ્વામીને સંબોધીને શાંત તથા ગંભીર મુદ્રાથી કહ્યું કેઃ—

"સિંધુનાથ, આપ શ્રીમાને મારા પ્રતિ જે પ્રેમ દર્શાવ્યો છે અને મારી યોગ્યતાથી અધિક મારો આદરસત્કાર કરી બતાવ્યો છે તેમાટે હું આપ શ્રીમાન્‌નો આજન્મ ઋણી રહેવાનો છું. મારા અહીંના નિવાસના સમયમાં આપ શ્રીમાન્‌ના આપના જ્યેષ્ઠબંધુ સાથે થયેલા વિરોધ તથા તેમના દિલ્લીપ્રયાણની વાત આપ શ્રીમાને તો મારા સમક્ષ કાઢી જ નથી; પણ એ શોકકારિણી ઘટનાના સમાચાર અમોને તો બહુ જ વહેલા કચ્છમાં જ મળી ગયા છે અને આ બંધુવિગ્રહ અથવા ગૃહકલેશ ભયંકર સ્વરૂપને ધારણ ન કરે અને ભયંકર પરિણામને ન નિપજાવે એટલામાટે મારા રાજ્યત્યાગી વિરક્ત સહોદર શ્રી મોડજી

બાવાની આજ્ઞા અનુસાર અમોએ રાજકુમાર ચનેસર દેવને અમારા એક વિશ્વાસપાત્ર તથા મહાવીર પ્રજાજન દ્વારા એક ઉપદેશાત્મક પત્ર પાઠવીને તેમાં અનિષ્ટ પરિણામમાટે સાવધાન રહેવાની સૂચના આપી દીધી છે; છતાં તેઓ ન જ માને અને અલાઉદ્દીનની સહાયતાથી અહીં આવીને જો વિગ્રહના વહ્નિને પ્રકટાવવાનું કુસાહસ કરી બેસે, તો અમો આપ શ્રીમાન્‌ના બંધુજનો હોવાથી અમારાથી આપ શ્રીમાન્‌ને જેટલી પણ આર્થિક તથા સૈનિક સહાયતા આપી શકાશે તેટલી સર્વ સહાયતા આપવાને નિરંતર તૈયાર રહીશું; માત્ર યથાસમય અમોને આપ શ્રીમાન્‌ની યોગ્ય સૂચના મળી જવી જોઇએ. આપણા સિંધુ દેશ તથા કચ્છ દેશમાં અહીંથી ઉખડી ગયેલી મુસ્લિમ રાજસત્તાનાં મૂળ પાછાં દૃઢ ન થાય અને આપણા ધર્મ તથા આપણી હિંદુજાતિપર નવીન આઘાત ન થાય એ જ અમારી પરમ ઇચ્છા છે; પછી તો જેવી પરમાત્માની ઇચ્છા.”

“અમો આપની આ અનુકંપા તથા સહાનુભૂતિમાટે આપ શ્રીમાન્‌ના આભારી છીએ. જો આવશ્યકતા જણાશે તો અવશ્ય આપ શ્રીમાન્‌ને અમારા સહાયક તરીકે બોલાવીશું. જો મારા બંધુનો મદદગાર થઇને અલાઉદ્દીન અહીં આવશે, તો સિંધના સૂમરા રાજપૂતો તેને પણ પોતાની વીરતા તથા પોતાની તલ્વારોના પાણીનો એવો તો ભીષણ સાક્ષાત્કાર કરાવશે કે જો તે જીવતો બચી જશે, તો પણ સિંધના સૂમરાઓ સાથેના સંગ્રામની ઘટના તેના જીવનના અંતિમ શ્વાસ પર્યન્ત તેના સ્મરણમાં હમેશાં તાજી અને તાજી જ રહ્યાં કરશે. અમારો પરમાત્માના ધર્મવિષયક પક્ષપાતમાં સંપૂર્ણ વિશ્વાસ હોવાથી કદાચિત્ યુદ્ધ થાય તો પણ તેની અમારા મનમાં લેશમાત્ર પણ ચિંતા નથી; કારણ કે, ધમનો જય અને પાપનો ક્ષય એ જ હિન્દુઓનો પરમ સિદ્ધાંત હોવાથી અને અમો પણ હિંદુ હોવાથી અમારો પણ એ જ સિદ્ધાંત છે.” સિંધુસ્વામી ઘોઘારાજે કૃતજ્ઞતા દર્શાવીને પોતાની ઈશ્વર તથા ધર્મ વિષયક શ્રદ્ધાને પણ વ્યક્ત કરી બતાવી.

જામ અબડાજી તથા સિંધુપતિ ઘોઘારાજ આવા પ્રકારનો વાર્તાલાપ જે વેળાયે કરી રહ્યા હતા તે વેળાયે સુભગા દેવી પોતાની સખી શ્યામાસુંદરીને કોઇ પણ ઉપાયે જામ અબડાજીનાં રાણીજીને સમજાવી મનાવીને તેની સાથેના જામ અબડાજીના લગ્નસંબંધમાટે તેની સંમતિ મેળવવાની વારંવાર સૂચના આપી રહી હતી અને વચ્ચે વચ્ચે જામ અબડાજીના કામદેવતુલ્ય મુખમંડળનું નિરીક્ષણ કરીને પોતાનાં લોચનોની સૌન્દર્યદર્શનવિષયક પિપાસાને પણ તૃપ્ત કરી રહી હતી. જામ અબડાજી પણ ઘોઘારાજના જોવા તથા જાણવામાં ન આવી શકે તેવી રીતે સુભગા સુંદરીના નિષ્કલંક મુખચંદ્રના અવલોકનથી પોતાનાં

નેત્રોની સાર્થકતાને સિદ્ધ કરી રહ્યો હતો. અંતે વિયોગની ઘટિકા આવી લાગી; અબડાજીએ સિંધુપતિ તથા તેની સહોદરાનેપ્રણામ કરીને પોતાના અશ્વને કચ્છના માર્ગમાં ચલાવવા માંડયો અને તેના અંગરક્ષકો તથા શ્યામાસુંદરી પણ તેનું અનુગમન કરવા લાગ્યાં.

સિંધુપતિ, સુભગા દેવી તથા તેમના અંગરક્ષકો કલ્યાણકૂટ જવા માટે પાછાં વળ્યાં. સુભગા દેવીએ બુદ્ધિપૂર્વકપોતાની તુરગીને સર્વની પાછળ રાખીને ચલાવવા માંડી અને જ્યાં સુધી જામ અબડાજી તેની દૃષ્ટિને દેખાતો બંધ ન થઇ ગયો ત્યાં સુધી વારંવાર એકકે અન્ય નિમિત્તથી પોતાની તુરગીને જાણે નૃત્ય કરાવતી હોય તેવી રીતે વાળીને તે પોતાના ચિત્તના ચોરને ચપલા સમાન ચપલ દૃષ્ટિથી જોતી રહી. જ્યારે જામ અબડાજી દેખાતો બંધ થયો ત્યારે સુભગા દેવીને થોડી વાર એવો જ ભાસ થવા લાગ્યો કે: "મારો આત્મા મારા એ પ્રિયકર સાથે ચાલ્યો ગયો છે અને મારો આ કેવળ નિષ્પ્રાણ દેહ જ અહીં પડયો રહ્યો છે!" તેના મુખમાંથી સ્વાભાવિક એ ઉદ્દગાર નીકળી ગયો કે: "હાય, પ્રાણ, આપણે હવે પાછાં કયારે મળીશું?"

અસ્તુ: હવે આપણે દિલ્હી પ્રતિ દૃષ્ટિપાત કરીએ.

## પ્રકરણ ૧૨ મું

### હિન્દુ વીર, સાવધાન!

અલાઉદ્દીન અથવા ચનેસરની મુલાકાત અથવા વિષ તથા સુધાના સંમેલનની દશમ પ્રકરણમાં વર્ણવાયલી ઘટનાને દોઢ માસ જેટલો સમય વીતી ગયો હતો. છતાં અલાઉદ્દીન તથા અલફ્ખાનથી પંજાબ તથા સિંધુ દેશની દિશામાં સૈન્યસહિત પ્રયાણ કરવાની તૈયારી કરી શકાઇ ન હોતી તેનાં કેટલાંક રાજનૈતિક કારણો હતાં. એટલા સમયમાં અલાઉદ્દીને ચનેસરને ત્રણ કિંવા ચાર વાર પોતાની પાસે બોલાવીને તેનું ગૌરવ કરી તેના મનમાં પોતાના સંબંધમાં સારી ભાવનાને ઉત્પન્ન કરવાના તથા દૃઢ વિશ્વાસ બંધાવી દેવાના યોગ્ય પ્રયત્નો કર્યાં હતા અને તેના આદરાતિથ્યનો એવો તો ઉત્તમ પ્રબંધ કરી દીધો હતો કે તેના આવા ઉદારતાપૂર્ણ વર્તનથી ચનેસર તેને ખૂની તથા દગાબાજને બદલે ફ્રિસ્તાખસ્લત સુલ્તાન માનવા લાગ્યો હતો. હવે સર્વ વિઘ્નોનું નિવારણ કરી દેવાયલું હોવાથી પ્રયાણની સર્વ તૈયારીઓ થઇ ગઇ હતી અને બે દિવસ પછી પ્રયાણનો નિશ્ચય થઇ ચૂકેલો હોવાથી આજે મધ્યાહ્ન પછી અતિથિશાળામાં ચનેસર પોતાના શયનમંદિરમાંની સુખશય્યામાં પડયો પડયો જાગ્રદવસ્થામાં પણ પોતાના વિરોધીઓના પરાજય, પોતાના

વિજય તથા પોતાના રાજ્યાભિષેક આદિનાં પરમસુખદ સ્વપ્ન નિહાળી રહ્યો હતો. મહામાયા તથા હંસીએ હવે તેને ઉપદેશ આપવાના વ્યવસાયને બંધ કરીને માત્ર તે જે કાંઇ પૂછે તેટલાનું જ ઉત્તર આપવાના અને તેની આવશ્યક સેવા કરવાના વ્રતને જ સ્વીકારી લીધું હતું. ચનેસર આવી રીતે ભાવિ સુખોનાં સ્વપ્ન નિહાળી રહ્યો હતો, એટલામાં અચાનક હંસીએ શયનમંદિરમાં પ્રવેશ કરીને તેને સમાચાર સંભળાવ્યા કે:–

"કચ્છથી કોઇ એક તેજસ્વી પ્રૌઢ પુરુષ આવ્યો છે અને તે આપ શ્રીમાન્‌ને હાથોહાથ આપવામાટે એક પત્ર લઇ આવ્યો છે. જો આપ શ્રીમાન્‌ની આજ્ઞા હોય તો તેને અહીં બોલાવું."

ચનેસર આ સમાચારના શ્રવણથી આશ્ચર્યચકિત તો અવશ્ય થયો; છતાં તે આશ્ચર્યને વ્યકત ન થવા દેતાં તેણે કહ્યું કે: "ભલે તે આગંતુકને અહીં બોલાવો."

હંસી થોડી વારમાં જ તે આગંતુકને બહારથી અંદર શયનમંદિરમાં લઇ આવી અને 'સિંધુદેશના યુવરાજ ચનેસરદેવ આ પોતે જ છે' એવી રીતે તેને ચનેસરનો પરિચય કરાવીને ત્યાંથી ચાલતી થઇ ગઇ. ચાલતી થઇ ગઇ એનો અર્થ એટલો જ સમજવાનો છે કે શયનમંદિરના દ્વારની બહાર જઇને માયાવતી પાસે ઊભી રહી અને ત્યાં તેની જો કાંઇ આજ્ઞા થાય તો તેના પાલનની તે બન્ને ભગિનીઓ પ્રતીક્ષા કરવા લાગી. ચાણુકયબુદ્ધિ પાઠકો તથા પાઠિકાઓને જણાવવાની આવશ્યકતા નથી કે એ આગંતુક તે અન્ય કોઇ નહિ, પણ કચ્છમાંથી મોડજી, અબડાજી તથા સપડજીએ જેને પત્ર આપીને દિલ્લી મોકલ્યો હતો તે તલ્વારબહાદુર મેઘવાળ વીર ઓરસાજી પોતે જ હતો. અહીં વચ્ચે એ વાર્તા દર્શાવી દેવાની આવશ્યકતા છે કે મુસ્લિમ સુલ્તાનની રિયાસતમાં હિન્દુઓને અપમાન પહોંચાડનારા જે નિયમો પ્રચલિત હતા તે નિયમો ઓરસાજીથી અજ્ઞાત હોવાથી તે પણ ચનેસર પ્રમાણે પોતાની 'પખીરાણી' નામક ઘોડીપર બેસીને દિલ્લીના દ્વારમાં આવ્યો હતો અને તેથી તેની પણ દિલ્લીના દ્વારમાં વિડંબના કરવામાં આવી હતી; પરંતુ જ્યારે તેણે એમ જણાવ્યું કે: "હું અહીંના કાયદાને નથી જાણતો અને અહીં આવેલા સિંધુ દેશના યુવરાજને એક ખાનગી કાગળ આપવામાટે આવ્યો છું;' ત્યારે જ તેનો છૂટકો કરવામાં આવ્યો હતો; કારણ કે, ચનેસરને કોઇ પણ પ્રકારનું અપમાન ન પહોંચાડવાનો સુલ્તાન અલાઉદ્દીને પોતાના સઘળા મુસાહિબોને સખ્ત હુકમ ફર્માવી દીધો હતો. ચનેસર એ મેઘવાળ વીરની તેજસ્વિની મુખમુદ્રાને પળ બે પળ તો વિસ્મયચકિત નેત્રો વડે જોઇ રહ્યો અને ત્યાર પછી તેણે ગંભીર ભાવથી ઓરસાજીને સંબોધીને જિજ્ઞાસા દર્શાવી કે:–

"ભાઇ, બેસો, અને જણાવો કે તમો કચ્છમાંથી કોનો કાગળ લઇને આવ્યા છો અને અત્યારે જ તમો ભોજન કરવાના છો કે કેમ? જો પ્રવાસમાં તમોને ભોજન લેવાનો સમય ન મળી શક્યો હોય, તો થોડી વારમાં જ ભોજન અહીં તૈયાર થઇ જશે."

"હું આપ શ્રીમાન્‌ને હાથોહાથ આપવામાટે કચ્છ દેશના વીર-શિરોમણિ અને ન્યાયમૂર્તિ રાજ્યકર્તા શ્રીમાન્ જામ અબડાજી અભંગનો કાગળ લઇને આવ્યો છું અને આપ શ્રીમાન્ દિલ્લીમાં મને મળી જતાં મારો પરિશ્રમ સફળ થયો છે, એ માટે પરમાત્માનો હું આભાર માનું છું." આ શબ્દો ઉચ્ચારીને ઓરસાજીએ પોતાની ભેઠમાં સંભાળથી બાંધી રાખેલો બંધ લખોટો કાઢીને યુવરાજ ચનેસરદેવના હાથમાં જરાક ઊંચેથી જ નાંખી દીધો અને પાછો તે પોતાના સ્થાનમાં જઇને ઊભો રહ્યો.

તેની આવી ચેષ્ટાને જોઇને ચનેસરના મનમાં આશ્ચર્ય થતાં તે પૂછવા લાગ્યો કે: "કેમ, ભાઇ, આ કાગળ તમોએ ઊંચેથી જ મારા હાથમાં આપ્યો? મને સ્પર્શ કરતાં તમો અચકાયા શામાટે? વળી આવ્યા છો ત્યારના ઊભા જ રહ્યા છો અને બેસતા નથી તેનું શું કારણ છે?"

"જો આપ શ્રીમાન્‌ને અવકાશ હોય, તો આ કાગળને શાંતિથી વાંચી લ્યો, એટલે પછી આપ શ્રીમાન્‌ના વિચારોને જાણી લઇને હું આ પ્રશ્નોનાં ઉત્તર આપીશ." ઓરસાજીએ ચનેસરનું ભેદક દષ્ટિથી અવ-લોકન કરીને ગંભીર ભાવથી આ ઉત્તર આપ્યું.

ચનેસર વિશેષ કાંઇ પણ ન બોલતાં બંધ લખોટાની કોરને ફાડી તેમાંના લખેલા કાગળને બહાર કાઢીને, તેને હમેશાં પુસ્તક અથવા કાગળ બોલીને વાંચવાની ટેવ હોવાથી, બોલીને વાંચવા લાગ્યો, એટલે ઓરસાજીએ તેને વિનયપૂર્વક સૂચના આપી કે: "શ્રીમાન્, જો આ કાગળમાં લખાયલી વિગત આવી રીતે વાંચવાથી અહીંના કોઇ માણસના સાંભળવામાં આવી જવાનો સંભવ હોય તો આ કાગળ મનમાં જ વાંચો; વાંચીને જો એનો યોગ્ય અમલ ન કરી શકાય તો મને પાછો આપી દ્યો અને જો એમાં અપાયલી સૂચનાઓ આપ શ્રીમાન્‌ને માન્ય હોય તો અત્યારે અને આ ક્ષણે જ મારી સાથે આ પિશાચ-પુરીમાંથી પ્રયાણ કરી જવાને તૈયાર થઇ જાઓ."

ચનેસર ઓરસાજીની આ સૂચનાથી અધિક આશ્ચર્યમાં પડી ગયો અને તેથી ઓરસાજીને વળી એક વાર આશ્ચર્યદર્શક દૃષ્ટિથી જોઇને તે કાગળને મનમાં જ વાંચવા લાગ્યો. તે પત્રમાં નિમ્ન લેખ લખાયલો હતો:—

"સિંધુ દેશના માન્યવર રાજકુમાર સુમરાવંશભૂષણ શ્રી ચનેસર દેવની પવિત્ર સેવામાં, મુકામ દિલ્લી; અમોએ આપના બંધુ સાથે થયેલા

આપના વિગ્રહની વાર્તા સાંભળી છે અને સિંધમાંથી સુલ્તાન અલાઉદ્દીનની સહાયતા લેવાની પ્રતિજ્ઞા કરીને આપ નીકળેલા હોવાથી પોતાની તે પ્રતિજ્ઞા અનુસાર આપ અવશ્ય દિલ્લી ગયા હશો એમ ધારીને આ કાગળ અમો દિલ્લી જ મોકલીએ છીએ. આપ એક વિચારશીલ તથા બુદ્ધિમાન્ રાજકુમાર હોવાથી આ કાગળમાં વધારે ન લખતાં એટલું લખવું જ પર્યાપ્ત છે કે આપની માન્યતા અનુસાર સિંધુ દેશનાં સિંહાસન તથા રાજમુકુટની પ્રાપ્તિના સંબંધમાં કદાચિત્ આપને ઘોર અન્યાય અપાયો હોય અને તેથી અન્યાય આપનારાઓને તેમના અન્યાયનો દંડ આપવાની, યુદ્ધના અગ્નિને પ્રકટાવવાની અને પોતાના રાજ્યાધિકારને કોઇ પણ પ્રકારે પ્રાપ્ત કરી લેવાની આવશ્યકતા આપને અનિવાર્ય જણાતી હોય, તો પણ તેમાટે જે માર્ગને આપે સ્વીકાર્યો છે તે માર્ગ તો સર્વથા અયોગ્ય તથા વિઘાતક જ છે એમ અમારે અત્યંત શોકપૂર્વક કહેવું પડે છે; કારણ કે, જો આપને આપના બંધુ તથા તેમના પક્ષપાતી સૂમરા સર્દારોએ અન્યાય આપ્યો હોય, તો એ અપરાધનો દંડ આપના બંધુ તથા તેમના પક્ષપાતી સૂમરા સરદારોને જ મળવો જોઇએ, નહિ કે, સમસ્ત સિંધુ દેશને, આપની સ્વર્ગાદપિ ગરીયસી જન્મભૂમિને અને તે જન્મભૂમિનાં લક્ષાવધિ નિર્દોષ હિંદુ સંતાનોને! આપની જન્મભૂમિએ તથા તે જન્મભૂમિનાં લક્ષાવધિ નિર્દોષ હિંદુ સંતાનોએ આપનો શો અપરાધ કર્યો છે કે જેથી આપ હિંદુધર્મ તથા હિંદુજાતિના પરમશત્રુ અને 'ખૂની' ઉપનામથી ઓળખાતા સુલ્તાન અલાઉદ્દીનની ગોમાંસભક્ષિકા મુસ્લિમ સેનાને સિંધુ દેશમાં લઇ આવીને અમુક વ્યક્તિઓના અપરાધનો પોતાના દેશને તથા પોતાના દેશબાંધવોને ઘોર દંડ દેવાની ઇચ્છા કરી બેઠા છો? જે સિંધુદેશની રક્ષામાટે, જ્યારથી મુસલ્માન આક્રમણકારીઓનો સિંધુદેશમાં પ્રથમ પ્રવેશ થયો હતો ત્યારથી, અત્યારસુધીમાં સિંધુ દેશના હિંદુ વીરાત્માઓએ હજારોની સંખ્યામાં પ્રાણાહુતિઓ આપી દીધી છે અને સિંધુ દેશમાં પોતાની પ્રચંડ વીરતાના યોગે હિંદુ રાજસત્તાને અદ્યાપિ અવિચળ રાખી બતાવી છે તે સિંધુ દેશને પુનરપિ આપ પોતાના હસ્તથી વિધર્મીઓની સહાયતા લઇને નષ્ટભ્રષ્ટ કરી નાંખવાની તૈયારી કરી રહ્યા છો એ જાણીને કોઈ પણ સાચા હિંદુના હૃદયમાં સખેદ આશ્ચર્ય થાય, એ સર્વથા સ્વાભાવિક છે. સ્મરણમાં રાખી લેજો કે પોતાના ક્ષુદ્ર લાભના લોભમાં લપટાઇને પોતાના દેશને શત્રુઓના હસ્તમાં સોંપી દેવો, પોતાની હિંદુ જાતિને વિધર્મીઓના પગ તળે ચગદાવી નાખવી અને પોતાની સ્વતન્ત્રતાનો પોતાની મૂર્ખતાથી જ નાશ કરી નાંખવો એ કાર્ય કોઈ પણ પ્રકારે ઉચિત તથા શ્રેયસ્કર નથી. પ્રતિહિંસાની આ પદ્ધતિ હિંદુ

મનુષ્યની નથી; કિન્તુ વિધર્મીઓ અથવા પિશાચોની છે એ આપે નિરંતર સ્મરણમાં રાખી લેવાનું છે. જો બે ભ્રાતાઓનો પરસ્પર કલહ અથવા વિગ્રહ થઈ જાય, તો પણ તેઓ પોતાની જન્મદાત્રી માતાને મારી નાંખવામાટે તૈયાર નથી થતા, એ આપ જાણો છો ખરા કે નહિ? અને જો પોતાના કલહ અથવા વિગ્રહના કારણથી તે બન્ને ભ્રાતાઓ પોતાની માતાનો રક્તપાત કરવાને કટિબદ્ધ થઈ જાય, તો તેઓ મનુષ્યો નહિ, પણ રાક્ષસો જ હોવા જોઇએ એ સર્વથા નિર્વિવાદ છે. જો આપને અન્યાય મળ્યા પછી આપ અમારી પાસે આવ્યા હોત અથવા તો મેવાડના મહારાણા પાસે ગયા હોત, તો અમો અથવા મેવાડાધીશ અવશ્ય આપને ન્યાય અપાવવાના અમારાથી કરી શકાય તેટલા સર્વ પ્રયત્નો કરત. હજી પણ અમારો આપને એ જ પરામર્શ છે કે જો સુલ્તાન અલાઉદ્દીને આપને સહાયતા આપવાની હા પાડી હોય, તો પણ તેની સહાયતાને લત્તાપ્રહાર કરીને આ કાગળ લાવનાર વીર ઓરસાજી સાથે અમારી પાસે ચાલ્યા આવો અને આપને મળેલા અન્યાયનો વૃત્તાંત અમોને કહી સંભળાવો એટલે તેનાં કારણોનો વિચાર કરીને અમો આપને અવશ્ય ન્યાય અપાવીશું. જો ઘોઘારાજ સીધી રીતે નહિ માને, તો અમો આપના પક્ષપાતી થઇને તેની સાથે સંગ્રામ પણ કરીશું. મુસ્લિમ અરબોના મહમ્મદ કાસિમના નાયકત્વતળે સિંધુ દેશપર થયેલા પ્રથમ આક્રમણના સમયમાં મહાબલરાજ નામક ગૃહભેદી હિન્દુ માંડલિકની સહાયતાથી મુસ્લિમ અરબોએ સિંધુ દેશના હિન્દુઓપર કેવા પ્રકારના પૈશાચિક અત્યાચારો કર્યા હતા અને અત્યાર સુધી પણ મહાબલરાજનું નામ ધિક્કારપૂર્વક ઉચ્ચારાય છે, એ ભૂતકાલિક ઐતિહાસિક ઘટનાનું સ્મરણ કરો અને અત્યારના સમયના મહાબલરાજ થવાના વિચારને તેમ જ પોતાના નામને ચિરકલંકિત કરવાના અભિલાષને હૃદયમાંથી કાઢી નાંખો. કાળ વહી જશે, દેહ ચિતામાં બળીને એક દિવસ ભસ્મીભૂત થશે; પરંતુ કીર્તિ અથવા અપકીર્તિ સદાને માટે ગવાયા કરશે એટલામાટે, જો આપને પરમાત્માએ લેશ માત્ર પણ બુદ્ધિ આપી હોય,તો, અપકીર્તિને નહિ, પણ સત્કીર્તિને જ પોતાની પાછળ ગવાતી છોડી જાઓ. વિશેષ જે કાંઈ પૂછવું હોય તે પત્રવાહક વીર ઓરસાજીને પૂછી લેશો; કારણ કે, એ અમારો સંપૂર્ણ વિશ્વાસપાત્ર છે અને બુદ્ધિમાન્ પુરુષ છે. પરમાત્મા આપને ધર્મદ્રોહ, દેશદ્રોહ, જાતિદ્રોહ તથા બંધુદ્રોહના પાપથી અલિપ્ત રહેવાની બુદ્ધિ અર્પે એ જ પરમાત્મા પાસેથી યાચનારા અમો છીએ આપના હિતૈષીઓ મહાત્મા મોડજી, જામ અબડાજી તથા કુમાર સપડજી અથવા કચ્છભૂમિનાં હિન્દુ સંતાનો.”

આ પત્ર વાંચીને ચનેસરના મુખમંડળમાં એક પ્રકારની ચિંતા-જન્ય શ્યામતા વ્યાપી ગઈ. તે ગહન વિચારમાં પડી ગયો અને ત્યાર પછી તેણે ઓરસાજીને સંબોધીને કહ્યું કે: "ભાઈ ઓરસાજી, આ પત્રમાં મને જે ઉપદેશ આપવામાં આવ્યો છે તે યથાર્થ હોવા છતાં અને અહીંની મારી બે હિતૈષિણી હિન્દુ સેવિકાઓ પણ મને આવા પ્રકારનો જ ઉપદેશ આપતી હોવા છતાં સુલ્તાન અલાઉદ્દીનની ઉદારતાનો મને પોતાને જે અનુભવ થયો છે તે ઉદારતાને જોતાં અલાઉદ્દીન સિંધુ દેશમાં આવીને મને મારો છીનવી લેવાયલો અધિકાર પાછો અપાવવાના પ્રયત્ન વિના સિંધુ દેશની હિન્દુ પ્રજાપર કોઇ પણ પ્રકારનો અત્યાચાર વર્ષાવવાનો કિંવા સિંધુ દેશને પોતાના અધિકારમાં કરી લેવાનો પ્રયત્ન કરે અને વિશ્વાસઘાતના પાપને વ્હોરી લે એવી શંકાને હૃદયમાં સ્થાન આપવાનું મને પોતાને તો કાંઇ પણ કારણ નથી જણાતું. છતાં જો સુલ્તાન અલાઉદ્દીનની ભાવનામાં મને ભ્રષ્ટતાનો પ્રવેશ થયેલો જણાશે, તો હું તેની તે ભ્રષ્ટતાના પ્રતિકારનો યથાસાધ્ય પ્રયત્ન કરવાની અને તેની સહાયતાને ત્યજી દેવાની તમારા સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું. જો તમો આજથી એક માસ પૂર્વે, સુલ્તાન અલાઉદ્દીન સાથે મારી મુલાકાત ન હોતી થઇ ત્યારે જ, અહીં આ પત્ર લઇને આવી પહોંચ્યા હોત, તો હું આ પત્રમાં અપાયલા ઉપદેશ અનુસાર વર્તવાનો વિચાર કરી શકત; પરંતુ હવે તો સિંધુ દેશમાં લઇ જવામાટે પોતાની સેનાને તૈયાર કરાવીને સુલ્તાન અલાઉદ્દીન પોતે પણ પોતાના હસ્તથી મારો રાજ્યાભિષેક કરવામાટે મારી સાથે આવવાને તૈયાર થઇ ગયો છે અને પરમ દિવસે જ અમારે અહીંથી પ્રયાણ કરવાનું છે એટલે કે અલાઉદ્દીનની સહાયતા લેવાના વિષયમાં હું આટલી સીમા પર્યન્ત આગળ વધી આવેલો હોવાથી હવે મારાથી મારા વચનનો ભંગ કરીને અલાઉદ્દીનની સહાયતાનો તિરસ્કાર કરી શકાય તેમ નથી; માત્ર એટલું જ નહિ, પણ જો હું અલાઉદ્દીનને મારા સહાયક તરીકે સિંધુ દેશમાં લઇ જવાની ના પાડું, તો એથી પોતાનું અપમાન થયેલું માની લઇને અલાઉદ્દીન મને પણ બંદી કરી લે અને સિંધુ દેશપર પણ આક્રમણ કરીને ત્યાંના હિન્દુ રાજ્યને નષ્ટ કરી નાખે, એ સંભવનીય હોવાથી આટલી સીમા પર્યન્ત આગળ વધી આવ્યા પછી પાછા વળવાનો નિર્ભય માર્ગ મને પોતાને તો નથી જ દેખાતો. હું માનું છું કે મારા હસ્તથી આ પ્રમાદ થયો છે, પણ હવે એ પ્રમાદને સુધારવાનો ઉપાય મારી પાસે નથી."

"સિંધુરાજકુમાર, જો આ આપને પોતાનો પ્રમાદ જ જણાતો હોય તો આ પ્રમાદને સુધારવાનો ઉપાય એ જ છે કે સુલ્તાન અલાઉદ્દીનને મળ્યા વિના અને કાંઇ પણ જણાવ્યા વિના આપ અહીંથી

આજે જ પ્રયાણ કરી જવાને તૈયાર થાઓ અને સુલ્તાનને પહોંચાડવા માટે એક એવા આશયનું પત્ર લખીને અહીંની આપની હિતૈષિણી સેવિકાઓને આપતા જાઓ કે: 'મારા બંધુ, જાતિબંધુઓ તથા સિંધુ દેશની પ્રજાના રક્તથી સિંધુભૂમિને રંજિત કરીને રાજ્યને મેળવવાની હવે મારી ઇચ્છા ન હોવાથી હું અજ્ઞાતવાસમાં જીવન વીતાડવામાટે અહીંથી પ્રયાણ કરી જાઉં છું; તો આપ નામદાર હવે સિંધુ દેશમાં જવાના વિચારને માંડી વાળશો અને મેં આપ નામદારને જે પરિશ્રમ આપ્યો છે તેની ક્ષમા આપશો.' એટલે આ આગળ વધેલી બાબત આટલેથી જ અટકી જશે અને મહાત્મા મોડજી તથા જામશ્રી અબડાજી આદિકની સહાયતાથી આપને આપનો ઇષ્ટ ન્યાય મળી જશે. હજી ધનુષ્યમાંથી બાણ છૂટી નથી ગયો; છૂટવાની તૈયારીમાં અવશ્ય આવી ગયો છે; છતાં જો આપની ઇચ્છા હોય તો એ બાણને અટકાવવાનો અવસર અત્યારે જ છે." મેઘવાળ વીર ઓરસાજીએ ચનેસરને ત્યાંથી તે જ દિવસે પ્રયાણ કરી જવાનો ઉપદેશ આપ્યો.

"છતાં પણ જો અલાઉદ્દીન સિંધુ દેશપર પોતાની વિશાળ સેનાને લઇને ચઢી આવશે, તો એનું પરિણામ એ જ થશે કે સૂમરા સૈન્ય સુલ્તાનની મોટી ફૌજના મુકાબલામાં ઊભું રહી શકે તેમ ન હોવાથી મારા બંધુના હસ્તમાં પણ રાજ્ય નહિ રહે અને મને પણ રાજ્ય નહિ મળે ને ત્યાં સુલ્તાન અલાઉદ્દીનની જ હુકૂમત થઇ જશે." ચનેસરે વળી પાછો સંશય દર્શાવ્યો.

"જો એમ જ થશે, તો કચ્છાધીશ જામ અબડાજી અભંગ પોતાના સૈન્ય સહિત સિંધુ દેશમાંથી પ્રથમ વિધર્મીઓને હાંકી કાઢવાના કાર્યમાં આપ શ્રીમાન્ તથા આપના બંધુને પડખે આવીને સહાયક તરીકે ઊભા રહેશે અને જ્યારે વિપત્તિના મેઘો વિખરાઇ જશે ત્યારે નિષ્પક્ષપાત ન્યાયાધીશ તરીકે બંધુકલહનો પણ અંત લાવી બતાવશે." ઓરસાજીએ કચ્છપતિની સહાયતાના આશ્વાસનથી ચનેસરના સંશયનિવારણનો યત્ન કર્યો.

"પરંતુ સિંધુ તથા કચ્છની એકત્ર સેનાથી પણ અલાઉદ્દીનની તીડોના દલ જેવી ફૌજનો મુકાબલો કરી શકાશે કે કેમ, એ એક ગંભીર પ્રશ્ન છે." ચનેસરે સંશયથી મુક્ત થવાને બદલે પોતાનો એક નવીન સંશય ગંભીર ભાવથી દર્શાવ્યો.

"એક વાર એમ પણ માની લેવામાં આવે કે સિંધુ તથા કચ્છની એકત્ર હિન્દુ સેના પણ અલાઉદ્દીનની પ્રચંડ સેના સમક્ષ ન ટકી શકવાથી પરાજિત થઇ જશે; તો પણ જો આપ પોતાના ધર્મ, પોતાની જાતિ તથા પોતાની જન્મભૂમિની રક્ષા કરતાં રણભૂમિમાં શત્રુઓ સાથે

ઝૂઝીને વીરગતિને પ્રાપ્ત થઇ જશો, તો આપના ભાલપ્રદેશમાં ધર્મ-દ્રોહ, જાતિદ્રોહ તથા દેશદ્રોહનો શાશ્વત કલંક તો નહિ લાગે અને સિંધુ દેશના ઇતિહાસમાં આપની અપકીર્તિની ગાથા તો નહિ ગવાય. આ લાભ પણ કાંઇ સામાન્ય પ્રકારનો નથી.'' ઓરસાજીએ ઉભય પ્રકારના વિનાશોની તુલના કરીને હિંદુત્વની રક્ષાથી થનારા વિનાશને ઉત્તમ સિદ્ધ કરી બતાવ્યો.

''યુવરાજ, આ ભદ્ર પુરુષના ઉપદેશને શિરોધાર્ય કરી લ્યો અને હજી પણ થયેલા પ્રમાદને સુધારી લેવાનો અવસર આપના હસ્તમાં હોવાથી આ અવસરને એળે ન જવા દ્યો.'' શયનમંદિરના દ્વાર પાસે ઊભી ઊભી આ સંવાદને લક્ષપૂર્વક સાંભળી રહેલી મહામાયા હવે પોતાના ધૈર્યને અવિચલ ન રાખી શકવાથી શયનમંદિરમાં ચાલી આવીને ચનેસરને સંબોધી કહેવા લાગી: ''હવે નિરાધાર સંશયોને આધીન થઇને આ અવસરને પણ હસ્તમાંથી સરી જવા દેશો, તો શ્રીકૃષ્ણ પરમાત્માના 'संशयात्मा विनश्यति' એ વાક્યની આપના સંબંધમાં તો સંપૂર્ણ સાર્થકતા થઇ જશે અને આ સંશયવાદ આપના વિનાશને જ નિષ્પન્ન કરી બતાવશે.''

''નહિ; જે સુલ્તાને મારો આટલી સીમા પર્યન્ત આદરસત્કાર કર્યો છે અને મારામાટે જે સુલ્તાને સિંધુ દેશ પર્યંત આવવાનો પરિશ્રમ વેઠવાની ઉદારતા દર્શાવી છે તે સુલ્તાન સાથે વિશ્વાસઘાત કરીને મારાથી પલાયન તો નહિ જ કરી શકાય.'' ચનેસર હવે આવેશમાં આવી જઇને પોતાના અંતિમ નિશ્ચયને દર્શાવતો બોલવા લાગ્યો: ''મારા લાભાલાભને હું તમારા કરતાં વધારે સારી રીતે જાણી શકું છું અને મારા ધર્મ, મારી જાતિ તથા મારા દેશના કલ્યાણની પણ મારા હૃદયમાં તમારા કરતાં અધિક ચિંતા હોય એ સ્વાભાવિક છે. આગંતુક અતિથિ, હું તમારા ઉપદેશ અનુસાર વર્તી શકતો નથી તેની મને ક્ષમા આપીને મારા આદરાતિથ્યને સ્વીકારો; બે દિવસ મારી સાથે જ રહો અને સિંધમાં મારી સાથે જ આવજો એટલે ત્યાંથી કચ્છ નિકટમાં હોવાથી તમારાથી તરત પોતાના દેશમાં પહોંચી જવાશે. આ ચર્ચાને હવે આટલેથી જ અટકાવી દ્યો અને આ પત્રને પણ તમારી પાસે જ રાખી લ્યો.''

ઓરસાજી પત્રને પોતાની ભેઠમાં સંભાળથી રાખી લઇને કાંઇક તિરસ્કારસૂચક ભાવથી કહેવા લાગ્યો કે: ''આપની આ સભ્યતામાટે હું આપનો ઉપકાર માનું છું; પરંતુ આ પત્રનો જો આવા પ્રકારનોજ સત્કાર કરવામાં આવે, તો દિલ્લીમાં પાણી પીવામાટે પણ ઊભા ન રહેવાની મારા અન્નદાતાની મને કઠિન આજ્ઞા મળેલી હોવાથી અને હિન્દુધર્મના ઘોર વિરોધી તથા ગોમાંસભક્ષક સુલ્તાનના અન્નથી

મારા જઠરને ભ્રષ્ટ કરવાની મારી ઇચ્છા ન હોવાથી હું આપના આ પ્રસ્તાવને નથી સ્વીકારી શકતો એની મને ક્ષમા આપશો.”

“તમો બ્રાહ્મણ છો કે ક્ષત્રિય વીર છો ?” ચનેસરે આશ્ચર્યવિસ્ફારિત નયનોથી આ પ્રશ્ન પૂછ્યો.

“મને મારા દેશના લોકોએ ‘વીર’ પદવી તો અવશ્ય આપેલી છે; પરંતુ આ ઓરસો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર એ ચારે વર્ણથી ભિન્ન ‘અંત્યજ’ નામથી ઓળખાતા અને અસ્પૃશ્ય મનાતા પંચમ વર્ણમાં જન્મેલો હોઇને દ્વિજવર્ણનો દાસાનુદાસ છે.” ઓરસાજીએ અભિમાન પૂર્વક પોતાની જાતિનો પરિચય કરાવી દીધો.

“એટલામાટે જ તમો બેસવાને બદલે ઊભા રહ્યા છો, એમ જ ને ?” ચનેસરે હવે કાંઇક હીનદૃષ્ટિથી આ શબ્દો ઉચ્ચાર્યા, અને ત્યાર પછી ઉપાલંભના સ્વરૂપમાં જિજ્ઞાસા દર્શાવી કે: “શું, કચ્છદેશમાં રાજપૂતો સઘળા મરી પરવાર્યા કે આવા ગંભીર તથા જોખમભરેલા કાર્યમાટે કચ્છમાંથી એક અંત્યજને શોધીને કચ્છાધિપતિએ અહીં મોકલ્યો ? જે દેશમાં રાજપૂતોનો આટલો બધો દુષ્કાળ પડી ગયો હોય તે દેશનો રાજા મને ન્યાય અપાવવાની અને અલાઉદ્દીન જેવા અતુલબળશાળી સુલ્તાનના મુકાબલામાં રણભૂમિમાં ઊભા રહેવાની હિંમત બતાવવાને તૈયાર થઇ જાય, એ પણ દુનિયાની એક મોટામાં મોટી અજાયબી જ કહી શકાય. સારૂં થયું કે મેં તારા અન્નદાતા અને તારા પોતાના ઉપદેશને ન સ્વીકાર્યો; નહિ તો હું મૂર્ખો જ બન્યો હોત.”

ચનેસરના મુખથી થવા માંડેલા પોતાના અન્નદાતાના આ અસહ્ય અપમાનને સહન ન કરી શકવાથી અત્યાર સુધી પોતાની શાંતિને જાળવીને ઊભેલો ઓરસાજી નૈસર્ગિક કોપને વશ થઇને લોહીઝરતી આંખોથી કહેવા લાગ્યો કે: “દુર્ભાગી યુવરાજ, જેની અક્કલપર પત્થર પડી જાય છે અને જેના મનમાં અભિમાનની ચરબી છવાય છે તેને અર્થમાં અનર્થ અને ભેંસમાં બકરીનો જ આકાર દેખાય છે. પ્રથમ તો હું એટલામાટે જ બેસવાને બદલે દૂર ઊભો રહ્યો હતો અને કાગળ પણ એટલામાટે જ મેં ઊંચેથી આપના હાથમાં આપ્યો હતો કે ગમે તેવો વીર હોવા છતાં પણ હું અંત્યજ હોવાથી અને આપ ક્ષત્રિય હોવાથી આપના શરીરને મારો સ્પર્શ ન થાય તો સારૂં; પરંતુ આપ એક ગોમાંસભક્ષક સુલ્તાનના અન્નનો આહાર કરીને પોતાના હિન્દુત્વથી પણ ભ્રષ્ટ થઇ ગયા છો અને હું અંત્યજ હોવા છતાં મારા હિન્દુત્વથી ભ્રષ્ટ નથી થયો એટલામાટે દૂર ઊભા રહેવાથી આપના અપવિત્ર શરીરનો મારા પવિત્ર શરીરને સ્પર્શ ન થયો અને પરમાત્માએ મને એક ધર્મદ્રોહી, જાતિદ્રોહી તથા દેશદ્રોહી પાપી પુરુષના સ્પર્શથી બચાવી લીધો એ મારા

પર પરમાત્માનો અતિશય ઉપકાર થયો છે એમ જ હવે મને જણાય છે. આવા મહત્ત્વના કાર્યમાટે કચ્છના રાજાએ મારા જેવા એક અંત્યજની યોજના કરી છે એનો વાસ્તવિક અર્થ એટલો જ છે કે આવાં મહત્ત્વનાં કાર્યો તો કચ્છભૂમિનાં અંત્યજસંતાનો પણ કરી શકે છે, તો આવાં કાર્યોમાટે રણચંડીની રક્તપિપાસાને શત્રુઓના શોણિતથી શાંત કરનારા મહારથી રાજપૂત વીરોને અકારણ પરિશ્રમ આપવાની આવશ્યકતા જ શી છે? જો એવો જ અવસર આવી લાગશે અને આપનો સહાયક સુલ્તાન જો અમારી કચ્છભૂમિ પ્રતિ પોતાની લોભદૃષ્ટિને દોડાવશે, તો તમારા સુલ્તાન તથા તેની પ્રચંડ સેનાને કચ્છના રાજપૂતો તો જાણે ઠીક, પણ કચ્છના મારા જેવા સાધારણથી સાધારણ અંત્યજો પણ પોતાની વીરતાનો કેટલી સીમાપર્યન્ત ચમત્કાર બતાવી શકે છે અને માયાના રંગથી રંગાઇને સત્તાના મદથી ઉન્મત્ત થયેલા આવા સુલ્તાનોના મદનું કેટલી વારમાં મર્દન કરી શકે છે એ આપ જીવતા હશો તો અવશ્ય આપના જોવામાં આવી જશે અને આપના આ ગર્વનું પોતાની મેળે જ ખંડન થઇ જશે. સિંધુ દેશના દુર્ભાગ્યથી કહો કિંવા આપના પોતાના દુર્ભાગ્યથી કહો, પણ આપનો આત્મા એક પિશાચના હસ્તમાં વેચાઇ ગયેલો હોવાથી અને આપના હૃદયમાં તે પિશાચનો સંપૂર્ણ પ્રભાવ પડી ગયેલો હોવાથી હવે ધર્મ તથા કલ્યાણના માર્ગમાં આપ પદાર્પણ નથી જ કરવાના એ નિશ્ચિત હોવાથી હું તો આ ક્ષણે જ મારા અન્નદાતાની આજ્ઞા અનુસાર આ પિશાચપુરીમાંથી પ્રયાણ કરી જાઉં છું અને આપને છેલ્લા રામ રામ કરીને છેલ્લી વાર વળી પણ સૂચના આપું છું કે: 'જો આપ પોતાને હિન્દુ નામથી જ ઓળખાવતા હો, તો, હિન્દુ વીર, સાવધાન!' ત્યો ત્યારે હવે આ દાયરાને રામ રામ!!"

આ છેલ્લા શબ્દો ઉચ્ચારતાંની સાથે જ મેઘવાળ વીર ઓરસાજી અતિથિશાળાના શયનમંદિરમાંથી બહાર નીકળી ગયો અને આંગણામાં બાંધેલી પોતાની 'પખીરાણી' નામક કૃષ્ણવર્ણી તુરગી–ઘોડી–ઉપર આરૂઢ થઇને દિલ્હી નગરને તે ક્ષણે જ ત્યજી ગયો.

ઓરસાજીની તેજસ્વિતા તથા સત્ય વાણીનો ચનેસરના હૃદયમાં કાંઇક એવો તો અજ્ઞેય પ્રભાવ પડી ગયો અને તેના સત્યના પ્રકાશથી તે એટલી સીમા પર્યન્ત અંજાઇ ગયો કે તેણે ચનેસરની આટલા સ્પષ્ટ શબ્દોમાં અને આટલા ભયંકર સ્વરૂપમાં અપમાનયુક્ત નિર્ભર્ત્સના કર્યા છતાં ન તો તે તેને બોલતો અટકાવી શક્યો કે ન તો તેને ત્યાંથી જતો અટકાવી શક્યો. તે દિગ્મૂઢ તથા સંજ્ઞાશૂન્ય જેવી અવસ્થાને ભોગવતો પાષાણપ્રતિમા સમાન નિશ્ચલ ભાવથી પોતાના આસનમાં જ

બેસી રહ્યો. તેને વાતાવરણમાં સિંધુ દેશના વિનાશનું સંઘટના સમાન કાલ્પનિક ચિત્ર અથવા દૃશ્ય દૃષ્ટિગોચર થવા લાગ્યું અને તે અભદ્ર ઘટનાસૂચક દૃશ્યના અવલોકનથી તેના હૃદયમાં એક પ્રકારનો અસહ્ય આઘાત થવા લાગ્યો. ધીમે ધીમે તે સ્વેદથી ભીંજાઇને રેબઝેબ થઇ ગયો અને તેનું અંતઃકરણ મુંઝાવા લાગ્યું. તેની આ સ્થિતિને જોઇને કદાચિત્ એનું ભયંકર પરિણામ ન થઇ જાય એવી આશંકા થતાં પાસે ઊભેલી મહામાયાએ શીતલ જલ લાવીને તેનાં નેત્રાપર છાંટયું અને તેના મુખમાં પણ રેડયું; હંસી આવીને વીજન વડે તેને વાયુ ઢોળવા લાગી ગઇ. આ ઉપચારોથી લગભગ અર્ધ ઘટિકા પછી તે સંપૂર્ણ શુદ્ધિમાં આવ્યો અને શુદ્ધિમાં આવતાંની સાથે જ પ્રથમ તેના મુખમાંની જે પ્રશ્ન બહિર્ગત થયો તે એ જ કેઃ "એ અંત્યજ વીર પુરુષ મને શું કહી ગયો?"

"એ જ કે; 'જો આપ પોતાને હિંદુ નામથી ઓળખાવતા હો તો, હિન્દુ વીર, સાવધાન!'" મહામાયાએ અર્થસૂચક ભાવથી ઓરસાજીના શબ્દોનું પ્રત્યુચ્ચારણ કર્યું.

"હા, એ જ શબ્દોઃ 'હિંદુ વીર, સાવધાન!'" ચનેસરે પણ તે શબ્દોનો પોતાના મુખથી ઉચ્ચાર કર્યો; પરંતુ ઓરસાજીના કથન અનુસાર તેનો આત્મા પિશાચના હસ્તમાં વેચાઇ ગયેલો હોવાથી તે સાવધાન ન થઇ શકયો.

ત્રીજે દિવસે અલાઉદ્દીન સાથે તે સૈન્ય સહિત સિંધુ દેશમાં જવાને દિલ્લીમાંથી રવાના થયો.



## પ્રકરણ ૧૩ મું
## કેટલીક મધ્યવર્તિની ઘટનાઓ

સુલ્તાન અલાઉદ્દીન, સર્દાર અલફ્ખાન તથા સિંધુરાજકુમાર ચનેસર હજી તો વિશાળ સેના સહિત મંજિલ દરમંજિલ મુકામ કરતા અને તેમના પ્રવાસમાં પણ તેમની સાથે આનંદવિલાસનાં રાજધાની પ્રમાણે જ સર્વ સાધનો વિદ્યમાન હોવાથી તે આનંદવિલાસનાં સાધનોનો ઉપભોગ કરતા મંદ ગતિથી લાહોરની દિશામાં પ્રયાણ કરી રહ્યા હતા એટલામાં માર્ગમાં જ ગુપ્તચરો દ્વારા સુલ્તાનને એવા સમાચાર મળી ગયા કેઃ "અમીર દાઊદ પોતાની એક લાખ જંગી જવાનોની ફૌજ સાથે પેશાવરમાં આવી લાગ્યો છે અને ત્યાં ચાર પાંચ દિવસ ફૌજને આરામ આપવાનો તેનો ઇરાદો હોવાથી છાવણી નાંખીને પડયો છે. ત્યાંથી તે એકદમ લાહોરપર ચઢી આવશે અને લાહોરને સર

કરીને ત્યાં બંદોબસ્તમાટે કેટલીક ફોજને રાખી પોતે સિંધપર સવારી કરવાને ચાલ્યો જશે; એવા સમાચાર અમોને લાહોરમાં મળતાં અમો અવિશ્રાંત પ્રવાસ કરીને છ દિવસનો માર્ગ ત્રણ દિવસમાં જ કાપી આવ્યા છીએ. હવે આપ નામદાર જે બંદોબસ્ત કરવાનો હોય તે કરી લ્યો." આ સમાચાર સાંભળીને અલાઉદ્દીને સર્દાર અલફખાનને ફોજના ત્રણ ચતુર્થાંશ ભાગ સહિત લાહોર પહોંચી જવાનો હુકમ સંભળાવી દીધો અને સુલ્તાન પોતે ફોજના એક ચતુર્થાંશ ભાગને પોતાની સાથે રાખીને ચનેસર સાથે ધીમે ધીમે લાહોરની દિશાસાં આગળ વધવા લાગ્યો.

જે દિવસે મધ્યાહ્ન પછી અલફખાન લાહોરની હદમાં આવી પહોંચ્યો તે જ દિવસે પ્રભાતમાં અમીર દાઊદ પોતાની ફોજ સાથે લાહોરથી એક ગાઉના અંતરપર આવી છાવણી નાખીને પડેલો હોવાથી તેને પણ તેના જાસૂસો માર્ફત અલફખાનના આવી પહોંચવાના સમાચાર મળી ગયા. અમીર દાઊદ હિન્દુસ્થાનને જિતીને હિંદુસ્થાનનો હાકિમ થવાના ઉદ્દેશથીજ આવેલો હોવાથી યુદ્ધ કરવાને તૈયાર હતો અને જો તે યુદ્ધ કર્યા વિના પાછો ન વળી જાય તો અલફખાનનો પણ યુદ્ધ કર્યા વિના છૂટકો જ ન હોતો. અલફખાને અમીર દાઊદને પાછા વળી જવાનો પયગામ મોકલ્યો; પણ તે પયગામનો તેણે એવો જવાબ આપ્યો કે: "જો મયદાને જંગમાં અમારા મુકાબિલામાં ઊભા રહેવાની તમારામાં તાકત ન હોય, તો લાહોરનો કબ્જો અમોને સોંપીને તમો ખુશીથી પાછા ચાલ્યા જાઓ અને નહિ તો મયદાને જંગમાં આવીને અમારી સાથે મર્દાનગીથી લડો. અમો પંજાબને સર કરવાનો મુસ્તકીમ ઇરાદો કરીને આવ્યા છીએ એટલે ખાલી હાથે તો પાછા નહિ જ ફરીએ. જો લડવાની જ તમારી ઇચ્છા હોય તો આવતી કાલે સવારમાં જ લડાઈની તૈયારી કરીને મયદાને જંગમાં આવી જજો." બીજે જ દિવસે અલફખાનના અફગાન જંગીઓ તથા અમીર દાઊદના મુગલ લડવૈયાઓનો મયદાને જંગમાં મુકાબલો થઇ ગયો; ખૂંખાર જંગ આરંભાયો અને સૂર્યાસ્ત થતાં સુધીમાં તો ઉભય પક્ષના હજારો સિપાહીઓનું રણચંડીએ બલિદાન લઇ લીધું; બીજે દિવસે પણ રણયજ્ઞમાં સહસ્રાવધિ યોદ્ધાઓએ પોતાના પ્રાણોની આહુતિ આપી દીધી, છતાં ઉભય પક્ષો સમાન સ્થિતિમાં રહ્યા; પરંતુ સુલ્તાન અલાઉદ્દીનના સૈન્ય પાસે તોપો તથા બંદૂકો જેવાં વિજયનાં કેટલાંક ભયંકર સાધનો વિપુલ પરિમાણમાં હોવાથી જ્યારે તૃતીય દિવસે એ સર્વ સાધનોનો યુદ્ધમાં વ્યવસ્થિત પદ્ધતિથી ઉપયોગ કરવામાં આવ્યો ત્યારે સુલ્તાનના સૈનિકોની સંખ્યા શત્રુપક્ષના સૈનિકોની સંખ્યાથી અડધી હોવા છતાં પણ

શત્રુપક્ષના સૈનિકોનો ભીષણ નાશ થવા લાગ્યો અને સંધ્યાકાળથી પૂર્વેજ અમીર દાઊદનો પૂર્ણ પરાજય થતાં રણદેવીએ અલફખાનના કંઠમાં વિજયમાળા આરોપી દીધી. અફગાન સૈનિકોએ અસંખ્ય મુગલ જંગીઓ તથા તેમનાં બીબી બચ્ચાંને પકડીને કયદ કરી લીધાં અને અલફખાનની આજ્ઞાથી તેમને પંક્તિબદ્ધ ઊભાં રાખીને અતિશય નિર્દય-તાથી તેમનો શિરચ્છેદ કરી નાંખવામાં આવ્યો. મુગલ ઔરતો તથા મુગલોનાં નિર્દોષ સંતાનોને પણ જીવતાં રહેવા દેવાની ઉદારતા દર્શાવવામાં ન આવી અને તે એટલામાટે કે મુગલો ભવિષ્યમાં હિન્દુસ્થાન પ્રતિ રાજ્યસ્થાપનાના ઉદ્દેશથી દૃષ્ટિપાત કરવાની પોતાની જૂની ખોડને ભૂલી જાય અને વારંવાર હિન્દુસ્થાનમાં દોડી આવતા અટકી જાય. જ્યારે અલાઉદ્દીને લાહોર પાસે આવીને મુગલોના પરાજયના સમાચાર સાંભળ્યા અને તેમનાં બીબી બચ્ચાંનાં કપાયલાં માથાંનો અલફખાને જે મીનાર બનાવરાવ્યો હતો તે માથાંમીનારને પોતાનાં નેત્રોથી જોયો ત્યારે તેના હર્ષ તથા આનંદનો અવધિ થઇ ગયો અને તેની છાતી ફૂલાઇને ગજ ગજ ઉંચી ઉછળવા લાગી. મુગલો જેવા ગયર-મુસ્લિમ કાફિરોનો પરાજય થઇ જાય, તેઓ પલાયન કરી જતાં તેમની છાવણીમાંનો બધો માલ પોતાના હાથમાં આવી જાય અને તેમના પોતાના તેમ જ તેમનાં બેગુનાહ બીબી બચ્ચાંના કત્લથી પોતાની રક્તપિપાસાને તૃપ્ત કરવાનો આવો અલભ્ય અવસર મળી જાય; ત્યાં અલાઉદ્દીન જેવા ખૂની સુલ્તાનને જન્નતનો દરવાજો છ આંગળ છેટો દેખાય એમાં આશ્ચર્ય જેવું શું હોઇ શકે વારૂ? આ વિજયના ઉત્સવને ઉજવવા તથા થોડાક દિવસ વિશ્રાંતિ તેમ જ અયશો ઇશરતના મજાને લૂટવામાટે સુલ્તાન અલાઉદ્દીને લાહોરમાં જ છાવણી નાંખીને પડ્યા રહેવાનો ઇરાદો કરી લીધો અને તેથી ચનેસરને પણ પોતાની ઇચ્છા વિરુદ્ધ લાહોરમાં જ નિવાસ કરવો પડ્યો.

* * * *

જામ અબડાજી તથા શ્યામાસુંદરી નિર્વિઘ્ન કચ્છમાં પહોંચી ગયાં હતાં અને જામ અબડાજીનાં રાણી દેવી સુનાભાએ શ્યામાસુંદરીનો પોતાની માજણી બહેન કરતાં પણ અધિક અનુરાગપૂર્વક આદરસત્કાર કર્યો હતો. પંદરેક દિવસના સહવાસથી જ્યારે તેમનો પરસ્પર ગાઢ મૈત્રીસંબંધ થઇ ગયો ત્યારે પછી શ્યામાસુંદરીએ પોતાના કચ્છમાં થયેલા આગમનનું વાસ્તવિક કારણ દર્શાવીને સિંધુરાજકુમારી સુભગા દેવીનો જે સંયોગોમાં જામ અબડાજીમાં અનુરાગ બંધાયો હતો તે સંયોગોનો વૃત્તાંત પરિણામકારક શબ્દોમાં પરંતુ સંક્ષેપમાં સુનાભા સુંદરીને કહી સંભળાવ્યો અને ત્યાર પછી કહ્યું કે: "જેવાં આપ શ્રીમતી

રૂપવતી તથા ગુણવતી છો તેવાં જ અમારાં સિંધુરાજકુમારી પણ રૂપવતી તથા ગુણવતી હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ તેમનો સ્વભાવ અતિશય મિલનસાર, સ્નેહાર્દ્ર તથા મમતામય હોવાથી જો આપ તેમને પોતાનાં સપત્ની તરીકે સ્વીકારવાની ઉદારતા દર્શાવશો, તો આપને જાણે પોતાની સહોદરા ભગિની જ આપના આગારમાં આવી છે એવો જ ભાસ થતો રહેશે. સુભગા દેવીએ જામ શ્રી અબડાજી વિના અન્ય કોઇ પણ પુરુષને ન વરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી છે અને જામ શ્રી અબડાજી આપ શ્રીમતીની સંમતિ વિના સુભગા દેવીને પોતાનાં સહધર્મિણી તરીકે કોઈ પણ રીતે સ્વીકારે તેમ નથી એટલામાટે જો આપ પોતાના પતિને આ દ્વિતીય લગ્નમાટે અનુમતિ નહિ આપો, તો આપ શ્રીમતીની તથા આપના પતિદેવની તો કશીયે હાનિ નહિ થાય, પણ મારી પ્રાણાધિકા સખીને કાં તો પોતાનો અવતાર અવિવાહિતાવસ્થામાં જ વીતાડવો પડશે અને કાં તો વિરહની વેદના અસહ્ય થતાં તેઓ શ્રીમતી ઝૂરી ઝૂરીને યૌવનના વસંતકાળમાં જ આશાભર્યું હૃદય લઇને અકાળ મૃત્યુના મુખમાં જઇ પડશે. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી હું પણ રાજકુમારીને એમ કહીને જ આવી છું કે: 'જો હું પાછી આવીશ, તો જામશ્રીના માયાળુ રાણીશ્રીની અનુમતિ લઇને જ પાછી આવીશ અને જો દુર્ભાગ્યની પ્રબળતાથી મારાથી તે શ્રીમતીની અનુમતિ નહિ જ મેળવી શકાય, તો હું તમોને મારું મુખ ન બતાવતાં ક્યાંક તીર્થસ્થાનમાં ચાલી જઈશ ને ત્યાં સંન્યાસિની થઇને પરમાત્મચિંતનમાં જ મારું આયુષ્ય વીતાડી દઇશ.' આ સમસ્ત પરિસ્થિનો શાંતિપૂર્વક વિચાર કરીને જે ઉત્તર આપવાનું હોય તે આપો; કારણ કે, અમારી આશા અથવા નિરાશાનો નિર્ણય આપ શ્રીમતીની 'હા' અથવા 'ના' પર જ અવલંબી રહ્યો છે."

સોઢી સુનાબા દેવી પોતે એક શુદ્ધ રાજપૂતાણી હોવાથી પોતાના વિવાહના સંબંધમાં હઠવાદિની રાજપૂતાણીઓનો હઠવાદ કેવા પ્રકારનો હોય છે એ રહસ્યને સારી રીતે જાણતી હતી તેમ જ તેનો સ્વભાવ પ્રથમથી જ ઉદાર તથા અસૂયારહિત હોવાથી કોઇ પણ વ્યકિતના દુ:ખને જોઇને તેનું દયાળુ અંતઃકરણ તત્કાળ દ્રવી જતું હતું. શ્યામાસુંદરીના મુખથી આ વૃત્તાંતને લક્ષપૂર્વક સાંભળી લઇને થોડોક સમય સુનાબા દેવીએ વિચારમાં વીતાડ્યો અને વિચારાંતે અમુક પ્રકારનો પોતાના મનમાં નિશ્ચય કરી લીધા પછી તે અનુકંપામિશ્રિત ગંભીર ભાવથી શ્યામાસુંદરીને સંબોધીને કહેવા લાગી કે:—

"ભગિની શ્યામાસુંદરી, આપણા હિન્દુસમાજમાં કોઇ પણ પુરુષ જો તેની પોતાની ઇચ્છા હોય તો પોતાની પ્રથમ પત્નીની ઇચ્છા કિંવા અનિચ્છા અથવા અનુમતિ આદિકનો લેશ માત્ર પણ વિચાર કર્યાં

વિના દ્વિતીય લગ્ન કરી લે છે અને તેમાં પણ રાજ્યકર્તા રાજપૂતો તો ગમે તેટલી નવી નવી રાણીઓને લઇ આવીને પોતાના અંતઃપુરને શૃંગારવાના કાર્યને અતિશય ગૌરવાન્વિત માન્યા કરે છે. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં મારા પતિદેવ આપણા ધર્મશાસ્ત્રની આજ્ઞાને અનુસરીને મારી સંમાત વિના આવી ઉત્તમ કન્યા સાથે પરણવાની ના પાડીને મારા ગૌરવને વધારી રહ્યા છે અને પોતાની અલૌકિક સંયમશીલતાનો પરિચય કરાવી રહ્યા છે એ કેવળ તેમની પોતાની ધર્મ-પ્રિયતા, અશ્રુતપૂર્વ ઉદારતા તથા નારીજાતિવિષયક વાસ્તવિક પૂજ્ય-ભાવનાનું જ પરિણામ છે. મારો એવો દૃઢ વિશ્વાસ છે કે જો હું આ લગ્નમાટે સંમતિ આપવાની ઉદારતા ન દર્શાવું, તો મારા પતિદેવ મારી ઇચ્છા વિરુદ્ધ કોઇ પણ સંયોગોમાં આ લગ્નવિષયક પ્રસ્તાવને સ્વીકારી લેવાની ધૃષ્ટતા દર્શાવે તેમ નથી; અને તેથી જ રાજકુમારી સુભગા દેવીની મારા પતિદેવ વિના અન્ય કોઇ પણ પુરુષ સાથે ન પરણવાની પ્રતિજ્ઞાનો તેમ જ તમો રાજકુમારીને મારી સંમતિ મેળવવાનું વચન આપીને જે વિલક્ષણ પરિસ્થિતિમાં મૂકાઇ ગયાં છો તે વિલક્ષણ પરિ-સ્થિતિનો વિચાર કરીને હું મારા પતિદેવના સુભગા દેવી સાથેનાં લગ્ન માટે સંપૂર્ણ સંમતિ આપું છું; માત્ર એટલું જ નહિ, પણ જ્યારે સુભગા દેવી પરણીને મારાં સપત્ની તરીકે આ અંતઃપુરમાં પધારશે, ત્યારે આ રાજપૂતાણી તેમને પોતાની માજણી બહેન પ્રમાણે ગણીને તેમના પ્રતિ નિરંતર અનન્ય પ્રેમના પ્રવાહને વહેવડાવતી તેમનો યોગ્ય આદર-સત્કાર કરતી રહેશે એવું વચન પણ હું અત્યારથી જ આપી દઉં છું એટલે તમારાં સખીને જણાએ દેજો કે આ સોઢી સપત્નીના સંબંધ-માં કોઇ પણ પ્રકારની કુકલ્પના કદાપિ કરશો નહિ.”

શ્યામાસુંદરી જે સંમતિને મેળવવાની તેણે બહુ જ અલ્પ આશા રાખી હતી તે સંમતિ સુનાભા દેવીએ તત્કાળ આપી દેવાથી આશ્ચર્ય વિસ્ફા-રિત નયનોથી સુનાભા દેવીના મુખમંડળને જોઇ રહી અને તેના મુખમાંથી સ્વાભાવિક એ ઉદ્ગારો નીકળી ગયા કે:“કદાચિત્ સામ્રાજ્ય અથવા વિશ્વનો સમસ્ત ધનભંડાર આપવાની ઉદારતા દર્શાવી શકાય, પરંતુ પોતાના પતિ-દેવના પ્રણયનો સ્વલ્પાતિસ્વલ્પ અંશ પણ કોઇ અન્ય અબળાને આપવાની ઉદારતા ન દર્શાવી શકાય એ નારીજાતિનો જન્મજાત સ્વભાવ હોવા છતાં આપ શ્રીમતી આજે અત્યંત હર્ષપ્રફુલ્લ હૃદયથી પોતાના પતિ-દેવના પ્રણયનો સમાન ભાગ પોતાની સપત્નીના ઉપભોગમાટે સમપી દેવાને તૈયાર થઇ ગયાં છો એ જોઇને મારા મનમાં એ જ પ્રશ્ન આવીને ઊભો રહ્યો છે કે આપ શ્રીમતી આ મૃત્યુલોકનાં નારીરત્ન છો કે દેવ-લોકનાં દેવકન્યા છો ?”

"શ્યામાસુંદરી, તમો રાજપૂતકન્યા હોવા છતાં આ પ્રશ્ન પૂછી રહ્યાં છો એ જોઇને મારા મનમાં આશ્ચર્ય થાય છે." સુનાભા સુંદરી ગંભીરતાથી કહેવા લાગી: "આર્ય લલનાઓ વિવેક તથા ધર્મપુરઃસર વિવિધ પ્રકારના પ્રેમોનાં દાન આપવામાટે જ આ સંસારમાં જન્મ ધારણ કરે છે એ રહસ્યને તમો અદ્યાપિ નથી જાણી શક્યાં કે શું ? હિન્દુ નારીઓ જેના ઉપર કેવળ પોતાના પતિદેવ વિના અન્ય કોઈ પણ પુરુષનો અધિકાર નથી હોતો એવી પોતાની પવિત્રતા, પોતાના સતીત્વ અથવા પોતાના પાતિવ્રત્ય વિના અન્ય સર્વ વસ્તુઓ અન્ય વ્યક્તિના કલ્યાણમાટે સમર્પી શકે છે; કારણ કે, હિન્દુ નારી આ લોકના નશ્વર સુખ કરતાં પરલોકના શાશ્વત સુખને મહત્તર માનનારી હોય છે અને પરલોકના શાશ્વત સુખને વિશ્વકલ્યાણની ભાવનાથી જ મેળવી શકાય છે. મારે તો એ વિષયનું અભિમાન જ માનવું જોઇએ કે શ્રીમતી સુભગાદેવી જેવી નવયૌવના, રૂપસુંદરી, વિદ્યાવતી, સદ્‌ગુણવતી, રણરંગિની તથા પવિત્રચરિત્રા રાજકુમારીઓ અનેક યોગ્ય પુરુષો તેમના પાણિગ્રહણમાટે તૈયાર હોવા છતાં જે પુરુષ સાથે વરવામાટે લાલાયિતા થઈ રહી છે તેવા એક અલૌકિક વીર પુરુષના અર્ધાંગીપદને મેળવવાનું સદ્‌ભાગ્ય આ સામાન્ય આર્યનારીને પરમાત્માની કૃપાથી પ્રાપ્ત થઇ શક્યું છે, અને એવા મહારથી સ્વામીના મારા અધિકારપ્રાપ્ત સ્નેહનો ભાગ હું મારી રાજપૂત ભગિનીને આનંદપૂર્વક સમર્પવાની ઉદારતા દર્શાવીને આર્યનારીની આત્મસમર્પણ વિષયક યોગ્યતાને વાણી તથા કૃતિથી સિદ્ધ કરી રહી છું."

"ધન્ય છે, દેવી, આપનાં માતાપિતાને, આપના નારીજન્મને અને આપની અશ્રુતપૂર્વ ઉદારતાને!" શ્યામાસુંદરીએ ગદ્‌ગદિત ભાવથી સુનાભાદેવીને ધન્યવાદ આપતાં આ ઉદ્‌ગારો કાઢ્યા.

"હું પોતે જ મારા પતિદેવને સુભગા દેવી સાથે પરણવાનો આગ્રહ કરીશ અને તમો કલ્યાણકૂટમાં પહોંચીને આપણી પ્રથા અનુસાર શ્રીફળ મોકલવાનો પ્રબંધ કરશો એટલે અમો લગ્નના દિવસને પણ જ્યોતિઃશાસ્ત્રવેત્તા દ્વારા નિશ્ચિત કરાવી લઇશું અને તમોને જણાવી દઇશું. તમો પણ ત્યાં લગ્નના દિવસનો નિશ્ચય કરાવી લેજો." સુનાભા દેવીએ આવશ્યક સૂચના આપી દીધી.

પોતાના પ્રયત્નનું આવું ઇષ્ટ પરિણામ થયેલું જોઇને શ્યામાસુંદરીના આનંદ તથા સંતોષનો અવધિ થઇ ગયો અને તે એકલી પડ્યા પછી મનોગત કહેવા લાગી કે: "જ્યારે સુનાભા દેવીએ પોતાના પતિદેવને પોતાની સપત્નીના કરકમળમાં સમર્પી દેવાની આટલી સીમાપર્યન્ત ઉદારતા દર્શાવી છે, તો મારો પોતાનો સ્નેહ પણ જામ અભ-

ડાજીમાં જ બંધાયલો હોવા છતાં અને એ પુરુષ વિના અન્ય સર્વ પુરુષોને મારા આત્માએ પિતા તથા ભ્રાતા તુલ્ય માનેલા હોવા છતાં મારા એ સ્નેહને મારા હૃદયપટમાં જ છુપાવી રાખીને શારીરિક સંબંધની આશાને ત્યજી દેવાની અને મારી પ્રાણાધિકા સખી સુભગા દેવીના પતિસુખ-વિલાસના દર્શનથી જ સંતુષ્ટ થવાની જો હું સંપૂર્ણ ઉદારતા દર્શાવું, તો જ મારા આર્યનારીજન્મની મહત્તા સિદ્ધ થાય અને સાર્થકતા થયેલી કહી શકાય. પરમાત્મા મને એ ઉદારતાને દર્શાવવાનું સંપૂર્ણ સામર્થ્ય સમર્પો !"

શ્યામા સુંદરીનો વડસરમાં કચ્છની રાજપૂતાણીઓ તથા અંતઃ-પુરમાં આવતી જતી અન્ય હિંદુ અબળાઓના સહવાસમાં જેમ જેમ અધિક સમય વીતતો ગયો તેમ તેમ કચ્છનું માનવચારિત્ર્યવિષયક વાતાવરણ તેને અતિશય વિશુદ્ધ તથા સંતોષદાયક દેખાવા લાગ્યું, અને તેથી તેનો કચ્છનિવાસવિષયક મોહ પણ કેવળ જામ અબડાજી તથા સુભગા દેવીના કારણ ઉપરાંત અન્ય કારણોથી પણ વધવા લાગ્યો. સુનાભા દેવીની સુભગા દેવી સાથેના જામ અબડાજીના શરીર સંબંધમાટે સંમતિ મળી જવાથી શ્યામાસુંદરીના અત્યારના સ્વીકૃત કાર્યની સમાપ્તિ થયેલી હોવા છતાં કલ્યાણકૂટ પહોંચતાંની સાથે જ સિંધુપતિ દ્વારા સુભગા દેવીના લગ્નના માંગલિક કાર્યનો આરંભ થવાનો સંભવ ન હોવાથી અને જામ અબડાજીના મુખદર્શનથી જ શ્યામાસુંદરીના પ્રણયપિપાસુ આત્માને એક પ્રકારના અજ્ઞેય આનંદનો સાક્ષાત્કાર થતો હોવાથી ત્યાં દિવસોને ભાંગવાનું બાહ્યતઃ વિશેષ કાંઈ પણ કારણ ન હોવા છતાં શારીરિક અસ્વસ્થતાનું નિમિત્ત દર્શાવીને શ્યામાસુંદરીએ ત્યાર પછી એક માસ જેટલો બીજો સમય પણ ત્યાં વીતાડી દીધો. અંતે અતિશય અનિચ્છાપૂર્વક તેણે જે દિવસને પોતાના સિંધુપ્રયાણના દિવસ તરીકે નિશ્ચિત કરી રાખ્યો હતો તે દિવસે ઉષઃકાળમાં જ જેને પત્ર આપીને ચનેસર પાસે દિલ્લી મોકલવામાં આવ્યો હતો તે મેઘવાળ વીર ઓરસાજી દિલ્લીથી નીકળ્યા પછી અવિશ્રાંત પ્રવાસ કરીને નિર્વિઘ્ન પાછો પોતાની જન્મભૂમિમાં આવી લાગ્યો અને જે વેળાયે જામ અબડાજી તથા તેની સહધર્મિણી શ્યામાસુંદરીને માનપૂર્વક વિદાય કરવાના કાર્યમાં રોકાયલાં હતાં તે વેળાયે, એટલે કે સૂર્યોદયની ઘટનાને અર્ધ ઘટિકા જેટલો સમય થવા આવ્યો હતો તે સમયે દાસીએ અંતઃપુરમાં આવીને અબડાજીને એવા સમાચાર આપ્યા કે: "દિલ્લીથી ઓરસાજી આવી લાગ્યા છે અને આપ શ્રીમાનની વાટ જોતા ડેલીયે બેઠા છે." વડસરમાંના નિવાસના સમયમાં ઓરસાજીનો સમસ્ત વૃત્તાંત શ્યામાસુંદરીના સાંભળવામાં આવેલો હોવાથી તેના મનમાં દિલ્લીના સમાચાર સાંભળવાની તીવ્ર જિજ્ઞાસા

થાય એ સ્વાભાવિક હતું અને તેણે પોતાની એ જિજ્ઞાસા જામ અબડાજીને દર્શાવતાં જામ અબડાજીએ ઓરસાજીને અંદરના આંગણામાં બોલાવ્યો. ઓરસાજીને તેના માટે એક ચટાઈ નખાવીને બેસવાનું કહી જામ અબડાજી પોતે અંતઃપુરના દ્વાર પાસેના ઓટલાપર ગાલીચો નખાવીને બેઠો અને સપડજી પણ આવી લાગ્યો. માત્ર મહાત્મા મોડજી એ વેળાયે પોતાના મોડકૂબા ગામમાં હોવાથી વડસરમાં વિદ્યમાન ન હોતા. અંતઃપુરના દ્વારને બંધ કરવાને બદલે વસ્ત્રના પટવડે આચ્છાદિત કરેલું હોવાથી અને તે વસ્ત્ર પારદર્શક હોવાથી તે વસ્ત્રપટની પાછળ જામ અબડાજીની રાણી સુનાભા દેવી તથા શ્યામાસુંદરી ત્યાં હવે પછી જે સંભાષણ થવાનું હતું તે સાંભળવામાટે, બાહ્યભાગમાં બિરાજેલા પુરુષોને તેઓ જોઈ શકે, પરંતુ તેમનાપર તે પુરુષોની દૃષ્ટિ ન પડી શકે તેવી રીતે આવીને, ઊભી રહી હતી. જામ અબડાજીએ ઓરસાજીને સંબોધીને ગંભીર મુદ્રાથી પૂછ્યું કેઃ—

"ભાઈ ઓરસાજી, દિલ્હીમાં સિંધુરાજકુમાર ચનેસરદેવ સાથે તમારો મેળાપ થયો, તેમને અમારો કાગળ તમોએ વંચાવ્યો અને જો વંચાવ્યો હોય તો તેનો તેમણે શો જવાબ આપ્યો ?"

આ સવાલના જવાબમાં ઓરસાજીએ જે કાગળ તે પોતે લઈ ગયો હતો તે પોતાની ભેઠમાંથી કાઢીને જામ અબડાજીને પાછો આપ્યો અને સાથે દિલ્હીમાં ચનેસર સાથે થયેલા મેળાપ તથા સંભાષણનો ઇત્થંભૂત વૃત્તાંત પણ કહી સંભળાવ્યો. તેના વૃત્તાંતને શાંતિપૂર્વક સાંભળી લઈને જામ અબડાજીએ નિરાશાદર્શક નિઃશ્વાસ નાંખ્યો અને કહ્યું કેઃ—

"ત્યારે એ વિધર્મી સુલ્તાન તથા તેના હિન્દુઓના લોહીતરસ્યા અફગાન સિપાહીઓના હાથે થનારી સિંધુ દેશની દુર્દશાને અટકાવવાનો આપણો ઉદ્યોગ ફળીભૂત ન જ થયો કેમ ?"

"દિલ્લીના લોકોના મુખથી મેં જે વાર્તા સાંભળી હતી તે જો સત્ય હોય તો અમીર દાઊદ પોતાની મુગલ ફૌજને લઈને પંજાબ ઉપર ચડી આવવાની ખબર ત્યાં આવી ગયેલી હોવાથી દિલ્લીથી નીકળ્યા પછી અલાઉદ્દીન તથા અલફખાન પંજાબમાં રોકાવાના હતા અને મુગલો સાથેના યુદ્ધમાં જો વિજય મળી જાય તો અલાઉદ્દીન ચનેસર સાથે સિંધુ દેશમાં આવવાનો હતો. મેં દિલ્લીનો ત્યાગ કર્યો તે દિવસે જ સુલ્તાનના સૈન્યના પ્રયાણની તૈયારીઓ તો ચાલી જ રહી હતી અને બે દિવસમાં સુલ્તાન તથા અલફખાન ત્યાંથી પોતાના સૈન્ય સહિત પ્રયાણ કરવાના હતા એટલે તેમની સાથે ચનેસર ત્યાંથી તો રવાના થઈ જ ગયો હશે. પંજાબમાં ત્યાર પછી શું પરિણામ થયું અને શું નહિ, એ હું નથી જાણતો. કદાચિત્ એમ માની લેવામાં આવે કે પોતાની ધારણા કરતાં મુગલો સાથેના

યુદ્ધનું વિપરીત પરિણામ આવતાં સુલ્તાન અલાઉદ્દીનને પંજાબમાં બે ચાર માસ વધારે રોકાઈ રહેવું પડે, તો પણ ચનેસરનો આત્મા પિશાચના હસ્તમાં વેચાઇ ગયેલો હોવાથી સિંધુ દેશપર જે દુર્દશાના મેઘો ઝઝૂમી રહ્યા છે તે આજે કે ચાર છ મહિના પછી પણ અવશ્ય તૂટવાના તો છે જ એ સર્વથા નિર્વિવાદ હોવાથી સિંધુપતિમાટે અત્યારથી જ સાવધાન થઈ રહેવાની અને આત્મરક્ષા, દેશરક્ષા તથા શત્રુઓના પરાજયનાં સાધનોને તૈયાર કરી રાખવાની આવશ્યકતા અનિવાર્ય જણાય છે; પછી તો જેવી તેમની ઇચ્છા."

"ઇશ્વરેચ્છા બલીયસી." જામ અબડાજીએ આ ઉદ્ગાર કાઢીને વળી પાછો એક નિઃશ્વાસ નાંખ્યો અને ઓરસાજીને તેના પરિશ્રમમાટે ઉચિત ધન્યવાદ આપીને વિદાય કરી દીધો. ત્યાર પછી તેણે અંતઃપુરમાં આવીને શ્યામાસુંદરીને સંબોધીને કહ્યું કેઃ "ઓરસાજીના મુખથી દિલ્લીના સમાચાર તો તમોએ સાંભળ્યા. આ સમાચાર હું કદાચિત્ પત્રદ્વારા સિંધુપતિને જણાવત; પણ તમો આજે કલ્યાણકૂટ જતાં હોવાથી આ સમાચાર હવે તમો જ સિંધુપતિને જણાવી દેજો અને તે ઉપરાંત મારી વતી એટલા શબ્દો કહી સંભળાવજો કેઃ 'જો યુદ્ધનો પ્રસંગ આવી લાગે અને આપ શ્રીમાન્‌ને કચ્છના રાજપૂતોની સહાયતાની આવશ્યકતા જણાય,તો જામ અબડો અબડાણી તેમ જ કચ્છના સમસ્ત રાજપૂતો આપ શ્રીમાન્‌ની સૂચના મળતાં કલ્યાણકૂટમાં આવીને ઉપસ્થિત થઇ જશે. માત્ર હવે અસાવધાન ન રહેશો અને પોતાના શૌર્ય તથા બળમાં અતિવિશ્વાસ રાખીને યુદ્ધનાં સાધનોને એકત્ર કરી રાખવાના કાર્યમાં લેશ માત્ર પણ આલસ્ય કિંવા શિથિલતા ન દર્શાવશો.' અને હા, સિંધુરાજકુમારી સુભગા દેવીને મારા પ્રણામ કહેવાનું ન ભૂલશો."

"સુભગા દેવીને હું આપ શ્રીમાન્‌ના પ્રણામ કહેવાનું કદાચિત્ ભૂલી પણ જાઉં; પરંતુ તે પોતે આપ શ્રીમાન્‌ના કુશળસમાચાર પૂછવાનું ભૂલી જાય એવી ભૂલકણી નથી, હં કે! તે તો સર્વથી પ્રથમ આપ શ્રીમાન્‌ના જ કુશળ સમાચાર પૂછશે, અને હું આટલા દિવસ અહીં રોકાઇ રહેવાથી આપ શ્રીમાન્‌ના કુશળસમાચાર મોડા મળવામાટે મને સારી રીતે ધધડાવશે પણ ખરી." શ્યામાસુંદરીએ મધુર વિનોદના સ્વરૂપમાં આ વાક્યો ઉચ્ચાર્યાં.

રાણી સુનાભા દેવીએ કચ્છની બનાવટની કેટલીક ઉત્તમ વસ્તુઓ તથા પોતાના પતિની હીરાજડિત વીંટી રાજકુમારી સુભગા દેવીને ભેટ તરીકે આપવામાટે શ્યામાસુંદરીને આપી તેમ જ તેને પોતાને પણ કેટલીક ઉત્તમ વસ્તુઓ મૈત્રીના સ્મરણચિહ્ન તરીકે આપીને સિંધમાંથી આાંની વસ્તુઓના વેચાણ તથા કચ્છની વસ્તુઓની ખરીદીમાટે કેટલાક દિવસ

થી આવેલા વણજારાઓની એક મોટી પોઠ તે જ દિવસે સિંધુ દેશમાં જવામાટે રવાના થવાની હોવાથી તે વણજારાઓને આવશ્યક ભલામણ આપીને તેમ જ પોતાના વિશ્વાસપાત્ર આઠ અંગરક્ષકોને સાથે મોકલીને જામ અબડાજીએ અતિશય માનસન્માનપૂર્વક શ્યામા સુંદરીને તે જ દિવસે મધ્યાહ્નકાળ પછી શુભ ચોઘડિયામાં કલ્યાણકૂટની દિશામાં વિદાય કરી દીધી અને ત્યાર પછી તે પોતે દિલ્લીના સમાચાર પોતાના જ્યેષ્ઠ બંધુ મહાત્મા મોડજીને સંભળાવવામાટે અશ્વારૂઢ થઇને મોડપુરની દિશામાં વેગપૂર્વક પ્રયાણ કરી ગયો.

* * * *

એક સમાહ પછી શ્યામાસુંદરીએ કલ્યાણકૂટમાં પહોંચીને જ્યારે રાજકુમારી સુભગા દેવીને તેના જામ અબડાજી સાથેના લગ્નમાટે રાણી સુનાભા દેવીની સંમતિ મળી જવાના સમાચાર સંભળાવ્યા ત્યારે સુભગા દેવીને આ લોકમાં જ સ્વર્ગપ્રાપ્તિતુલ્ય આનંદ થવા લાગ્યો અને તે આનંદના આવેશમાં સુભગા દેવી શ્યામા સુંદરીને કોટે વળગાડીને તેના ગુલાબી ગાલોને વારંવાર ચૂમવા મંડી ગઇ. શ્યામાસુંદરીએ ત્યાર પછી સિંધુપતિ ઘોઘારાજને પણ એ સમાચાર સંભળાવ્યા અને તેની સાથે દિલ્લીના સમાચાર પણ વિષણ્ણ વદનથી સંભળાવી દીધા. સિંધુપતિએ થોડા દિવસમાં જ સ્વર્ગવાસી સિંધુપતિ ભુંગર દેવની સંવત્સરી આવતી હોવાથી સંવત્સરી વીત્યા પછી તરત જ જામ અબડાજીને લગ્નસૂચક શ્રીફળ મોકલવાનો પોતાનો નિશ્ચય દર્શાવી દીધો અને તે સાથે પોતાના પક્ષપાતી તથા સહાયક સર્વ સૂમરા સર્દારો તથા અન્યાન્ય માંડલિકોને દિલ્લીના સમાચાર જણાવીને જો યુદ્ધનો પ્રસંગ ઉપસ્થિત થાય તો રણભૂમિમાં અવતીર્ણ થવામાટે પ્રતિક્ષણ તૈયાર રહેવાની સંદેશવાહકો દ્વારા પત્ર પાઠવીને યોગ્ય સૂચનાઓ આપી દીધી.

ત્યાર પછી બે મહિના જેટલો સમય કોઇ પણ પ્રકારની ઉલ્લેખનીય ઘટના વિના શાન્તિમાં વીતી ગયો. એટલા સમયમાં ઘોઘારાજે જામ અબડાજીને શ્રીફળ મોકલી દીધું હતું અને તેના સ્વીકારથી સુભગા દેવી સાથે તેના લગ્નનો નિશ્ચય થઇ ગયો હતો. માત્ર લગ્નનો દિવસ નિશ્ચિત થવાનો હતો.



## પ્રકરણ ૧૪ મું

### સુર-અસુરસંગ્રામ

ગત પ્રકરણના પ્રારંભમાં વર્ણવાયલી ઘટનાને લગભગ ત્રણ માસ જેટલો સમય વીતવા આવ્યો હતો. અમીર દાઊદ તથા તેના મુગલ સૈન્યને અલફખાને પરાજિત કરીને નસાડી દીધા પછી સુલ્તાન અલાઉદ્દીન એક માસથી પણ કાંઇક વધારે સમય પર્યન્ત લાહોરમાં છાવણી નાંખીને પડયો રહ્યો હતો અને ત્યાર પછી અલફખાનને પંજાબની વ્યવસ્થા તથા રક્ષામાટે લાહોરમાં રાખીને પોતે ચનેસરને લઈ પોતાના લગભગ ત્રીસ હજાર ઘોડેસવાર તથા પદાતિ સૈનિકો સહિત ધીમે ધીમે કૂચ કરતો આજે ચાર દિવસથી સિંધુ દેશની રાજધાની કલ્યાણકૂટથી બે ગાઉના અંતરે આવી ત્યાં જ છાવણી નંખાવીને 'જો ઘોઘારાજ યુદ્ધ કરવાને જ તૈયાર થઈ જાય તો તેનો તથા તેના સૈન્યનો પરિપાત કેવી રીતે કરવો અને ત્યાર પછી સિંધુ દેશપરના પોતાના વર્ચસ્વને અવિચલ રાખીને ત્યાં ઇસ્લામને પ્રચારવાના કેવા પ્રકારના પ્રચંડ પ્રયત્નો કરવા ?' એ જ વિષયોનો પોતાના મનમાં વિચાર કરી રહ્યો હતો. સિંધુ દેશમાં તે સમયમાં અરબ મુસ્લિમોની રાજસત્તાના સમયમાં અને ત્યાર પછીના અન્યાન્ય મુસ્લિમ આક્રમણકારી સુલ્તાનોના આક્રમણના કાળમાં તેમની તલ્વારના ભયથી કુરાનને સ્વીકારીને પ્રાણરક્ષામાટે બળાત્કારે મુસલ્માન થઇ ગયેલા ધર્મભ્રષ્ટોના વંશજો અથવા મુસલ્માનોની વસતી તો હતી જ અને તે મુસલ્માનો સ્વાર્થની સિદ્ધિમાટે સિંધુ દેશમાં મુસ્લિમ રાજસત્તા થયેલી જોવાને આતુર હોય એ સ્વાભાવિક હોવાથી અનેક મુસ્લિમ જમીનદારો અલાઉદ્દીન પાસે આવવા લાગ્યા હતા અને તેમના મુખથી સિંધુ દેશ તથા સૂમરાઓના બળના અન્યાન્ય ભેદોને જાણવા ઉપરાંત સિંધુપતિ ઘોઘારાજની સહોદરા સુભગાસુંદરી એક નવયૌવના, મહારૂપવતી, વિદ્યાવિભૂષિતા તથા શૂરવીરા અબળા હતી અને સમસ્ત સિંધુ દેશમાં તે સમયમાં એ સર્વ ગુણોમાં તેની લેશમાત્ર પણ સમાનતા કિંવા પ્રતિસ્પર્ધા કરી શકે એવી અન્ય કોઇ પણ લલના હતી જ નહિ એ ભેદ પણ સુલ્તાન અલાઉદ્દીનના જાણવામાં આવી ગયો હતો. જ્યારથી દેવી સુભગાસુંદરીના અલૌકિક યૌવન તથા સૌન્દર્યની કથા તેના સાંભળવામાં આવી હતી ત્યારથી તેના મનમાં સુભગા દેવીને પોતાના જનાનખાનાની બેગમ બનાવવાની અને તેની સૌન્દર્યસુરાના પાનથી પોતાના પુરુષજન્મને સાર્થક કરી લેવાની અત્યંત તીવ્ર આકાંક્ષાનો ઉદ્ભવ થઇ ગયો હતો. સિંધુપતિ ઘોઘારાજે પોતાના સમસ્ત સૂમરા સર્દારો તથા અન્યાન્ય માંડલિકોને તેમના સૈન્ય સહિત કલ્યાણકૂટમાં બોલાવીને યુદ્ધની તેનાથી કરી શકાય તેટલી પ્રચંડ

તૈયારી કરી રાખી હતી; તેના સૈનિકોની સંખ્યા પંદર હજારથી પણ ઓછી હોવા છતાં રાજપૂતો રણભૂમિમાં કેસરિયાં કરી મરણિયા થઇને જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત નિર્ભયતાથી લડનારા હોવાથી જો યુદ્ધનો અવસર આવી લાગે તો અલાઉદ્દીનને કાં તો વિજય મળવાનો જ સંભવ ન હોતો અને કદાચિત્ વિજય મળે, તો પણ તે વિજય અતિશય મનુષ્યહાનિને સહન કર્યા પછી જ મળવાનો સંભવ હતો. આવા પ્રકારની પરિસ્થિતિને જોઇને અલાઉદ્દીને પોતાના મનમાં વિચાર કર્યો કે: "ઘોઘારાજ મારી શહમાં જ દબાઇ જાય, લડાઇ ન કરવી પડે, ચનેસરને તેનો હક્ક મળી જાય, મને મારી ઇચ્છિત વસ્તુ એટલે સુભગા દેવીની પ્રાપ્તિ થાય અને બાંધી મુઠ્ઠી લાખની રહી જાય એવો કોઇ ઇલાજ કરી શકાય તો વધારે સારૂં." અંતે એક ઉપાય તેને સૂઝયો અને તેણે પોતાના હુસેનખાં નામક વિશ્વાસપાત્ર મુસ્લિમ સિપાહસાલારને પોતા પાસે બોલાવી અમુક પ્રકારનો રાજનૈતિક પાઠ પઢાવીને કલ્યાણકૂટમાં સિંધુપતિ ઘોઘારાજ પાસે પોતાના પ્રતિનિધિ અથવા વકીલ તરીકે રવાના કરી દીધો. હુસેનખાં પોતાના કેવળ પાંચ અંગરક્ષકો સહિત હસ્તમાં શાન્તિસૂચક શ્વેતપતાકાને ધારણ કરીને કલ્યાણકૂટના માર્ગમાં પ્રયાણ કરી ગયો.

કલ્યાણકૂટની આસપાસ ચારે બાજૂ એક એક ગાઉના વિસ્તારમાં રાજપૂત સૈનિકો છાવણી નાંખીને પડ્યા હતા; છતાં શ્વેતપતાકાધારી હુસેનખાંને કોઇએ પણ યુદ્ધના નિયમ અનુસાર આગળ વધતો ન અટકાવ્યો; પરંતુ જ્યારે તે કલ્યાણકૂટદુર્ગના દ્વાર સમક્ષ પરિખાસેતુ–ખાઇ ઉપરના પૂલ–પાસે આવી લાગ્યો ત્યારે ત્યાંના પરિખારક્ષકોએ તેને અટકાવીને આગળ વધવા ન દીધો; કિંતુ તેના આગમના સમાચાર ઘોઘારાજને મોકલી આપ્યા. જ્યારે ઘોઘારાજની તેમને દુર્ગમાં આવવા દેવાની સંમતિ મળી ગઇ ત્યારે તેને એકલાને જ તેના અશ્વપરથી નીચે ઊતરાવી પગે ચલાવીને બે રાજપૂત સૈનિકો કલ્યાણકૂટદુર્ગમાં સિંધુપતિ સમક્ષ રજૂ કરવામાટે લઇ ગયા. રાજધાની કલ્યાણકૂટના વૈભવ તથા સૌન્દર્યના નિરીક્ષણથી હુસેનખાં આશ્ચર્યચકિત થવા લાગ્યો.

* * * * *

જે વેળાયે અલાઉદ્દીનના સિપાહસાલાર હુસેનખાંને સિંધુસ્વામી ઘોઘારાજ સમક્ષ લાવીને ઉપસ્થિત કરવામાં આવ્યો તે વેળાયે ઘોઘારાજ પોતાના રાજમહાલયમાંના સભાભવનમાં પોતાના હિતૈષી રણશૂર સૂમરા સર્દારો તથા અન્યાન્ય રાજપૂત માંડલિકો સાથે યુદ્ધ વિષયક પરામર્શ કરી રહ્યો હતો અને સિંહાસનના પશ્ચાદ્ભાગમાં સ્ત્રીઓમાટે નિર્માણ કરાયલા ઉચ્ચ મંચ ઉપર ચનેસરની માતા ને

ઘોઘારાજની વિમાતા અમાયાદેવી, ચનેસરની પત્ની સુસંધા દેવી, ઘોઘારાજની મહિષી, ઘોઘારાજની સહોદરા સુભગા દેવી અને કન્યા કુવેલા તેમ જ કેટલીક સેવિકાઓ આદિક સ્ત્રીસમુદાય પણ ઘોઘારાજની સંમતિથી એટલામાટે આવીને વિરાજેલો હતો કે જો એવી જ આવશ્યકતા ઉપસ્થિત થાય તો રાજકુટુંબની બહુધા સર્વ સ્ત્રીઓ બુદ્ધિમતી હોવાથી તેમનાથી પણ તે પુરુષસમુદાયને પોતાના પરમર્શનો લાભ આપી શકાય. સિપાહસાલાર હુસેનખાંને, તેનો ઉચિત સત્કાર કરીને, એક આસન ઉપર બેસાડવામાં આવ્યો અને એ દિવસો ગ્રીષ્મ ઋતુના હોવાથી એક રાજસેવકે તેને પ્રથમથી જ અપાયલી સૂચના અનુસાર રત્નજડિત સુવર્ણપાત્રમાં ઉત્તમ સુગંધિત, સ્વાદિષ્ટ તથા સુશીતલ શર્બત ભરીને લાવી આપ્યું અને અતિશય સુગંધયુક્ત ગુડાકૂ ભરેલો કીમતી હુક્કો લાવીને તેની આગળ મૂકી દીધો. ત્યાર પછી ઘોઘારાજે શાન્ત મુદ્રા તથા ગંભીર ભાવથી હુસેનખાંને સંબોધીને જિજ્ઞાસા દર્શાવી કેઃ—

"જનાબ, આપનું મુબારક નામ હુસેનખાં છે અને આપ સુલ્તાન અલાઉદ્દીનના એક સિપાહસાલાર છો એ તો આપના આગમનના સમાચાર લાવનાર અમારા પરિખાસેતુરક્ષકના મુખથી અમારા જાણવામાં આવી ગયું છે; એટલે હવે અમારા માટે એ જ જાણવાનું બાકી રહ્યું છે કે અમોને પહોંચાડવામાટે સુલ્તાન અલાઉદ્દીનનો આપ શો સંદેશ લઇ આવ્યા છો અને શું કહેવાની ઇચ્છા ધરાવો છો ?"

"અમારા સુલ્તાન સલામત અલાઉદ્દીન ખિલજી સિકંદરસાનીનો કરોફર તથા જાહોજલાલ કેવો તથા કેટલો છે તે આખી દુનિયા જાણતી હોવાથી અને આપ નામદાર પોતે પણ સારી રીતે જાણતા હોવાથી સુલ્તાન સલામતની તાકતનો આપ નામદારને નવીનતાથી પરિચય કરાવવાની જુરૂરત છે જ નહિ." હુસેનખાં શર્બતના બે ચાર ઘૂટડા ભરી હુક્કાના એક દમ ખેંચ્યા પછી ઉચ્છૃંખલતામિશ્રિત ગંભીરતાથી પોતાના સુલ્તાનના વર્ચસ્વને સ્થાપવાના આશયથી કહેવા લાગ્યોઃ "અર્થાત્ આપ નામદારના હિન્દુ સિપાહીઓ ગમે તેટલા અને ગમે તેવા બહાદુર તથા નિડર રહીને લડનારા હોવા છતાં અને તેમની સંખ્યા ગમે તેટલી મોટી હોવા છતાં બહાદુરીમાં તેમ જ સંખ્યામાં તેમનાથી અમારા પીલતન તથા પહલવાન અફ્ગાન સિપાહીઓની બરાબરી તો કદાપિ કરી શકાય તેમ છે જ નહિ અને તેથી જો લડાઈ થાય, તો સુલ્તાન સલામતની ફતહ અને આપ નામદારની શિકસ્ત અથવા હાર થવાની વાત તો નક્કી છે એમ એક બચ્ચું પણ કહી શકે તેમ છે. મતલબ કે આપ નામદાર ગમે તેવા બળવાન્ હોવા છતાં જંગલમાંના એક ઝાંખરા અથવા ડાળપાન વગરના સૂકાયલા ઝાડ

જેવા છો અને સુલ્તાન સલામત મહાભયંકર દાવાનળ સમાન છે, એટલે એ બળિયા સાથે બાથ ભીડવાની હિંમત કરશો તો બળી જળીને ખાક થઈ જશો એ ચેતવણી આપવા માટે જ આ ખાદિમ અત્યારે આપ નામદાર પાસે આવ્યો છે. બળિયા સાથે બાથ ભીડવી એ દાના તથા અક્લમંદ માણસનું કામ નથી. મારી આપ નામદારને એક ખયરખ્વાહ તરીકે એ જ સલાહ છે કે ગમે તેમ કરીને સુલ્તાન સલામતનું મન મનાવી લ્યો અને સુલ્તાન સલામત સાથે દોસ્તી કરીને આ લડાઈના મોકાને અટકાવી પોતાના, પોતાના કુટુંબના, પોતાના ખયરખ્વાહ મદદગારોના તથા પોતાની રૈયતનાં જાનમાલ અને પોતાની રિયાસતને સલામત રાખવાની દાનાઈ ભરેલી કોશિશ કરો.”

“સુલ્તાનના સિપાહસાલાર, પોતાના સુલ્તાનના જાહોજલાલની વધારે પડતી તારીફ કરવી અને સુલ્તાનના મુખાલિફોને શહમાં જ દબાવી દેવાની કોશિશ કરવી એ તમારો ફર્જ છે અને એ ફર્જને તમો અત્યારે બરાબર બજાવી રહ્યા છો એમાટે અમો તમોને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ.” સિંધુપતિ ઘોઘારાજ હુસેનખાં સિપાહસાલારને તેના અતિશયોક્તિપૂર્ણ સંભાષણનું ઉત્તર આપતો અતિશય ગંભીર ભાવથી કહેવા લાગ્યોઃ “પરંતુ એટલું તમારે પણ યાદ રાખી લેવાનું છે કે અમારા પોતાના કોઈ પણ પ્રકારના અપરાધ વિના, અમોએ સુલ્તાનને આ વિગ્રહના વહ્નિને જગાડવાનું કાંઇ પણ કારણ આપેલું ન હોવા છતાં અને રાજકુમાર ચનેસર દેવને શો અન્યાય આપવામાં આવ્યો છે એની સભ્યતાપૂર્વક કાંઇ પણ પૃચ્છા ન કરતાં કેવળ સ્વાર્થાંધ ચનેસર દેવના કથનને સત્ય માની લઈ ધર્મ તથા નીતિને તિલાંજલિ સમર્પી સુલ્તાન અલાઉદ્દીન પોતાની મોટી ફોજ સાથે અમારાપર ચઢી આવ્યા છે, તો એવી સ્થિતિમાં અમોજ તેમના મનને મનાવવાના પ્રયત્ન કરીએ ને તેમની સાથે મિત્રતા કરીને યુદ્ધના પ્રસંગને ટાળવાના ઉદ્યોગને આદરીએ તો એનો એ જ અર્થ થયેલો કહી શકાય કે અમોએ ચનેસર દેવને અવશ્ય અન્યાય આપ્યો છે, અમો સુલ્તાનના અપરાધી છીએ અને અમો રાજપૂતોએ હાથમાં શસ્ત્રાસ્ત્ર ધારણ કરવાને બદલે ચૂડીઓ પહેરેલી હોવાથી રાજ્ય તથા પ્રાણની રક્ષામાટે સુલ્તાનના મનને મનાવવાના પ્રયત્નો કરી રહ્યા છીએ. મીયાં હુસેનખાં સાહબ, રાજપૂત વીરોથી તમારા અફગાની સિપાહોની બહાદુરીની બરાબરી કરી શકાય તેમ છે કે નથી, એની તો તમોને ત્યારે જ જાણ થશે કે જ્યારે મયદાને જંગમાં રાજપૂતોની તલ્વારથી અફગાન સિપાહીઓનાં માથાં ચીભડાં પ્રમાણે કપાતાં તથા ધૂળ ચાટતાં થઇ ગયેલાં તમારા જોવામાં આવશે! સુલ્તાનનું સૈન્યબળ કેટલું છે એ અમો સારી રીતે જાણીએ છીએ અને એ જાણવા છતાં પણ જ્યારે અમો સુલ્તાન

સાથે બાથ ભીડવાને તૈયાર થયા છીએ, એટલે એથી જ તમારે જાણી લેવાનું છે કે સિંધના સૂમરા તથા અન્યાન્ય રાજપૂતોએ નિર્બળ હસ્તોમાં પોતાની તલ્વારોને નથી ઝાલી! અફગાન સિપાહીઓની બહાદુરીમાં જેટલો તમારો ભરોંસો છે તેથી વિશેષ અમારા અજેય રાજપૂત વીરોની વીરતામાં અમારો વિશ્વાસ છે. અમારૂં રાજ્ય ચાલ્યું જાય, અમારા રાજવંશનો વિધ્વંસ થઇ જાય અને અમારા પ્રાણોની ભલે આજે તથા આ ક્ષણે જ રણયજ્ઞમાં આહુતિઓ અપાઇ જાય; તો એ સ્થિતિને અમો આનંદથી સ્વીકારી લઇશું; પરંતુ આવી રીતે કારણ વિના નમી જઇને અમારા વંશની ઉજ્જવલ પ્રતિષ્ઠામાં તથા રાજપૂતોની ચમકતી કીર્તિમાં કલંક તો નહિ જ લગાડીએ." આ અંતિમ વાકયને ઉચ્ચારતાં ઘોઘારાજનાં નેત્રો એટલી સીમા પર્યન્ત રક્તવર્ણ થઈ ગયાં કે જાણે તેનાં નેત્રોમાંથી પ્રજ્વલિત પાવકની જ્વાળા જ નીકળી રહી હોયની! એવો જ સભાભવનમાં વિરાજેલી સર્વ સ્ત્રીપુરુષ વ્યક્તિઓને ભાસ થવા લાગ્યો.

સ્વર્ગવાસી સિંધુનાથ ભુંગર દેવના સમયનો ભુંગર દેવનો સમવયસ્ક અને જેને સિંધુ દેશના સર્વ હિન્દુઓ એક સાધુ પુરુષ તરીકે પરમ પૂજ્ય માનતા હતા તે ભાગ્યચંદ્ર નામક એક વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ તથા વિચારશીલ રાજપૂત સેનાપતિ ઘોઘારાજના કોપના આવેશને અનિવાર્ય થતો જોઇને અને રાજનીતિની દૃષ્ટિથી એ અપ્રાસંગિક તથા અકારણ આવેશને વિઘાતક જાણીને પોતાના પ્રભાવનો ઉપયોગ કરી કાંઇક અધિકારદર્શક સ્વરથી કહેવા લાગ્યો કે:—

"મહારાજાધિરાજ, સુલ્તાનનું મન મનાવવું કે ન મનાવવું અથવા યુદ્ધ કરવું કે ન કરવું એ આપની ઇચ્છાનો વિષય છે; પરંતુ સુલ્તાન સલામત કઇ શર્તોથી આ યુદ્ધના પ્રસંગને અટકાવી દઇને અને આપણી સાથે મિત્રતાનો સંબંધ સાધીને દિલ્લીની દિશામાં પાછા વળી જવાને તૈયાર છે, એ તો પ્રથમ તેમના આ સિપાહસાલાર સાહબના મુખથી જાણી લ્યો કે જેથી તેમની શર્તો આપણા જાણવામાં આવી જતાં તે શર્તોનો વિચાર કરી શકાય અને પૂરો વિચાર કર્યા પછી જ જે જવાબ આપવાનો હોય તે આપી શકાય. હજી યુદ્ધની ઘટના કાળના ગર્ભમાં હોવાથી આ પ્રસંગ તપી જવાનો નથી; કિંતુ પ્રતિપક્ષીની સર્વ ઇચ્છાઓને શાંતિપૂર્વક જાણી લેવાનો છે."

"જો સુલ્તાન સલામતની શર્તોને જાણવાની આપ નામદારની ખાહિશ હોય તો તે શર્તોને આપ નામદાર આગળ રજૂ કરવાને આ ખાદિમ બાખુશી તૈયાર છે; કારણ કે, તે શર્તો ઘણી જ ટુંકી અને સંખ્યામાં પણ ત્રણથી વધારે નથી." સિપાહસાલાર હુસેનખાંએ શર્તોને રજૂ કરવાની ઇચ્છા દર્શાવી.

"ભલે અમારા ભદ્ર પુરુષ ભાગ્યચંદ્રજીની એ શર્તોને જાણવાની ઇચ્છા છે, તો તમો ખુશીથી સુલ્તાનની શર્તોને રજૂ કરી બતાવો." ઘોઘાજીએ કોપદર્શક મુદ્રાથી જ અનુમતિ દર્શાવી.

"તો સુલ્તાન સલામતની પહેલી શર્ત એ છે કે સિંધુ દેશનું સાર્વભૌમત્વ યુવરાજ ચનેસર દેવને સમર્પીને આપ નામદાર પોતે તેમના પ્રથમ વર્ગના માંડલિકપદને સ્વીકારી લ્યો; જો આપ નામદાર આ શર્તને સ્વીકારવાની ઉદારતા દર્શાવશો તો આપને રાજ્યનો તૃતીય ભાગ જાગીર તરીકે તથા રાજ્યના ખજાનામાંથી પાંચ લાખ રૂપિયા મળવા ઉપરાંત આપની જાગીરને કરના ભારથી મુક્ત રાખવામાં આવશે. બીજી શર્ત એ છે કે આપ નામદારનાં માનવંતાં બહેન શ્રી સુભગા દેવી રાજકુમારીનાં રૂપ તથા ગુણ આદિકની અમારા સુલ્તાન સલામતે અત્યંત પ્રશંસા સાંભળેલી હોવાથી અને એ પ્રશંસા સાંભળીને તેમની સુભગા દેવીને પોતાનાં મંજૂરે નજર બેગમ તથા બાદશાહ બેગમ બનાવવાની ઇચ્છા થઇ ગયેલી હોવાથી શ્રીમતી સુભગા દેવીને સુલ્તાન સલામત સાથે પરણાવી દ્યો; અને ત્રીજી શર્ત એ છે કે જો સિંધુ દેશના એક સ્વતંત્ર માંડલિક તરીકે રહેવાની તમારી ઇચ્છા હોય, તો ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન થઇ જાઓ અને નહિ તો દિલ્લીના સુલ્તાનને સીધે સીધી ખંડણી ભરવાનો, સુલ્તાનની આધીનતાને સ્વીકારવાનો તેમ જ આપની જાગીરમાં વસતી રૈયત પાસેથી 'જજિયા' નામનો કાફિરો પાસેથી લેવાતો કર વસૂલ કરીને સુલ્તાન સલામતના ખજાનામાં મોકલી આપવાનો દસ્તાવેજ લખી આપો." સિપાહસાલાર હુસેનખાં સાહબે સુલ્તાન અલાઉદ્દીનની મીઠી મધ જેવી અને સૂમરા જેવા કટ્ટા રાજપૂતોનાં ગળે તરત ઊતરી જાય તેવી (?) ત્રણ શર્તો ગંભીરતાનો આડંબર દર્શાવીને સિંધુપતિ ઘોઘારાજ સમક્ષ રજૂ કરી દીધી.

આ શર્તોને સાંભળીને સિંધુપતિ ઘોઘારાજના હૃદયનો કોપ પ્રચંડ થઇ જતાં તે કોપનો અગ્નિ તેના ચરણથી મસ્તક પર્યન્ત વ્યાપી ગયો, તેનો મલ્લદેહ એ પ્રચંડ કોપના યોગે કંપાયમાન થવા લાગ્યો અને તેનાં નેત્રો હુસેનખાંના મુખમંડળમાં સ્થિર ગઇ ગયાં. ઘોઘારાજના આ ઉગ્ર સ્વરૂપને તેની વિમાતા અમાયા દેવીએ જોઇ લીધું; સુભગા દેવી અમાયાની પાસે જ બેઠેલી હોવાથી અમાયાએ સુભગા દેવીનાં શ્રવણોમાં કેટલાક શબ્દોનો, અન્ય કોઇના સાંભળવામાં ન આવી શકે તેવા મંદ સ્વરથી, પ્રવેશ કરાવી દીધો અને તેનો ઉપદેશ સુભગા દેવીને યોગ્ય ભાસતાં અમાયા દેવી એક દાસીને અમુક સૂચના આપી અંતઃપુરમાં મોકલીને પોતે સુભગા દેવી સહિત પોતાના સ્થાનપરથી ઊઠીને સભાના મધ્યભાગમાં ઘોઘારાજ સમક્ષ આવીને ઊભી રહી ગઈ. પોતાની વિમાતા તથા ભગિનીને

અનાચ્છાદિત મુખમંડળથી પુરુષસમુદાય સમક્ષ આવેલી તથા દંડાયમાન થયેલી જોઇને ઘોઘારાજના આશ્ચર્યનો અવધિ થઈ ગયો અને તેથી તેણે પોતાની વિમાતાને સંબોધીને જિજ્ઞાસા દર્શાવી કે:—

"પૂજ્ય માતા, આપને આવી રીતે પોતાની મર્યાદાને ઉલ્લંઘવાનો પરિશ્રમ શા કારણથી સ્વીકારવો પડયો છે તે કૃપા કરીને જણાવશો?"

"સુલ્તાન અલ્લાઉદ્દીનની જે ત્રણ શર્તો તેમના આ માન્યવર પ્રતિનિધિએ રાજપૂતોની આ સભામાં રજૂ કરી બતાવી છે તે શર્તોનો રાજપૂતોના હસ્તથી કેવી રીતે તથા ક્યારે સ્વીકાર થવાનો સંભવ છે અને સુલ્તાન અલાઉદ્દીનની આશાની સફળતાનો વાસ્તવિક માગ કયો છે તે તેમના પ્રતિનિધિને ન જણાવતાં જે રાજકુમાર ચનેસર સુલ્તાન અલાઉદ્દીનને પોતાના સહાયક તરીકે સિંધુ દેશમાં લઇ આવ્યો છે તે ચનેસરના પોતાના ચિરંજીવી દ્વારા જ સુલ્તાનને પોતાને જ મોંઢામોંઢ જણાવી તથા કહેવડાવી દેવાની વ્યવસ્થા કરવામાટે જ અમારે અમારી મર્યાદાને ઉલ્લંઘવાનો આ પરિશ્રમ સ્વીકારવો પડયો છે. તમો સિંધુ દેશના સાર્વભૌમ મહારાજા હોવા છતાં મારા પુત્ર હોવાથી અને પોતાની માતાની યોગ્ય આજ્ઞાનું પાલન કરવું એ ક્ષત્રિયકુલભૂષણ પુત્રનો પરમ ધર્મ હોવાથી જો મારી વીરતા, ધર્મપ્રિયતા તથા પવિત્રતામાં તમારો વિશ્વાસ હોય, તો મારી તમોને અત્યારે એ જ આજ્ઞા છે કે હવે તમો પોતે કાંઇ પણ ન બોલતાં અને અન્ય કોઈ વ્યક્તિને પણ કાંઈ ન બોલવા દેતાં મારી ઇચ્છા અનુસાર ઉત્તર સુલ્તાનને મોકલવાની મને સંપૂર્ણ સ્વતંત્રતા સમર્પી દો અને મારી આજ્ઞાના પાલનથી પોતાના પુત્રધર્મનું પાલન કરી બતાવો."

"પૂજ્ય માતા, અમો સર્વનો આપની યોગ્યતા તથા બુદ્ધિમત્તામાં સંપૂર્ણ વિશ્વાસ હોવાથી હું અતિશય આનંદપૂર્વક આપની ઇચ્છાનુસાર સુલ્તાનને જે કાંઇ પણ ઉત્તર મોકલવાનું હોય તે મોકલવાની સંપૂર્ણ સ્વતંત્રતા સમર્પું છું." ઘોઘારાજે પોતાની વિમાતા અમાયા દેવીને તેની ઇચ્છાનુસાર ઉત્તર મોકલવાની સ્વતંત્રતા સમર્પી દીધી.

"તમારું કલ્યાણ થાઓ!" આવી રીતે ઘોઘારાજને આશીર્વાદ આપીને અમાયા દેવી સિપાહસાલાર હુસેનખાંને સુભગા દેવીનો પરિચય કરાવતી કહેવા લાગી કે: "સુલ્તાન અલાઉદ્દીનના પ્રતિનિધિ મહાશય, જેનાં રૂપ તથા ગુણોની તમારા સુલ્તાન સાહબે પ્રશંસા સાંભળી છે અને તે પ્રશંસા સાંભળીને જેની સાથે પરણવાનો લોભ સુલ્તાન સાહબના મનમાં ભડકી ઊઠયો છે તે રાજકુમારી સુભગા દેવી આ પોતે જ છે. એના દર્શનનો લાભ તમોને હું અત્યારે એટલામાટે જ આપી રહી છું કે એનાં રૂપ તથા ગુણોની જે પ્રશંસા સુલ્તાનના સાંભળવામાં આવી છે

તે મોટી તો નથી જ, પણ હોવી જોઇએ તેના કરતાં ઓછી છે અને એનાં રૂપ તથા ગુણોની સ્પર્ધા કરનારી અન્ય કોઈ પણ યુવતી કદાચિત્ અત્યારે આખા હિંદુસ્થાનમાં પણ હશે કે કેમ એ શંકાસ્પદ છે, એ વાર્તા તમારાથી સુલ્તાન સલામતને છાતી ઠોકીને કહી શકાય અને એ સત્ય વાર્તાને જાણી લઇને સુભગા દેવીને પોતાની બેગમ બનાવવામાટે જે શર્તોને અમો અમારા પ્રતિનિધિ દ્વારા રજૂ કરવાનાં છીએ તે શર્તોને પાળવાનો તમારા રૂપમુગ્ધ સુલ્તાનથી અંતિમ નિશ્ચય કરી શકાય. આથી વધારે અત્યારે તમોને અમારે કાંઇ પણ કહેવાનું નથી; કારણ કે, અમારા પ્રતિનિધિ તરીકે સુલ્તાનને અહીં લઇ આવનાર રાજકુમાર ચનેસરનો પુત્ર નાગર દેવ અત્યારે જ તમારી સાથે તમારી છાવણીમાં આવશે અને જે કાંઇ કહેવાનું હશે તે સુલ્તાનને પોતાને જ કહી સંભળાવશે. તમો અતિથિશાળામાં પધારો અને ભોજનકાર્યથી નિવૃત્ત થાઓ એટલામાં નાગર દેવ ભોજન કરીને તમારી પાસે આવશે એટલે એને સાથે લઇને આનંદથી વિદાય થઇ જજો.” હુસેનખાંના ઉત્તરની પ્રતીક્ષા ન કરતાં અમાયા દેવીએ એક સેવકને આજ્ઞા કરી દીધી કે: “આપણા આ અતિથિને અતિથિશાળામાં માનપૂર્વક લઇ જાઓ અને એમના ભોજનનો યોગ્ય પ્રબંધ કરાવી દો.”

રાજમાતા અમાયાનો સર્વ સભાસદો તથા હુસેનખાંના મનમાં એક પ્રકારનો અવર્ણનીય પ્રભાવ પડી ગયો. હવે તત્કાળ કાંઇ પણ બોલવાનો અવકાશ ન હોવાથી હુસેનખાં સલામ કરીને રાજસેવક સાથે અતિથિશાળામાં ચાલ્યો ગયો. એટલા સમયમાં જે દાસીને અમુક આજ્ઞા આપીને અંતઃપુરમાં મોકલવામાં આવી હતી તે દાસી પોતાના હાથમાં એક લઘુ સુવર્ણમંજૂષા લઇને પાછી આવી પહોંચેલી હોવાથી અને ઉચ્ચ મંચપર અમાયા દેવીની આજ્ઞાની પ્રતીક્ષા કરતી ઊભેલી હોવાથી અમાયા દેવીએ તેને પોતાની પાસે બોલાવી અને તે સુવર્ણમંજૂષામાં મૂકાયલી વસ્તુનો ભેદ ઘોઘારાજ તથા અન્ય સભાસદોને જણાવીને નાગરદેવ દ્વારા તેણે જે ઉત્તરો સુલ્તાનને મોકલવામાટે નિશ્ચિત કરી રાખ્યાં હતાં તે પણ કહી સંભળાવ્યાં. ઘોઘારાજ તથા અન્યાન્ય પુરુષો અમાયા દેવીને તેની બુદ્ધિમત્તા, વીરતા તથા નિર્ભયતામાટે ધન્યવાદ આપવા લાગ્યા અને સુભગા દેવી તથા અન્યાન્ય અબળાઓ તેને આર્યધર્મની સજીવન મૂર્તિ માનીને પોતાનાં સ્થાનોપરથી ઊઠીને તેનાં ચરણોમાં મસ્તક નમાવવા લાગી. ચનેસરના પુત્ર નાગર દેવની અવસ્થા એ વેળાયે બાર વર્ષથી વધારે ન હોવા છતાં વ્યાયામ તથા મૃગયાના યોગે તેનું હૃષ્ટપુષ્ટ થયેલું શરીર અને તેની ભવ્યતા તેને એક સોળ કે સત્ત વર્ષના વયના યુવક તરીકે રજૂ કરી રહ્યાં હતાં. અમાયા દેવીએ પોતાના એ પૌત્રને સંબોધીને જિજ્ઞાસા દર્શાવી કેઃ—

"સૂમરાવંશભૂષણુ રાજપુત્ર નાગર દેવ, તારી આ કિશોર અવસ્થામાં પણુ તારામાં ધર્માભિમાન જાત્યભિમાન, કુલાભિમાન તથા દેશાભિમાનની જ્યોતિ પર્યાપ્ત પરિમાણુમાં પ્રકટેલી હોવાથી તારામાં વિશ્વાસ રાખીને મેં તને આ મહાભયંકર કાર્યની સિદ્ધિમાટે ચૂંટી કાઢયો છે, અને આ કાર્યમાં પ્રાણુ જવાનો ભય સર્વથી પ્રથમ સમાયલો છે એ રહસ્ય તો તારા જાણુવામાં હોવું જ જોઇએ; તો મને જણુાવી દે કે આ કાય તારાથી કરી શકાશે કે કેમ ? જો તારા મનમાં લેશમાત્ર પણુ શંકા થતી હોય, તો હું કોઇ અન્ય વીર પુરુષને આ કાર્યમાટે મોકલું."

"પૂજ્ય પિતામહી, વિધર્મી સુલ્તાન પાસેથી સહાયતાની ભિક્ષા માગીને મારા પિતાએ આપના ધાવેલા દૂધને લજાવ્યું છે; પરંતુ આપનો કિશોરવયસ્ક પૌત્ર આપના રક્ત તથા પોતાની માતાના ધાવેલા દૂધને નથી જ લજાવવાનો એ આપ નિઃશંક માની લેજો. મારો સહાયક પરમાત્મા હોવાથી અને ખાંડાના ખેલો ખેલતાં પ્રાણુનું વિસર્જન કરવું એ ભારતીય ક્ષત્રિય વીરની દૃષ્ટિમાં નિત્યની એક સામાન્ય ઘટના હોવાથી મારા મનમાં જીવનનો અતિશય અભિલાપ અને મરણુની અતિશય ભીતિ એ ઉભય વસ્તુઓનો સર્વથા અભાવ છે; માત્ર મારા જીવનનો દીપ જો અકાળ બુઝાઇ જાય, તો અત્યારના મારા પ્રણુામને જ અંતિમ પ્રણુામ તરીકે સ્વીકારી લેજો, જો યોગ્ય લાગે તો મારું સ્મારક કરાવજો અને મારા આત્માની શાંતિને ઇચ્છતાં રહેજો." નાગર દેવે એક પ્રૌઢ તથા અલૌકિક વીર પુરુષને શોભાવનાર ઉદ્ગારો કાઢયા.

સભાનું વિસર્જન કરવામાં આવ્યું. અમાયા દેવીએ પોતાના હસ્તથી ભોજનનો થાળ પીરસીને ભોજનશાળામાં પોતાના પૌત્રને અનન્ય વાત્સલ્યપૂર્વક જમાડયો અને અલાઉદ્દીન સમક્ષ જે કાંઈ પણુ બોલવાનું હતું તેનો પાઠ શાંતિપૂર્વક પઢાવી દીધો. ભોજનના કાર્યથી નિવૃત્ત થઇને સુવર્ણમંજૂષાને એક અનુચર દ્વારા ઉપડાવી પોતાની પિતામહી તથા રાઇ સુભગાદેવીના શુભાશીર્વાદ લઇ નાગર દેવ વીરવેશમાં અતિથિશાળાના દ્વાર સમક્ષ આવી લાગ્યો અને ત્યાંથી તે તથા હુસેનખાં દુર્ગદ્વારના બાહ્ય ભાગમાં જ્યાં હુસેનખાંના અંગરક્ષકો તેની પ્રતીક્ષા કરતા ઊભા હતા ત્યાં આવ્યા. નાગરદેવના અશ્વને પણુ સુસજ્જિત કરીને ત્યાં જ તૈયાર રાખવામાં આવ્યો હતો અને તેની સાથે જનારા તેના પાંચ અંગરક્ષકો પણુ ત્યાં ઊભા હતા. તેઓ સર્વ અશ્વારૂઢ થઇને સુલ્તાન અલાઉદ્દીનની છાવણીની દિશામાં અગ્રેસર થવા લાગ્યા.

* * * *

જે વેળાયે હુસેનખાં ચનેસરના ચિરંજીવી નાગર દેવને લઇને સુલ્તાનની છાવણીમાં આવી લાગ્યો તે વેળાયે દિવસના ચતુર્થ પ્રહરનો આરંભ થયો હતો, સુલ્તાન અલાઉદ્દીન અર્દ્ધઘટિકા પૂર્વે નિદ્રામાંથી જાગી પોતાના અર્ધચંદ્રચિહ્નમંડિત મખમલના કારચોબી ભરતવાળા વિશાળ તંબૂમાંના એક સુખાસનમાં પોતાના કેટલાક સર્દારો, સિપાહસાલારો તથા ચનેસર સાથે વાર્તાલાપ કરતો, પોતાના ગિલમાનોના હસ્તથી અપાતાં મદિરાપાત્રોને ન્યાય આપતો, ધૂમ્રપાનના યોગે સિંધુ દેશના નભોમંડળને શ્યામ કરતો અને મનમાં હુસેનખાંની પ્રતીક્ષા કરતો ગોળ તકિયાને અઢેલીને પડયો હતો. એટલામાં એક મુસાહિબે આવીને હુસેનખાંના આગમનના સમાચાર આપ્યા અને સુલ્તાનની અનુમતિ મળતાં હુસેનખાંએ તંબૂમાં આવી કોર્નિશ કરીને કલ્યાણકૂટમાં જે ઘટના ઘટી હતી તેનો વૃત્તાન્ત સંક્ષેપમાં સુલ્તાનને કહી સંભળાવ્યો. સુલ્તાને રાજકુમાર નાગરદેવને માનપૂર્વક અંદર લઈ આવવાનો પોતાના મુસાહિબને હુકમ ફર્માવ્યો અને થોડી વારમાં જ પોતાની ભવ્યતા તથા તેજસ્વિતાથી સુલ્તાન તથા તેના સર્દારોને આંજી નાંખતો ક્ષત્રિય કુમાર નાગર દેવ તંબૂમાં પદાર્પણ કરી સુલ્તાન સમક્ષ આવી સમાનતાદર્શક નમન કરીને ઊભો રહ્યો. નાગર દેવે પોતાના પિતાને એ સમુદાયમાં બેઠેલો જોવા છતાં તેને નમસ્કાર તો ન જ કર્યા; પરંતુ પોતાની દૃષ્ટિને પણ અન્ય દિશામાં ફેરવી દીધી. તેના એ તિરસ્કારને ચનેસર સમજી ગયો; તેના મનમાં અવશ્ય કોપનો આવિર્ભાવ થયો; છતાં સમય તથા સ્થાનની પ્રતિકૂલતાનો વિચાર કરી તે મૌનનું અવલંબન કરીને બેસી રહ્યો. અલાઉદ્દીને નાગર દેવને સંબોધીને કહ્યું કેઃ—

"રાજકુમાર, આ પાસેના આસનપર વિરાજો અને તમારાં દાદીમાએ મારી માગણી અથવા શર્તોના જે જવાબો આપ્યા હોય તે મને કહી સંભળાવો."

"સુલ્તાન સલામત, મારાં વીરા દાદીમાએ આપની પહેલી શર્તનો એ જવાબ આપ્યો છે કે મારા પિતા શ્રી ચનેસર દેવે કેવળ પોતાની મૂર્ખતાથી જ પોતાના સિંહાસન તથા રાજમુકુટવિષયક અધિકારને ખોઇ દીધેલો હોવાથી અને ત્યાર પછી પણ એ ગૃહકલહનો સમાધાનપૂર્વક અંત લાવવાને બદલે તેમણે એક વિધર્મી સુલ્તાનને પોતાના સહાયક તરીકે લઇ આવીને દેશને પાયમાલીના ખાડામાં ગબડાવી દેવાનો બીજો પણ અક્ષમ્ય અપરાધ કરેલો હોવાથી સિંધુ દેશની હિન્દુ પ્રજા એ ધર્મદ્રોહી તથા જાતિદ્રોહી ચનેસર દેવને પોતાના સાર્વભૌમ રાજા તરીકે કોઈ પણ સંયોગોમાં સ્વીકારી શકે તેમ નથી, એટલે આપની એ પહેલી શર્તને અમો નથી સ્વીકારી શકતા એમાટે અમારા મનમાં ખેદ થાય

છે. હા, હજી પણ જો મારા પિતાશ્રી તેમને જે જાગીર, રોકડ રકમ તથા સન્માન આપવાની વાત થઇ હતી તે વાત પ્રમાણે તે જાગીર, રોકડ રકમ તથા સન્માનને સ્વીકારવામાટે તૈયાર હોય, તો અમો અમારૂં વચન પાળવાને તૈયાર છીએ; માત્ર એટલું જ નહિ, પણ મારા પિતાશ્રીએ આપને સૈન્ય સહિત અહીં આવવાનો પરિશ્રમ આપેલો હોવાથી જો યુદ્ધ તથા ઉભય પક્ષના સહસ્રાવધિ મનુષ્યોના રક્તપાતનો પ્રસંગ ટળી જતો હોય તો આપના સૈન્યને અહીં લાવતાં તથા અહિંથી દિલ્લી લઇ જતાં જે કાંઇ પણ ખર્ચ થયો હોય તથા થવાનો સંભવ હોય તે પણ અમારા રાજકોષમાંથી આપી દેવાને અમો વચનથી બંધાઇએ છીએ. આપની પહેલી શર્તના સંબંધમાં એથી વિશેષ અમારાથી બીજું કાંઇ પણ કરી શકાય તેમ નથી એટલામાટે એ શર્તને મનાવવાનો અધિક આગ્રહ કરશો જ નહિ.” નાગર દેવે કોઇ પણ પ્રકારના ભય કિંવા સંકોચ વિના અસ્ખલિત જલપ્રવાહ પ્રમાણે પોતાના શબ્દ-પ્રવાહને વહેવડાવી દીધો.

નાગર દેવના આ ઉત્તરમાં અલાઉદ્દીનના અપમાનની સ્પષ્ટતર છાયા ન હોવાથી અને જો ઘોઘારાજ સુભગા દેવીને અલાઉદ્દીન સાથે પરણાવી દેવાને તથા ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન થઇ જવાને તૈયાર હોય, તો અલાઉદ્દીનની એ પહેલી શર્તમાં ઘોઘારાજની અનુકૂલતા જળવાય તેવો ફેરફાર કરી નાંખવાની આભ્યંતર ઇચ્છા હોવાથી નાગર દેવના આ ઉત્તરથી તેના મનમાં જે થોડો ઘણો ક્રોધ ઉદ્ભવ્યો હતો તે ક્રોધને લેશમાત્ર પણ વ્યક્ત ન થવા દેતાં તેણે સત્તાદર્શક ગંભીર સ્વરથી નાગર દેવને અનુલક્ષીને જિજ્ઞાસા દર્શાવી કે:—

“મારી પહેલી શર્તનો તમોએ જે જવાબ આપ્યો તે મેં સાંભળી લીધો છે; એ જવાબનો જવાબ હું વિચાર કરીને આપીશ. હવે મારી બીજી શર્તનો અને ત્રીજી શર્તનો તમો શો જવાબ આપો છો?”

“આપ નામદારની બીજી શર્તના જવાબમાં જેનાપર આપ નામદારે પરણવાની આશા તથા અમારા પવિત્ર હિંદુ રાજવંશની પવિત્રતાને કલંકિત કરવાની ઇચ્છાથી પોતાની અપવિત્ર દૃષ્ટિને દોડાવી છે તે મારાં પૂજ્ય ફોઇ સુભગા દેવીએ આ લઘુ સુવર્ણમંજૂષા આપ નામદારને ભેટ તરીકે આપવાની આજ્ઞા સાથે એવો સંદેશ કહાવ્યો છે કે: ‘હું એક હિન્દુ રમણી અને આપ એક વિધર્મી મુસ્લિમ સુલ્તાન હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ કચ્છ દેશના મહાશૂરવીર રાજ્યકર્તા સમાવંશભૂષણ શ્રી જામ અબડાજી અભંગ સાથે મારા શરીરસંબંધનો વાગ્દાનવિધિ થઇ ગયેલો હોવાથી આ જન્મ અથવા આ અવતારમાં તો મારાથી આપ નામદાર સાથે પરણી શકાય તેમ છે જ નહિ; છતાં

મારા સૌન્દર્યના મોહને આપ ન જ ત્યજી શકો, તો આ લઘુ સુવર્ણ-મંજૂષામાં જે અલભ્ય તથા મૂલ્યવતી વસ્તુ આપપર ઉપકાર કરીને ભેટ તરીકે મોકલવામાં આવી છે તે વસ્તુની હૃદયને મારા ધ્યાનમાં તલ્લીન કરીને જો જીવનની અંતિમ ઘટિકાપર્યન્ત અવ્યભિચારિણી ભક્તિથી પૂજા તથા અર્ચા કરતા રહેશો અને અંતે મારા નામને જપતા શરીરને ત્યજી દેશો, તો કદાચિત્ બેચાર અવતાર વીતી ગયા પછી આ સુભગા દેવીની આપ નામદારને પ્રાપ્તિ થઇ શકશે.” નાગર દેવ જેમ જેમ આ ઉત્તરના ક્ષેત્રમાં અધિકાધિક અગ્રગામી થતો જતો હતો તેમ તેમ સુલ્તાન અલાઉદ્દીનના મુખમંડળમાં હૃદયગત ક્રોધનાં ચિહ્નો અધિકાધિક વ્યક્ત થતાં જતાં હતાં એટલે તે સુવર્ણમંજૂષામાંની અલભ્ય તથા મૂલ્યવતી વસ્તુને જોયા પછી તેનો ક્રોધ અનિવાર્ય થઇ જાય અને તે કાંઇ પણ ઘોર અત્યાચાર કરવાને તત્પર થઈ જાય તે પૂર્વે જ જે કાંઇ પણ બોલવાનું હતું તે બોલી નાંખવાના આશયથી નાગર દેવ સુલ્તાનને વચ્ચે બોલવાનો અવકાશ ન આપતાં ત્રીજી શર્તનો જવાબ આપતો બોલવા લાગ્યો કે: “હવે રહ્યો આપ નામદારની ત્રીજી શર્તનો જવાબ અને તે જવાબ એ જ છે કે: પરમપુરાતન તથા પરમસનાતન વૈદિક ધર્મ અથવા હિન્દુ ધર્મ એ જ અમો હિન્દુઓનો પ્રાણ અથવા આત્મા હોવાથી અને ધર્મ વિના અમો હિન્દુઓ અમોને પોતાને મૃતતુલ્ય માનતા હોવાથી અમારા રાજ્યનો નાશ થઈ જાય, અમારા વૈભવોનો વિલય થાય અને અમારાં જીવન આવતી કાલે નષ્ટ થતાં હોય તો ભલે આજે અને આ ક્ષણે જ નષ્ટ થઈ જાય; પણ અમો અમારા પરમપવિત્ર હિન્દુ ધર્મને ત્યજીને ઇસ્લામને નથી જ સ્વીકારવાનાં અને હિન્દુ મટીને આ ભવમાં તો મુસલ્માન નથી જ થવાનાં. આ અમારો છેલ્લામાં છેલ્લો જવાબ છે અને એમાં જરા પણ ફેરફાર કે સુધારો વધારો કરવાની અમારી ઇચ્છા ન હોવાથી જો અમારાં યોગ્ય ઉત્તરોનો અનાદર કરીને આપ નામદારની યુદ્ધના પાવકને પ્રજળાવવાની જ ઇચ્છા હોય, તો અમો રાજપૂતો પણ મયદાને જંગમાં તલ્વારનો જવાબ તલ્વારથી આપવાને તૈયાર છીએ.”

“હુસેનખાં, આ સોનાની પેટીને ઊઘાડો અને જે વસ્તુ મારા પર ભેટ તરીકે મોકલવામાં આવી છે તે વસ્તુ મને દેખાડો.” અલાઉદ્દીનના મનમાં સંશય ઉત્પન્ન થતાં અલાઉદ્દીને હુસેનખાંને સુવર્ણ-મંજૂષાને ઊઘાડવાનો હુકમ ફર્માવ્યો.

હુસેનખાંએ સુવર્ણમંજૂષાને ઊઘાડી તો તેમાંથી કારચોબી રૂમાલમાં લપેટેલી સાચા મોતીની ભરેલી બે નાજુક તથા સુંદર મોજડીઓ નીકળી અને તેમને જોતાંની સાથે જ અલાઉદ્દીને સિંહ સમાન ગર્જના કરીને નાગર દેવને પૂછ્યું કે: “આ શું છે?”

"જેમની સાથે પરણવાની આપ નામદાર લાલસા ધરાવો છો તે રાજકુમારી સુભગા દેવીની પગમાં પહેરવાની સાચા મોતીની બે મોજડી. એમાં વપરાયલા મોતીની કીમત આપ નામદારના પચાસ હજાર ટાંક કરતાં પણ વધારે છે." નાગરદેવે અતિશય દૃઢતા તથા નિર્ભયતાથી ઉત્તર આપ્યું.

"પચીસ લાખની કીમતની હોય તોય મોજડી તે મોજડી. સુભગા દેવીના બદલામાં તેની મોજડીઓ મારા પર ભેટ તરીકે મોકલીને મારી જે તૌહીન કરવામાં આવી છે તેનો બદલો હું બરાબર વાળીશ અને આ ગુસ્તાખી, આ ગુરૂર તથા આ હઠીલાપણાની તમો સિંધી કાફિરોને એવી તો સખ્ત સજા આપીશ કે જે સજાને જમાના સુધી સિંધી કાફિરો સંભારતા રહેશે. સૌગંદ છે પરવરદિગરના કે હું હવે સુભગા દેવીને જુરૂર મારી બેગમ બનાવીશ; તારા પિદરને જુરૂર સિંધના તખ્તોતાજનો માલિક બનાવીશ; સિંધના એકે એક હિન્દુ કાફિરને કાં તો મુસલ્માન બનાવીશ અને કાં તો હિન્દુ કાફિરોના કત્લેઆમનો રંગ લાવી બતાવીશ. આ મોતીની મોજડીઓ જ્યારે સુભગા દેવી સવાણુન્નિસા બેગમ થઇને મારા જનાનખાનામાં આવશે ત્યારે પાછી તેના જ નાજુક કદમોમાં પહેરાવીશ."

"સુલ્તાન સલામત, આપે પોતાના મેહરબાન કાકાને દગાથી કત્લ કરાવીને સુલ્તાની મેળવી છે અને અમો એવા અધર્મને સ્વપ્નમાં પણ ન ચિંતનારા ધર્મપ્રાણ રાજપૂતો છીએ એટલે જો આપ યુદ્ધને આરંભશો, તો અમો પણ અમારા ધર્મ, અમારી જાતિ, અમારી કુલપ્રતિષ્ઠા તથા અમારા દેશની રક્ષામાટે અવશ્ય આપની સાથે ધર્મયુદ્ધ કરીશું. આપ અફઘાનિસ્તાનના વતની છો અને ધન તથા રાજ્યના લોભથી ભારતવર્ષમાં આવ્યા છો તો અમો ભારતવાસી આર્ય વીરો પાસેથી કાંઇક ધર્મ તથા નીતિનું શિક્ષણ લઇ લ્યો. જો આપણા યુદ્ધનો રંગ જામે તો એકાગ્રતા, સહિષ્ણુતા તથા વાસ્તવિક વીરતા શી વસ્તુ છે તે યુદ્ધમાંના અમારા વર્તનને જોઇને શીખી લેજો અને જનની જન્મભૂમિ તથા ધર્મની રક્ષામાટે પ્રાણોનાં બલિદાન રાજપૂતોથી કેવી રીતે આપી શકાય છે એ પણ બરાબર જોઇ લેજો. આજે આપ ભાગ્યની પ્રબળતાથી ભારતવર્ષના વિધર્મી સમ્રાટ્ થયેલા હોવાથી દિલ્લીના રાજસિંહાસને વિરાજીને એવા અનેક નીચ, કાયર, દેશદ્રોહી તથા ધર્મદ્રોહી હિન્દુઓ તેમજ મુસલ્માનોને આપ નિત્ય જોયાં કરતા હશો કે જેઓ પોતાના તુચ્છ તથા નશ્વર લાભમાટે રાજસભામાં ચારણો અથવા ભાટો પ્રમાણે આપની સ્તુતિનાં સ્તોત્રો ગાયાં કરતા હશે; મૃત્યુને સન્મુખ આવેલું જોઇને રણક્ષેત્રમાંથી પલાયન કરી જતા હશે અને પોતાની કન્યાઓ,

ભગિનીઓ તથા પત્નીઓ આદિને આપનાં ચરણોમાં સમર્પીને આપની પ્રસન્નતાને મેળવવાની ચેષ્ટાઓ કર્યાં કરતા હશે; પરંતુ અત્યારના આ યુદ્ધના પ્રસંગે આ સમયમાં પણ આ ભરતભૂમિમાં એવા અલૌકિક વીર પુરુષો અથવા સુભટ રાજપૂતો અવશ્ય અસ્તિત્વ ધરાવે છે કે જેઓ પોતાનાં પ્રાણોનાં બલિદાન આપીને પણ ધર્મની રક્ષા, જન્મભૂમિની પૂજા તથા નારીજાતિનું પૂજ્યભાવયુક્ત ગૌરવ કરીને આપ જેવા પિશાચવૃત્તિના સુલ્તાનોના કૃપાપૂર્વક આપેલા તથા કીર્તિને કલંકિત કરનારા પુરસ્કાર કિંવા પારિતોષિકને ઠોકર મારીને દૂર ઉડાવતા રહે છે એ વસ્તુસ્થિતિ આપ નામદારના જોવા તથા જાણવામાં આવી જશે અને સિંધના સૂમરાઓની સંગ્રામવીરતાના દર્શનથી આપ નામદારના મદનું અવશ્ય મર્દન થઇ જશે. અત્યારસુધી આપ નામદારે કાયર હિંદુઓને જોયા છે; નિર્ભય વીર હિન્દુઓને નથી જોયા એટલે અમો હવે આપ નામદારને રણભૂમિમાં ખરેખરા નિર્ભય હિન્દુ વીર પુરુષોનો સાક્ષાત્કાર કરાવી દઇશું. એક રાજપૂત તરીકે હું મારા ઇષ્ટદેવના શપથપૂર્વક મારા કૃપાણપર હસ્તને સ્થાપીને પ્રતિજ્ઞા કરૂં છું કે જો રણભૂમિમાં ભાગ્યવશાત્ આપણો ભેટો થઈ જશે, તો સર્વથી પ્રથમ આ કૃપાણના એક જ પ્રહારથી હું આપ નામદારનો શિરચ્છેદ કરી નાખીશ; કારણ કે, સુભગા દેવીના હસ્તની યાચના કરીને સૂમરા રાજવંશને આપ નામદારે જે અપમાન પહોંચાડ્યું છે તે અપરાધની મૃત્યુ વિના અન્ય કોઈ શિક્ષા છે જ નહિ.” આ અંતિમ શબ્દોને ઉચ્ચારતાં નાગર દેવનાં નેત્રોમાંથી અગ્નિના કણો વર્ષવા લાગ્યા અને તેનો દેહ કોપથી કંપાયમાન થતો દેખાયો.

“મુબારક, પકડી લે આ ગુસ્તાખ છોકરાને અને કરી નાખ એના મગરૂર માથાને ધડથી જૂદું એટલે એની પ્રતિજ્ઞા અત્યારે જ પૂરી થઇ જાય!” અલાઉદ્દીને હવે તેનો કોપ અનિવાર્ય થઇ જતાં પોતાના મુબારક નામક અંગરક્ષક ખાજાસરાને નાગર દેવના શિરચ્છેદની આજ્ઞા સંભળાવી દીધી.

નાગર દેવ સાવધાન હોવાથી મુબારક તેના શરીરપર ધસી આવે તેથી પૂર્વે જ અત્યંત ચપલતાથી પોતાના કૃપાણને કોષમાંથી બહાર ખેંચી લઇને સુલ્તાન અલાઉદ્દીનના શરીરપર ધસી ગયો અને એ વેળાયે સુલ્તાનના આસન પાસે બેઠેલો ચનેસર જો એકદમ ઊભો થઇને સુલ્તાનના અગ્ર ભાગમાં ઢાલ પ્રમાણે ઊભો ન રહ્યો હોત, તો તેના કૃપાણથી તે ક્ષણે જ સુલ્તાનની છાતી વીંધાઈ ગઈ હોત અને તેનાં સો વર્ષ પૂરાં થઈ ગયાં હોત; પણ ચનેસર વચ્ચે આવતાં પિતૃહત્યાના પાતકનો વિચાર કરી નાગર દેવ અટક્યો અને ચનેસરે તેના તલ્વારવાળા હાથને પોતાના હાથમાં ઝાલીને અટકાવી દીધો એટલે એ અવસરનો લાભ

લઈને ખાજાસરા મુબારકે પોતાની તલ્વારને નાગર દેવના પડખામાં એટલી ઊંડી ઊતારી દીધી કે તેના યોગે જઠર કપાઈ જતાં અને તેમાંથી રક્તનો પ્રચંડ પ્રવાહ વહી નીકળતાં નાગર દેવ પૃથ્વીપર પછડાઈ પડ્યો. ચનેસરે તેને પોતાના ખોળામાં લઈ લીધો અને અર્ધઘટિકા જેટલા સમયમાં જ સૂમરાવંશના તે અલૌકિક વીર બાળકના પ્રાણ તેના શરીરમાંથી પ્રયાણ કરી ગયા.

પોતાના એકમાત્ર પુત્રના આવી રીતે થયેલા આકસ્મિક અવસાનથી ચનેસરના હૃદયમાં શોકનો આઘાત તો અવશ્ય થયો અને સુલ્તાન અલાઉદ્દીનને સિંધુ દેશમાં લાવવાના પોતાના પ્રમાદમાટે તેના મનમાં પશ્ચાત્તાપ પણ થવા લાગ્યો. પરંતુ હવે એ પ્રમાદને સુધારવાનો તેને કોઇ પણ ઉપાય ન દેખાવાથી તે કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના એ ભયંકર આઘાતને મૌનપૂર્વક સહન કરીને બેસી રહ્યો. જો ચનેસર ધારત તો એ ક્ષણે જ અલાઉદ્દીનની હત્યા કરી નાંખત; પરંતુ તે ગમે તેવો સ્વાર્થાંધ હોવા છતાં રાજપૂત બચ્ચો હોવાથી અને અલાઉદ્દીનની આસુરી લાલસાના વાસ્તવિક સ્વરૂપને ઓળખવાની ચાણક્યબુદ્ધિનો તેનામાં સંપૂર્ણ અભાવ હોવાથી અલાઉદ્દીને તેના સહાયક તરીકે તેની સાથે સિંધુ દેશમાં આવવાની દર્શાવેલી ઉદારતાની સ્મૃતિ તથા કૃતજ્ઞ બુદ્ધિએ તેના હસ્તથી સુલ્તાનની હત્યા ન થવા દીધી. સુભગા દેવી તેની વૈમાતૃક ભગિની હોવા છતાં તેના પિતાની પુત્રી હોવાથી તેની સાથે પરણવાની સુલ્તાનની ઇચ્છા પણ તેને સર્વથા અત્યાચારરૂપિણી દેખાવા લાગી અને તેથી તેણે પોતાના મનમાં નિશ્ચય કરી લીધો કેઃ "જો સુલ્તાનના સૈન્યની સહાયતાથી યુદ્ધમાં મારો વિજય થશે અને મારો રાજ્યાભિષેક થઇ જશે, તો પણ સુભગા દેવીને, અન્ય ઉપાય નહિ જોવામાં આવે તો, વિષપાન કરાવીને હું મૃત્યુના મુખમાં ધકેલી દઈશ; પરંતુ તેનો સુલ્તાન સાથે લગ્નસંબંધ કરાવીને મારા કુલની પ્રતિષ્ઠાને કલંકિતા તો નહિ જ કરૂં." આવા પ્રકારના વિચારથી પુત્રના મરણનો આઘાત અસહ્ય હોવા છતાં અને પુત્રના મૃત્યુના સંબંધમાં કવિજનોના હૃદય તથા મુખમાંથી

"સબસે બુરા હોતા હય યે લખ્તે જિગરકા દાગ;
અલ્લાહ કિસીકો ન દિખાયે પિસરકા દાગ!"

આવા પ્રકારના ઉદ્ગારો વારંવાર નીકળતા હોવા છતાં પોતાના હૃદયને વજ્રકઠોર કરીને ચનેસરદેવે પોતાના પુત્રના શબને એક બહુમૂલ્ય વસ્ત્રમાં લપેટીને તેની સાથે આવેલા અને તંબૂના બાહ્ય ભાગમાં કેટલાક અંતરે તેની પ્રતીક્ષા કરતા ઊભેલા તેના અંગરક્ષકોને બોલાવીને તેના મૃત્યુનો વૃત્તાન્ત સંક્ષેપમાં કહી સંભળાવી એવી આજ્ઞા સહિત

સોંપી દીધું કે: "આ નાગરદેવના શબને કલ્યાણકૂટમાં લઇ જાઓ અને આપણા રાજસ્મશાનમાં માનપૂર્વક એના અગ્નિસંસ્કારનો ઘોઘા-રાજને કહીને પ્રબંધ કરાવો." નાગર દેવના અંગરક્ષકોને અલાઉદ્દીને પણ એ સૂચના આપી દીધી કે: "અહીંથી કલ્યાણકૂટમાં પહોંચીને તમારા હઠીલા તથા પાગલ રાજાને કહી દેજો કે હજી પણ જો જીવવાની અને રાજ્યસુખને ભોગવવાની ઇચ્છા હોય અને કૂતરાના મોતે ન મરવું હોય, તો મારી શર્તોને સ્વીકારી લઇને મારા શરણમાં આવી જાઓ. જો તમારા દિવસ ભરાઇ ચૂકયા હોય, તો પરમ દિવસે અમારી સાથે લડવાને મયદાને જંગમાં આવી જજો; એટલે જે હાલ તમારા ભત્રીજાના થયા છે તેથી પણ વધારે ભૂંડા હાલ તમારા તથા તમારા મદદગારોના થશે અને તમારા જનાનખાનાની ઔરતો મુસલ્માનોની બેગમો તથા બીબીઓ બનીને મુસલ્માનોના જનાનખાનાની જીનતને વધારશે." નાગર દેવના અંગરક્ષકો એ સમય તથા સ્થાન વધારે બોલવા માટે સર્વથા પ્રતિકૂલ હોવાથી નાગરદેવના શબને અને ચનેસર તથા સુલ્તાનના સંદેશને લઇને મૌનપૂર્વક ત્યાંથી ચાલતા થઇ ગયા. એ વેળાયે સૂર્ય દેવનો અસ્તાચલનિવાસ થઇ ગયેલો હોવાથી નિશાદેવીના આગમનનો આરંભ થઇ ચૂકયો હતો. જ્યારે નાગર દેવના અંગરક્ષકો તેના મૃતદેહને લઇને કલ્યાણકૂટમાં આવી લાગ્યા અને તેમણે નાગર-દેવની વીરતા તથા અલાઉદ્દીન ખૂનીની આજ્ઞાથી કરાયલી તેની નિર્દયતા-પૂર્ણ હત્યાનો વૃત્તાંત અશ્રુપૂર્ણ નયનોથી ઘોઘારાજ તથા રાજપરિવારનાં અન્યાન્ય સ્ત્રીપુરુષોને કહી સંભળાવ્યો ત્યારે તેમનાં હૃદયોમાં શોકનો ભયંકર આઘાત થવા છતાં પણ નાગર દેવને તેની અલૌકિક વીરતા, નિર્ભયતા તથા હિન્દુત્વ વિષયક અભિમાનિતામાટે તેઓ વારંવાર ધન્યવાદ અપવા લાગ્યાં. નાગરદેવના મૃતદેહના અગ્નિસંસ્કારના વિધિને સૂર્યોદયથી પૂર્વે જ આટોપી લેવાનો એટલામાટે નિશ્ચય કરવામાં આવ્યો કે હવે યુદ્ધનો નિશ્ચય થઇ ગયેલો હોવાથી સૂર્યોદય પછી યુદ્ધની તૈયારીમાં જે કાંઇ પણ ન્યૂનતા રહેલી હોય તેની પૂર્તિ કરી લેવાનો પર્યાપ્ત અવકાશ મળી શકે.

* * * *

મધ્યરાત્રિનો સમય થઇ ચૂકયો હતો. નાગર દેવના મૃતદેહને જાણે તેનો રાજ્યાભિષેક થવાનો હોય ની ! તેવી રીતે ઉત્તમ વસ્ત્રાભૂષણો વડે શૃંગારીને, તેના કંઠમાં વિજયદર્શિની કુસુમમાળા પહેરાવીને તથા પુષ્પમંડિત ખાટીમાં બેસાડીને સ્મશાનભૂમિમાં લાવવામાં આવ્યો હતો અને રાજ-પરિવારનાં સર્વ સ્ત્રીપુરુષો ઉપરાંત સૂમરા સર્દારો, અન્યાન્ય માંડલિકો તથા સહસ્રાવધિ નાગરિકો તેમ જ નાગરિકાઓ નાગર દેવ પ્રતિ પોતાના સન્માન તથા તેના અકાળ મૃત્યુથી પોતાના હૃદયમાં થયેલા ભીષણ શોકને

દર્શાવવામાટે સ્મશાનમાં આવીને ઉપસ્થિત થઇ ગયાં હતાં. અત્યારસુધીની પુરુષોના હસ્તથી શબને ચિતામાં પધરાવવા તથા અગ્નિસંસ્કાર કરવાની પ્રણાલિકાનો ભંગ કરીને રાજમાતા અમાયા દેવીએ જ પોતાના કોમળ હોવા છતાં બલાઢ્ય હસ્તોમાં પોતાના વીર પૌત્રના શબને ઉપાડીને ચંદનકાષ્ઠની ચિતામાં પધરાવ્યું અને ચિતામાં અગ્નિને પ્રકટાવવા પૂર્વે તે વીર ક્ષત્રિય જાયા ત્યાં એકત્ર થયેલા જનસમુદાયને સંબોધીને અતિશય ગંભીર ભાવ તથા ગંભીર સ્વરથી કહેવા લાગી કેઃ—

"મારાં બંધુઓ તથા ભગિનીઓ, જ્યારથી ચનેસરની અલાઉદ્દીન જેવા એક વિધર્મી તથા ખૂની સુલ્તાનને રાજ્યપ્રાપ્તિમાટે પોતાના સહાયક તરીકે લઇ આવવાની વાર્તા મારા સાંભળવામાં આવી હતી ત્યારથી એવા એક ધર્મદ્રોહી, જાતિદ્રોહી, દેશદ્રોહી તથા કુલઘાતક પુત્રને જન્મ આપવાનો મારા હૃદયમાં અતિશય પશ્ચાત્તાપ થયાં કરતો હતો અને કદાચિત્ 'વડ તેવા ટેટા ને બાપ તેવા બેટા' એ કહેવત પ્રમાણે તેનો ચિરંજીવી પણ તેના જેવો જ નીચ નીવડશે તો મહાભયંકર પરિણામ આવી જશે, એવો મારા મનમાં અષ્ટૌપ્રહર ભય તથા સંશય રહ્યાં કરતો હતો. મેં અલાઉદ્દીનની શર્તોનાં ઉત્તરો પત્ર દ્વારા ન મોકલતાં અથવા અન્ય કોઇ મનુષ્ય દ્વારા ન પાઠવતાં જાણી જોઇને નાગરદેવને જ સુલ્તાનને અમારો સંદેશ મોંઢામોંઢ સંભળાવી દેવામાટે એવા આશયથી જ મોકલ્યો હતો કે જો તે ભયભીત થઇને ત્યાં પોતાના પિતા પાસે જ રહી જાય, તો કલ્યાણકૂટમાંથી એક પાપ ઓછું થાય અને જો તે પોતાના કર્તવ્યનુ પાલન કરીને જીવતો કે મુએલો પાછો આવે, તો એની પિતામહી તરીકે મારૂં મુખ ઉજ્જવલ થાય અને ચનેસરે મારા ઉદરને લગાડેલો કલંક અંશતઃ ધોવાઇ જાય. અર્થાત્ મારા વીરશિરોમણિ પૌત્રના અકાળ મૃત્યુથી મારા હૃદયમાં શોકનો અસહ્ય આઘાત પણ થાય છે અને હિન્દુત્વની રક્ષામાટે હુતાત્મા થઇને મારા એ મહારથી પૌત્રે મારા તથા મારા સ્વર્ગીય સ્વામીનાં મુખોને ઉજ્જવલ કરેલાં હોવાથી અને સિંધુ દેશના અન્ય હિન્દુ વીરોને ધર્મ, જાતિ, જન્મભૂમિ તથા પ્રતિષ્ઠાની રક્ષામાટે જીવનનાં બલિદાન કેવી રીતે આપી શકાય છે ને હુતાત્મા કેવી રીતે થઇ શકાય છે એ પોતાના જીવનબલિદાનવડે બતાવી દીધેલું હોવાથી મારા હૃદયમાં આનંદનો પણ અતિરેક થઇ જાય છે. મારા હિન્દુ બાંધવો તથા મારી હિન્દુ ભગિનીઓ અત્યારે હવે શોક તથા અશ્રુપાત કરવાનો અવસર ન હોવાથી જો આ મૃત વીર બાલકના આત્માને સ્વર્ગમાં શાશ્વત શાન્તિની પ્રાપ્તિ થાય અને સિંધુભૂમિનાં હિન્દુ સંતાનોની કીર્તિ સિંધુ દેશ તથા ભારતવર્ષના ઇતિહાસમાં અક્ષય તથા અમર રહે એવીજ તમારી આકાંક્ષા હોય તેમજ જો તમારાં અંતઃકરણોમાં

હિન્દુ ધર્મ, હિન્દુ જાતિ, હિન્દુત્વ, પોતાની જન્મભૂમિ તથા પોતાના ધર્મપ્રાણ પૂર્વજોની પ્રતિષ્ઠાનું અંશમાત્ર પણ અભિમાન હોય, તો અત્યારે શોક દર્શાવવાને બદલે આપણા હિન્દુત્વ તથા આપણી જન્મભૂમિની રક્ષામાટે આ વીર બાલકના ચિતા નામક સિંહાસન અથવા સ્વર્ગનાયક વિમાનમાં વિરાજેલા મૃતદેહ સમક્ષ મારા આદેશ અનુસાર પ્રચંડ પ્રતિજ્ઞા કરવાને તૈયાર થઇ જાઓ."

"અમો આપને સાક્ષાત્ દેવી જ માનીએ છીએ અને આપના આદેશ અનુસાર પ્રતિજ્ઞા કરવાને તૈયાર છીએ." ત્યાં એકત્ર થયેલા સહસ્રાવધિ હિન્દુ વીરોએ ગગનભેદક ધ્વનિથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"તો પ્રતિજ્ઞા કરો કે જો એવી જ આવશ્યકતા આવી પડશે, તો અમો હિન્દુત્વ તથા જન્મભૂમિની રક્ષામાટે અમારા પ્રાણોનાં બલિદાન આપવાને નિરંતર તત્પર રહીશું; કાં તો વિધર્મી શત્રુઓને તથા તેમને સિંધુ દેશમાં લઇ આવનાર નીચ ચનેસરને તેમના રક્તપાતથી કલ્યાણ-કૂટની રણભૂમિને રંજિત કરી પરાજય સમર્પીને પાછા હાંકી કાઢીશું અને કાં તો રણચંડીને અમારા પોતાના રક્તપાનથી તૃપ્ત કરીશું; પરંતુ જ્યાં સુધી શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તુચ્છ જીવનની લાલસા તથા અન્ય ક્ષણભંગુર સુખોની આશાથી વિધર્મીઓના હસ્તથી પરાજિત થઇને પાદાક્રાંત પ્રજા તરીકે નહિ જ જીવીએ, ગમે તેવી તથા ગમે તેટલી ભયાનક પરિસ્થિતિમાં પણ પોતાના મહાપવિત્ર હિન્દુ ધર્મને ત્યજી દઇને ઇસ્લામને નહિ સ્વીકારીએ અથવા હિન્દુ મટીને મુસલ્માન નહિ જ થઇએ. કદાચિત્ મુસલ્માનોનો વિજય થઇ જાય અને ચનેસર આ સિંધુ દેશનો રાજા થઇને મુસલ્માનોનો પક્ષપાતી થઇ જાય, તો પણ અમો હિન્દુધર્મ તથા હિન્દુજાતિના પરમઘાતક એ વિધર્મી મુસલ્માનો સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ નહિ જ રાખીએ, મુસલ્માનોના દાસત્વને નહિ જ સ્વીકારીએ અને હિન્દુઓ તથા એ અત્યાચારી મુસલ્માનો વચ્ચે નિરંતર મ્યાનમાંથી બહાર નીકળી આવેલી તીવ્રધાર તથા નાગી તલ્વાર જ તાંડવ નૃત્ય કરતી રહેશે." અમાયાદેવીએ અતિશય ગંભીર તથા શૌર્યોત્પાદક સ્વરથી હિન્દુઓ પાસે જે પ્રતિજ્ઞા કરાવવાની હતી તે કહી સંભળાવી.

"અમો એ પ્રતિજ્ઞાને અક્ષરશઃ પાળવાની અમારા ઇષ્ટદેવના શપથ તથા આ વીર બાલકના આત્માની સાક્ષીથી સંપૂર્ણ ખાત્રી આપીએ છીએ." પુનઃ સહસ્રાવધિ હિન્દુ વીરોએ દશદિશાભેદક ધ્વનિથી એ પ્રતિજ્ઞાને પાળવાનો પોતાનો અંતિમ નિશ્ચય દર્શાવી દીધો.

"ધન્ય છે, સિંધુ ભૂમિનાં વીર હિન્દુસંતાનો, તમારા વીર આત્મા-ઓને! તમારી આ પ્રતિજ્ઞાથી મારો આત્મા પરમસંતુષ્ટ થયો છે અને

મારા વીરશિરોમણિ પૌત્ર નાગર દેવનો અમર આત્મા પણ અવશ્ય સંતુષ્ટ થયો જ હશે. જે આવશ્યક કાર્યમાટે મારે આ સ્મશાનભૂમિમાં આવવું પડયું છે તે ઇષ્ટ કાર્યની તમારી આ પ્રતિજ્ઞાથી સિદ્ધિ થઇ ગયેલી હોવાથી હવે નાગર દેવના મૃતદેહના અગ્નિસંસ્કારમાં વિલંબ થવા દેવાની આવશ્યકતા નથી.” આ ઉદ્ગારો કાઢીને ચિતાને યથાવિધિ ચાર પ્રદક્ષિણાઓ કરી અમાયા દેવીએ શોકહર્ષમિશ્રિત હૃદયથી નાગર દેવના દક્ષિણ ચરણના અંગુષ્ઠને અગ્નિનો સ્પર્શ કરાવી દીધો અને ત્યાર પછી ચિતાને પ્રકટાવી દેવામાં આવી.

ઘોઘારાજની પુત્રી કુવેલા તથા મૃત નાગર દેવનો પરસ્પર એક જ પિતાનાં સંતાનો તથા એક જ માતાના ઉદરથી ઉત્પન્ન થયેલાં ભગિની તથા ભ્રાતા કરતાં પણ અધિક સ્નેહભાવ હોવાથી અને તેમને એક બીજાનો એક નિમેષમાત્રનો વિયોગ પણ અસહ્ય થઇ પડતો હોવાથી પોતાની પિતામહી તથા ફોઇ સાથે આવેલી કુવેલા દેવી અત્યારસુધી અશ્રુપાત કરતી મૌનનું અવલંબન કરીને સુભગા દેવીના પશ્ચાદ્ભાગમાં ઊભી હતી. જ્યારે ચિતા તેના સંપૂર્ણ સ્વરૂપમાં પ્રજ્વલિત થઇ ગઇ અને ચિતાની ગગનગામિની જ્વાલાએ નાગર દેવના પરમસુંદર શરીરને ભસ્મીભૂત કરવાના પોતાના કાર્યને ભીષણ સ્વરૂપમાં આરંભી દીધું ત્યારે નાગર દેવના શાશ્વત વિયોગની કલ્પના અસહ્ય થઇ પડતાં અને હૃદયમાં સ્વર્ગીય તથા નિઃસ્વાર્થ બંધુસ્નેહની અત્યંત પ્રબળતા થઇ જતાં કુવેલા દેવીને પોતાનું જીવન દુઃખરૂપ દેખાવા લાગ્યું અને તેથી તે દશવર્ષીયા દેવકન્યાતુલ્ય ક્ષત્રિય બાલિકા હૃદયના આવેગને વશ થઇને અચાનક વેગપૂર્વક દોડી અને પોતાના પુષ્પ સમાન સુકોમળ દેહને તેણે પ્રજ્વલિત ચિતામાં નાંખી દીધો* તેને બચાવવામાટે કેટલાક મનુષ્યો

*સી. એ. કિન્કેડ્ સી. વી. ઓ., આઈ. સી. એસ્. મહાશયકૃત 'Tales of old-Sind' (જૂના સિંધની કથાઓ) શીર્ષક અંગ્રેજી ગ્રંથમાં 'ઘોઘો તથા ચનેસર' (Dodo and Chanesar)ની જે કથા અપાયલી છે તેમાં એમ દર્શાવવામાં આવ્યું છે કે: “એક દિવસ ભુંગર દેવ ચનેસરની માતા સાથે એકાંતમાં બેઠો હતો ત્યારે ચનેસરની માતાએ પોતાના પતિને કહ્યું કે: “તમોએ મારા પ્રતિ જે સદ્વર્તન કર્યું છે અને મને જે અવર્ણનીય સુખ આપ્યું છે તેનું વર્ણન કરી શકાય તેવા શબ્દો મારી પાસે નથી. પરંતુ જ્યારે તમો સ્વર્ગવાસી થશો ત્યારે તમારા સૂમરા સર્દારો મને તથા મારા પુત્ર ચનેસરને અવશ્ય આ રાજમહાલયમાંથી હાંકી કાઢશે અને જંગલમાં તગડી દેશે એની મારા મનમાં નિરંતર ચિંતા રહ્યાં કરે છે.” એટલે રાજાએ તેને કહ્યું કે: 'પ્રિયતમે, તું એ ભય ન રાખીશ. હું નાગર તથા કાવેલ(નાગરદેવ તથા કુવેલા)ને લગ્નના ગ્રંથિથી બાંધી દઇશ, એટલે સૂમરા સર્દારો તને રાજમહાલયમાંથી કાઢી મૂકવાની હિંમત કરશે જ નહિ.' અને તે જ દિવસે ચનેસરના પુત્ર તથા ઘોઘાની પુત્રીનો રાજા ભુંગર દેવે વાગ્દાનવિધિ કરી

સાહસ કરીને આગળ વધ્યા; પરંતુ ચિતામાં પડતાંની સાથે અને આગના સ્પર્શથી દગ્ધ થવા પૂર્વે જ કુવેલાના પ્રાણ નિરાશાના આઘાતથી પ્રયાણ કરી ગયેલા હોવાથી તેના જીવનની રક્ષાનો હવે કોઇ ઉપાય ન હોતો. સુભગા દેવી

---

દીધો.” પૃષ્ઠ ૧૩૩–૧૩૪. અર્થાત્ કુવેલાનો નાગર સાથે વાગ્દાન વિધિ થઇ ગયેલો હોવાથી કિંકેડ સાહેબ લખે છે કે: “રાજકુમારી કાવેલ કે જે પોતાના પતિ (નાગર)ના પાછા ફરવાની પ્રતીક્ષા કરી રહી હતી તેણે જ્યારે નાગરને ખાટલામાં મૃત અવસ્થામાં પડેલો જોયો ત્યારે (પોતાને વિધવા થયેલી માનીને) ચિતા ખડકાવી અને તે ચિતામાં નાગરના મૃતદેહ સાથે તે પોતે પણ બળીને ભસ્મ થઇ ગઇ.” પૃષ્ઠ ૧૩૭.

આ વિધાનમાં કિંકેડ સાહેબના અજ્ઞાનવશાત્ એકસમયાવચ્છેદે મહાભયંકર બે પ્રમાદો થયેલા આપણા જોવામાં આવી શકે છે. હિન્દુઓમાં સગોત્ર સ્ત્રીપુરુષનો સંબંધ પણ નથી થઇ શકતો અને અહીં તો કાકાના દીકરા અને કાકાની દીકરીનો એટલે કે હિન્દુ ધર્મશાસ્ત્ર અનુસાર ભાઇ તથા બહેન મનાતાં વર તથા કન્યાનો શરીરસંબંધ વર્ણવાયલો છે. આ પ્રમાદના સંબંધમાં આપણે કદાચિત્ એમ માની લઇએ કે ઇ. સ.ની તેરમી સદીના અંતમાં અથવા ચૌદમી સદીના આરંભમાં હિન્દુ સૂમરાઓની મોટી સંખ્યાએ એક દંતકથા અનુસાર એક મુસ્લિમ પીરના ચમત્કારથી મુગ્ધ થઇને ઈસ્લામને સ્વીકારેલો હોવાથી અને અત્યારે સિંધ તથા કચ્છમાં ‘સૂમરા’ નામથી ઓળખાતી મનુષ્યજાતિ બહુધા મુસલ્માન હોવાથી તે સમયની સૂમરા જાતિને પણ મુસલ્માન જાતિ માની લઇને કદાચિત્ કિંકેડ સાહેબે આ પ્રમાદ કર્યો હશે; પરંતુ તે બંનેને મુસલ્માન માનવામાં આવ્યાં હોય, તો મુસલ્માનોમાં મૃતપતિની ચિતામાં આરોહણ કરવાની અને સતી થવાની ધાર્મિક પ્રથા પ્રથમથી જ અસ્તિત્વ નથી ધરાવતી તો પછી કાવેલે (કુવેલાએ) નાગરના શબ સાથે ચિતારોહણ કેવી રીતે કર્યું અને તે સતી કેવી રીતે થઇ, એ પ્રશ્ન એક ગહન સમસ્યા સમાન આપણા સમક્ષ આવીને ઊભો રહે છે. અર્થાત્ તે સમયના સૂમરા હિન્દુ હોવાથી અને કેટલીક હિન્દુ રમણીઓની પોતાના પતિ પ્રમાણે જ પોતાના ભ્રાતાઓ તથા પુત્રોની પાછળ પણ ચિતારોહણ કરીને મરી જવાની કેટલીક ઘટનાઓ ભારતવર્ષના હિન્દુ–ઇતિહાસમાં વર્ણવાયલી હોવાથી કુવેલાના નાગરદેવના શબ સાથેના ચિતારોહણની ઘટનાને અવિચલ રાખીને રાજનંદિનીના ચિતારોહણના કારણનું અહીં હિન્દુ ધર્મશાસ્ત્ર અનુસાર પરિવર્તન કરી નાંખવામાં આવ્યું છે. હિન્દુ સૂમરાઓ સિંધુ દેશમાં અલાઉદ્દીન ખૂનીનું ઇ. સ. ૧૨૯૭ કે ૧૨૯૮ માં આગમન થયા પછી અલાઉદ્દીનના તીવ્ર બળાત્કાર તથા અસહ્ય અત્યાચારોથી જ ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન થયા હતા અને ત્યાંથી તેઓ કચ્છમાં ગયા હતા એ ઐતિહાસિક ઘટનાવિષયક અજ્ઞાન તેમ જ હિન્દુ તથા મુસલ્માનોની સર્વથા વિભિન્ન ધાર્મિક પ્રથાઓ વિષયક અજ્ઞતાના યોગે જ કિંકેડ સાહેબની લેખિની આવા ભયંકર પ્રમાદની દિશામાં અજાણતાં વળી ગઇ છે, એમ સ્પષ્ટ અનુમાન કરી શકાય છે.

પોતાની ત્યાં એકત્ર થયેલી હિન્દુ ભગિનીઓને સંબોધીને ઓજસ્વિની વાણીથી કહેવા લાગી કે:—

"રાજનંદિની કુવેલા દેવીનું આ ચિતારોહણ આપણને અથવા ભારતવર્ષની સમસ્ત હિન્દુ નારીઓને એ જ શિક્ષણ આપી રહ્યું છે કે: 'જેવી રીતે મારા બંધુના અકાળ સ્વર્ગવાસની ઘટના અસહ્ય થવાથી તેની ચિતામાં આરોહણ કરીને મેં મારા ક્ષણભંગુર દેહનું બલિદાન આપી દીધું છે તેવી જ રીતે જ્યારે પણ દુર્ભાગ્યવશાત્ પોતાના પતિદેવ, પિતા, ભ્રાતા તથા પુત્ર આદિના મૃત્યુની ઘટના ઘટી જાય અને આપણા દેહ રક્ષકહીન તથા આપણાં હૃદય નિરાશામય થઇ ગયેલાં દેખાય ત્યારે પોતાના પ્રેમ, પોતાના ધર્મ, પોતાની પવિત્રતા તથા પોતાની પ્રતિષ્ઠાની રક્ષામાટે આપણે હિન્દુ રમણીઓએ આવા પ્રકારની નિર્ભયતાથી જ ચિતારોહણ કરીને આપણાં પ્રાણોનાં બલિદાન આપી દેવાનાં છે! 'પરમાત્મા ભારતવર્ષની હિન્દુ પુત્રીઓને ધર્મયજ્ઞમાં દેહ તથા પ્રાણની આહુતિ આપી દેવાનું આવું જ અલૌકિક સામર્થ્ય સમર્પો એ જ પરમાત્મા પાસેથી મારી અષ્ટૌપ્રહર અખંડ યાચના છે!"

"તથાસ્તુ!" સર્વ સ્ત્રીઓએ આ શબ્દોના ઉચ્ચારથી સુભગા દેવીની શુભ ભાવનાને પોતાનાં હૃદયોમાં ઝીલી લીધી.

ઉષ:કાળમાં નાગર દેવ તથા કુવેલા અથવા સ્વર્ગીય બંધુ તથા ભગિનીનાં સુંદર શરીરો અગ્નિનારાયણના મુખમાં પડીને ભસ્મીભૂત થઇ ગયાં એટલે સ્મશાનયાત્રાળુઓ સિંધુનદના પવિત્ર જલપ્રવાહમાં સ્નાન કરીને શોકાતુર હૃદયો તથા વિષણ્ણ વદનો લઇને રાજધાનીમાં ચાલ્યાં ગયાં. તે જ દિવસના મધ્યાહ્નકાળથી હિન્દુ વીરો યુદ્ધની તૈયારીના કાર્યમાં લાગી ગયા.

* * * * *

યુગોના યુગો વીતી જાય છે ત્યાં એક દિવસ જેટલા અલ્પથી પણ અલ્પ સમયને વીતતાં કેટલી વાર? તે દિવસ વીતી ગયો; હિન્દુઓએ સંધ્યાકાળ પર્યન્ત અવિશ્રાન્ત પરિશ્રમ કરીને યુદ્ધની આવશ્યક તૈયારીઓ કરી લીધી; નિશાદેવીનું આગમન થયું અને જે હિંદુ વીરો યુદ્ધમાં પોતાનાં માથાંને હાથમાં લઇને જવાના હતા તેઓ એ અમૂલ્ય નિશાકાળને પોતાનાં સ્ત્રીપુત્રાદિક પારિવારિક જનોના સહવાસમાં વીતાડવામાટે પોતપોતાના નિવાસાલયમાં ચાલ્યા ગયા.

મધ્યરાત્રિનો સમય થયો હતો અને સિન્ધુપતિ ઘોઘારાજ તે રાત્રે ગ્રીષ્મકાલિક ઉષ્મા કાંઇક અધિક હોવાથી રાજમહાલયની વિશાળ ચંદ્રશાળામાં યુદ્ધ વિષયક વિચારોમાં તલ્લીન થઇને આમ તેમ આંટાફેરા મારી રહ્યો હતો. અલાઉદ્દીનની છાવણીમાંના દીપકોનો પ્રકાશ ત્યાંથી

મંદ સ્વરૂપમાં તેને દૃષ્ટિગોચર થતો હતો અને જ્યારે પણ તે દીપકો તેના જોવામાં આવતા હતા ત્યારે અચાનક તેના હૃદયસાગરમાં એક પ્રકારનો ભયંકર વિક્ષોભ ઉત્પન્ન થયા કરતો હતો. અંતે તે અલાઉદ્દીનની છાવણીમાંના દીપકોનું અવલોકન કરતો તે જ દિશામાં પોતાની દૃષ્ટિને સ્થિર કરીને મનોગત બોલવા લાગ્યો કેઃ—

"ખૂની અલાઉદ્દીન, અત્યારે તું મારા આક્રમણની પ્રતીક્ષા કરી રહ્યો હોઇશ, અને હું તારા આક્રમણની પ્રતીક્ષા કરી રહ્યો છુંઃ પરંતુ પ્રશ્ન એ છે કે અમારે પ્રથમ આક્રમણ કરવું કે પછી તારી સેના અમારી હિન્દુ સેના કરતાં બમણી હોવાથી તને જ આક્રમણ કરવા દઇને અમારે દુર્ગમાંથી જ તારા સંહારના પ્રયત્નો કરીને રાજધાનીની રક્ષા કરવી ? તારા સૈનિકોની સંખ્યા ત્રીસ હજારથી વધારે છે અને મારા હિન્દુ સૈનિકોની સંખ્યા પૂરા ચૌદ હજારની પણ નથી; તેમ જ તારી પાસે મોટી મોટી તોપો છે અને અમારી પાસે કૃપાણ, બાણ તથા બંદૂકો વિના તોપની બરાબરી કરનારાં વિજયનાં વિશેષ સાધનો છે જ નહિ. હાય, આ પ્રસંગે જો મને કયાંકથી પચાસ કે છેવટે પચીસ તોપો પણ મળી ગઇ હોત, તો તેના બદલામાં હું મારૂં અર્ધ રાજ્ય પણ આનંદથી આપી દેત. બસ; મને બીજું કાંઇ નથી જોઇતું; કેવળ પચાસ કે પચીસ તોપો જ વિધર્મી શત્રુઓના સંહારમાટે જોઇએ છીએ."

ઘોઘારાજ આવા પ્રકારના વિચારોમાં તલ્લીન થઇ ગયો હતો એટલામાં "સિંધુનાથનો જય" એ શબ્દો કોઇ માનવવ્યક્તિના મુખમાંથી બહિર્ગત થઇને તેનાં શ્રવણોમાં અથડાયા અને તેથી તેણે મુખ ફેરવીને જોયું તો તેનો એક વિશ્વાસપાત્ર રાજપૂત ગુપ્તચર ભંભોમલ્લ પોતાની સામે ઊભેલો તેના જોવામાં આવ્યો. ઘોઘારાજના મુખમાંથી સ્વાભાવિક એ પ્રશ્ન નીકળી ગયો કેઃ

"કોણ ભંભોમલ્લ ? અત્યારે આટલી મોડી રાતે મારી પાસે આવવાનું કારણ ?"

"એક અગત્યના સમાચાર સંભળાવવામાટે મારે અત્યારે આપ શ્રીમાનની શાન્તિનો ભંગ કરવો પડ્યો છે તેની ક્ષમા આપશો." ભંભોમલ્લે પોતાના આગમનના કારણને દર્શાવીને ક્ષમા માગી લીધી.

"તે અગત્યના સમાચાર શા છે ?" ઘોઘારાજે જિજ્ઞાસા દર્શાવી.

"તે અગત્યના સમાચાર એ છે કેઃ" ભંભોમલ્લ કહેવા લાગ્યોઃ "અલાઉદ્દીને આવતી કાલના પ્રભાતમાં આપણી રાજધાનીપર આક્રમણ કરવાના પોતાના વિચારને બદલી નાંખ્યો છે અને ચનેસર દેવે તેને કલ્યાણકૂટમાં આવવાનો જે એક ગુપ્ત માર્ગ રાજકુટુંબના અમુક પુરુષો વિના અન્ય કોઇના પણ જાણવામાં નથી તે ગુપ્ત માર્ગના ભેદનો પ્રકાશ કરીને

રાત્રિના સમયમાં જ કલ્યાણકૂટમાં અચાનક પ્રવેશ કરવાનો તથા અલ્પ પરિશ્રમથી આપણો પરાજય કરી રાજધાનીને અધિકૃત કરી લેવાનો પરામર્શ આપેલો હોવાથી અત્યારે જ તેણે ચનેસર દેવ સાથે તે ગુપ્ત માર્ગથી રાજધાનીમાં પ્રવેશ કરવામાટે લગભગ બે હજાર અફગાન સૈનિકોને રવાના કરી દીધા છે. અર્થાત્ આવી પરિસ્થિતિમાં અત્યારથી જ સાવધાન થઇ જવાની આવશ્યકતા આપણા માટે ઉપસ્થિત થઇ ગઇ છે એ આપ શ્રીમાન્‌ને નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા નથી. હવે જે યોગ્ય જણાય તે પ્રબંધ કરશો."

"વિવેકભ્રષ્ટ મનુષ્યનો શતમુખ વિનપાત થતો જ રહે છે એટલે વિવેકભ્રષ્ટ થયેલો ચનેસર અવશ્ય આવા પ્રકારની નીચતા પણ કરવાનો જ એવી પ્રથમથી જ મારી માન્યતા હોવાથી એ ગુપ્ત માર્ગની રક્ષાનો પ્રબંધ મેં ક્યારનોય કરી રાખ્યો છે એટલે એની અધિક ચિંતા કરવાની નથી; પરંતુ ચનેસર તથા અલાઉદ્દીનની આ પંઢતા તથા નીચતાના સમાચાર સાંભળ્યા પછી આપણે પ્રથમ આક્રમણ કરવું કે શત્રુઓને આક્રમણ કરવાનો પ્રથમ અવસર આપવો એવો મારા મનમાં જે પ્રશ્ન થયાં કરતો હતો તેનું નિશ્ચિત ઉત્તર મને મારા આત્મા પાસેથી મળી ગયું છે અને મારો આત્મા મને શત્રુઓપર આપણે જ પ્રથમ આક્રમણ કરવું એવા આશયનો ઉપદેશ આપી રહ્યો છે. ગુપ્ત માર્ગની રક્ષા કરીને ત્યાં આવેલા વિધર્મી સૈનિકોને તો સુભગાદેવી તથા શ્યામાસુંદરી જ યમરાજના આગારનો માર્ગ બતાવી દેશે અને આપણે શત્રુઓની છાવણીપર આક્રમણ કરી દઇશું. ભાઇ ભંભોમલ્લ, તમો અત્યારે જ જાઓ અને આપણે શત્રુઓના આક્રમણની પ્રતીક્ષા ન કરતાં સૂર્યોદય થતાંની સાથે જ શત્રુની છાવણી પર હલ્લો લઈ જવાનો છે એ મારી આજ્ઞા આપણા સમરા સર્દારોને સંભળાવી દ્યો."

"જેવી સિંધુનાથની આજ્ઞા." આ શબ્દોના ઉચ્ચારથી ઘોઘારાજની આજ્ઞાને શિરોધાર્ય કરી ભંભોમલ્લ ચંદ્રશાળામાંથી ચાલતો થઇ ગયો.

ભંભોમલ્લના જવા પછી ઘોઘારાજના મુખમાંથી એવા ઉદ્ગારો નીકળી ગયા કે: "અલાઉદ્દીન પાસે યુદ્ધનાં ભયંકર સાધનો અધિક પરિમાણમાં હોવાથી કદાચિત્ અમારાથી દેશની રક્ષા ન પણ કરી શકાય, તો પણ જનની જન્મભૂમિની સ્વતંત્રતાને સુરક્ષિત રાખવામાટે રણભૂમિમાં અમારાં જીવનનાં બલિદાન તો અવશ્ય આપી શકાશે. હવે જોવાનું છે કે પરમાત્મા યુદ્ધમાં આવતી કાલે શો રંગ બતાવે છે......"

ઘોઘારાજની અર્ધાંગી કેટલાક સમયથી ચંદ્રશાળામાં આવીને પોતાના પતિ તથા ભંભોમલ્લના સંભાષણને સાંભળતી ઊભી હતી, છતાં તેને ઘોઘારાજ જોઇ શક્યા ન હોતો. પોતાના પતિને આતશય ચિંતા-

ગ્રસ્ત જોઇને હવે રાણીએ પ્રકટ થઇને જિજ્ઞાસા દર્શાવી કે: "પ્રાણેશ, અત્યાર સુધી આપ ચંદ્રશાળામાં વિચરીને અકારણ જાગરણ શા માટે કરી રહ્યા છો ?"

"કેટલીક રાત વીતી હશે વારુ ?" ઘોઘારાજે જિજ્ઞાસા દર્શાવી.

"મધ્યરાત્રિનો સમય તો ક્યારનોય વીતી ગયો છે." રાણીએ આ ઉત્તર આપીને કહેવા માંડયું કે: "આપને ચિંતાના કારણથી નિદ્રા નથી આવતી; પરંતુ અત્યારે હવે હૃદયમાંથી આ ચિંતાને કાઢી નાંખો. રણ-સંગ્રામ ક્ષત્રિયોનું પરમ કર્તવ્ય હોવાથી અને વિજય તથા પરાજય ભાગ્યાધીન હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ જીવન તથા મરણને શૂરવીર ક્ષત્રિયો બાલકોના ખેલ સમાન સામાન્ય ઘટનાઓ માનતા હોવાથી આપ આટલી બધી ચિંતા શા માટે કરી રહ્યા છો ? યુદ્ધનું જે પરિણામ આવવાનું હશે તે આવશે; એટલે અત્યારે તો કૃપા કરીને સૂઇ જાઓ અને એક પ્રહર વિશ્રાંતિનો ઉપભોગ લઇ લ્યો; કારણ કે, નિદ્રાથી જ મનુષ્યના શરીરમાં નવીન ચેતન, નવીન તેજ તથા નવીન ઉત્સાહનો આવિર્ભાવ થાય છે કે જેમની આવતી કાલના યુદ્ધમાં વિજયપ્રાપ્તિ માટે આપને અતિશય આવશ્યકતા છે."

"નિદ્રાધીન થવાની મારી પણ ઇચ્છા તો થયાં કરે છે; પરંતુ જ્યાં નિદ્રા આવતી જ નથી ત્યાં મારો શો ઉપાય ? હું સારી રીતે જાણું છું કે નિદ્રાના સેવનથી શરીરમાં નવીન સ્ફૂર્તિ, નવીન ચંચલતા, નવીન તેજ તથા નવીન ઉત્સાહનો આવિર્ભાવ થાય છે; પરંતુ આજે મારા ભાગ્યમાં નિદ્રાનો યોગ લખાયલો જ નથી." ઘોઘારાજે નિઃશ્વાસ-પૂર્વક આ ઉદ્ગારો કાઢ્યા.

"આપ મારી સાથે શયનમંદિરમાં પધારો; હું આપની ચરણ-સેવા કરીને આપને પોઢાડવાનો તથા આપનાં નેત્રોમાં નિદ્રાને ખેંચી લાવવાનો મારાથી કરી શકાશે તેટલો મૃદુ પ્રયત્ન કરીશ." આવા પ્રકારનો આગ્રહ કરીને રાણી પોતાના પતિદેવને બળાત્કારે શયન-મંદિરમાં લઇ ગઇ.

* * * * *

પ્રભાતમાં જ સુભગા દેવી તથા શ્યામાસુંદરીએ ઘોઘારાજ પાસે આવીને એ શુભ સંવાદ સંભળાવ્યો કે: "ગુપ્ત માર્ગમાંથી રાજધાનીમાં પ્રવેશવા માટે આવેલા અફગાન સૈનિકોમાંના પાંચ સો અફગાન સૈનિકોને આપણા એક સો હિન્દુ વીરોએ તેમનો શિરચ્છેદ કરીને નરકમાં મોકલી દીધા છે અને ચનેસર તથા તેની સાથેના બીજા અફગાન સૈનિકો શૃગાલ-ધર્મને સ્વીકારી ત્યાંથી પલાયન કરી ગયા છે. ગુપ્ત માર્ગને બંધ કરી દેવાનું કામ અત્યારે ચાલુ છે."

"આ વિજય મેળવવા માટે મારે તમોને અવશ્ય ધન્યવાદ આપવો જોઇએ. હવે યુદ્ધમાં અમારાં શૌર્ય તથા ભાગ્યની પરીક્ષા થવાની છે." ઘોઘારાજે પ્રફુલ્લ હૃદય તથા પુલકિત વદનથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"આપણો સહાયક તથા વિજયદાતા પરમાત્મા છે." સુભગા દેવીએ વિજયદાનના ઉત્તરદાયિત્વને પરમાત્માના શિરપર નાંખી દીધું.

ઘોઘારાજ સ્નાન આહ્નિક પ્રાતર્વિધિથી નિવૃત્ત થઈ પોતાની ઇષ્ટદેવીનાં દર્શન કરી વીરવેશમાં દુર્ગદ્વારના બાહ્ય ભાગમાં જ્યાં તેના સૂમરા સર્દારો તથા હિંદુ વીર સૈનિકો તેની પ્રતીક્ષા કરતા રણમાં ઝૂઝવા માટે તૈયાર થઇને ઊભા હતા ત્યાં આવી લાગ્યો અને ત્યાંથી 'હર હર મહાદેવ'નો રણધ્વનિ કરતા હિંદુસૈન્ય સહિત અલાઉદ્દીનની છાવણીની દિશામાં પ્રયાણ કરી ગયો.

અલાઉદ્દીનના સૈન્યના દશ હજાર સૈનિકોનો એક વિભાગ કદાચિત્ સિંધુપતિ અચાનક ચઢી આવે તો તેની સાથે લડવા માટે અર્ધ માર્ગમાં સિપાહસાલાર હુસેનખાંની સર્દારી તળે સુસજ્જ થઇને ઊભો હતો એટલે ઘોઘારાજ પોતાના સૈન્ય સહિત તે સ્થાનમાં આવી લાગતાં જ યુદ્ધનો આરંભ થઈ ગયો. સિંધના સૂમરા તથા અન્યાન્ય રાજપૂત સર્દારો તેમ જ હિંદુ સૈનિકોએ એ પ્રથમ દિવસના યુદ્ધમાં હુસેનખાં સિપાહસાલાર તથા અફગાન સિપાહીઓને પોતાનાં બાણો તથા કૃપાણોનો એવો તો ચમત્કાર બતાવી દીધો કે અફગાનો ત્રાહિ ત્રાહિ પોકારવા લાગ્યા. ઘોઘારાજ પોતાના સૈન્યના અગ્ર ભાગમાં રહીને બાણ તથા કૃપાણથી શત્રુઓના સંહારના કાર્યને સિદ્ધ કરવા ઉપરાંત પોતાના સૈનિકોને વારંવાર ઉત્તેજિત કરવાના તથા યુદ્ધવિષયક યોગ્ય સૂચનાઓ આપવાના પ્રધાન સેનાનાયકના કર્તવ્યને પણ પૂર્ણ કરી રહ્યો હતો. કવચધારી ઘોઘારાજનાં બાણ તથા કૃપાણથી શતાવધિ અફગાન સૈનિકો રણમાં રોળાઇને ધૂળ ચાટતા થઈ ગયા અને જે રાજપૂત સૈનિક વીરગતિને પ્રાપ્ત થતો હતો તે દશ દશ અફગાનોના પોતાની તલ્વારોને ભોગ આપ્યા પછી જ વીરગતિને પ્રાપ્ત થતો હોવાથી સંધ્યાકાળ થતાં સુધીમાં તો રણભૂમિમાં અફગાન સિપાહીઓનાં ધડો તથા માથાંના ઢગલે ઢગલા ખડકાઇ ગયા અને શોણિતની રક્તવર્ણી સરિતા વહન કરતી દેખાવા લાગી. અફગાનોનો જે સૈન્યવિભાગ એ દિવસે ઘોઘારાજ તથા રાજપૂત સૈન્ય સાથે લડવા માટે આવ્યો હતો તેની સંખ્યા સાત હજારથી ઓછી ન હોતી અને રાજપૂત સૈનિકોની ચાર હજાર જેટલી સંખ્યા જ તેનો મુકાબલો કરી રહી હતી; છતાં સંધ્યાકાળે સાત હજાર અફગાનોમાંના ચાર હજારથી વધારે અફગાન સિપાહીઓનો ઘાણ નીકળી ગયેલો દેખાયો અને રાજપૂતોની સંખ્યામાં કેવળ

પંદર સો સૈનિકોનો જ ઘટાડો થયેલો જોવામાં આવ્યો, એટલે એ દિવસે વિજયની તુલા રાજપૂતોના પક્ષ પ્રતિ જ નમતી રહી. ચનેસર પણ એ પ્રથમ દિવસના યુદ્ધમાં શૌર્યપૂર્વક ઝૂંઝ્યો હતો અને ઘોઘારાજને મારવાના તેણે ત્રણ કે ચાર વાર ભયંકર પ્રયત્નો કર્યા હતા; પરંતુ ઘોઘારાજ તેના બાણ કિંવા કૃપાણનો ભોગ ન થયો; કિંબહુના ઘોઘારાજને મારવાના અંતિમ પ્રયત્નના પ્રસંગે તો તે પોતેજ ઘોઘારાજના પંજામાં સપડાઇ ગયો, અને જો ઘોઘારાજે દયા લાવીને તેને 'ભાઇ, હજી પણ માની જાઓ અને અમારા પક્ષમાં આવી આ વિધર્મી શત્રુને દેશમાંથી હાંકી કાઢો; પછી આપણા વિવાદનો નિર્ણય આપણે ઘરમેળે જ કરી લઇશું,' એવી સૂચના આપીને છોડી દેવાની ઉદારતા ન દર્શાવી હોત, તો ચનેસરનો તે ક્ષણે જ કાળાભિષેક થઇ ગયો હોત. અલ્લાઉદ્દીને એ દિવસના પોતાના સૈન્યના ભીષણ પરાજયને જોઇને બીજા દિવસના યુદ્ધમાં જો બાણો તથા કૃપાણોના યોગે વિજય મળવાનો રંગ ન દેખાય તો બંદૂકો તથા તોપોનો છૂટે હાથે ઉપયોગ કરવાની પોતાના સિપાહસાલારો, બર્કન્દાજો તથા ગોલંદાજોને કઠિન આજ્ઞા સંભળાવી દીધી. ઘોઘારાજના કેટલાક બુદ્ધિમાન્ ગુપ્તચરો મુસ્લિમવેશમાં અલાઉદ્દીનની છાવણીમાં ઘુસી ગયેલા હોવાથી તેમણે રાત્રિના સમયમાં રણક્ષેત્રમાં તોપોને ગોઠવાતી જોઇને અને અફગાન સૈનિકોના પરસ્પર વાર્તાલાપથી બીજે દિવસે યુદ્ધમાં તોપોના થનારા ઉપયોગની વાર્તાને જાણી લઇને લગભગ મધ્યરાત્રિના સમયમાં એ સમાચાર ઘોઘારાજને તેની રાજધાનીના બાહ્ય ભાગમાંની છાવણીમાં પહોંચાડી દીધા. આ સમાચાર સાંભળ્યા પછી ઘોઘારાજ પોતાના સેનાનાયકોને સાથે લઇને દુર્ગનાં દ્વાર ઉઘડાવી રાજધાનીમાં પોતાના મહાલયમાં આવી લાગ્યો, અને પોતાની દાસીઓને રાજકુટુંબની સર્વ મહિલાઓ તથા પરમપૂજ્ય ભાગ્યચંદ્રને મંત્રણાગૃહમાં બોલાવી લાવવાની આજ્ઞા તેણે સંભળાવી દીધી.

* * * *

જ્યારે શ્રદ્ધેય ભાગ્યચંદ્ર અને રાજમાતા અમાયા દેવી, રાજકુમારી સુભગા દેવી, તેની પોતાની મહિષી, ચનેસરની ભાર્યા સુસંધા દેવી, શ્યામાસુંદરી તથા અન્યાન્ય મહિલાઓ મંત્રણાગૃહમાં આવી ગયાં ત્યારે તેમને તથા પોતાના સૂમરા સર્દારોને સંબોધીને ઘોઘારાજ અતિશય ગંભીર ભાવથી કહેવા લાગ્યો કે: "આજના યુદ્ધમાં આપણી સંખ્યા ઓછી હોવા છતાં પણ આપણે અફગાનોનો ભીષણ સંહાર કરી શકયા છીએ અને અફગાનોને ત્રાહિ ત્રાહિ પોકરાવી શકયા છીએ એ જોઇને અલાઉદ્દીનની આંખો ફાટી ગઇ છે, અને તેથી આવતી કાલના સંગ્રામમાં તેણે આપણાપર તોપોના ગોળા વર્ષાવીને આપણો પરાજય

કરવાની વ્યવસ્થા કરી દીધી છે. એ તો નિર્વિવાદ છે કે આપણી પાસે તોપો ન હોવાથી તોપોના ગોળા આગળ આપણે વધારે વાર ટકાવ કરી શકવાના નથી, એટલા માટે મારી એવી ઇચ્છા છે કે અત્યારે અને આ ક્ષણે જ રાજધાનીમાં સર્વ સૂમરીઓ વિદ્યમાન હોવાથી તેમને ભાગ્યચંદ્ર દેવ તથા એક સો સૂમરા સૈનિકોના રક્ષણ તળે કચ્છના મહાવીર રાજ્યકર્તા જામ અબડાજી અભંગના આશ્રયમાં મોકલી આપવી કે જેથી કદાચિત્ આપણો પરાજય થઇ જાય અને એ વિધર્મી શત્રુઓનો આપણી રાજધાનીમાં પ્રવેશ થાય, તો પણ તેમના હસ્તથી આપણી એ ગૃહદેવીઓની અપ્રતિષ્ઠા થવાનો આપણા મનમાં સંશય ન રહે અને આપણાથી નિર્ભય થઇને રણભૂમિને શત્રુઓના રક્તથી તૃપ્ત કરી શાંતિપૂર્વક વીરગતિને પ્રાપ્ત કરી શકાય. અલાઉદ્દીન જેવો શત્રુ આપણા મસ્તકપર ગાજી રહેલો હોવાથી એ કચ્છી વીર જામ અબડાજી અભંગ વિના અન્ય કોઇ પણ રાજ્યકર્તા અલાઉદ્દીનના ભયથી સૂમરીઓને આશ્રય આપવાની હિંમત બતાવી શકે તેમ નથી; કદાચિત્ ચિત્તોડના રાણાજી સૂમરીઓને આશ્રય આપવાની ઉદારતા દર્શાવી શકે તેમ છે; પણ મેવાડ કરતાં કચ્છ વધારે નિકટમાં છે અને વળી જામ અબડાજી સાથે મારાં સહોદરા સુભગા દેવીના લગ્નનો વાગ્દાનવિધિ પણ થઇ ગયો છે એટલે ત્યાં જવાથી સૂમરીઓને આશ્રય પણ મળશે અને અહીં કદાચિત્ વિપરીત પરિવર્તન થઇ જશે, તો સુભગા દેવીનો લગ્નસમારંભ પણ ત્યાં કરી શકાશે. મારાં માતુશ્રી, ભાભી, ભગિની તથા પત્ની તેમ જ અન્ય શૂરવીર સૂમરીઓ કટાકટીનો સમય આવી લાગતાં જોહાર કરીને જીવતી જ અગ્નિકુંડમાં કૂદી પડશે, પરંતુ શત્રુઓના પંજામાં સપડાઇને પોતાની પવિત્રતાનો કદાપિ નાશ નહિ જ થવા દે, એવો મારો દૃઢ વિશ્વાસ હોવા છતાં પણ અત્યારે જ એમના હસ્તથી એ દિવ્ય થવા દેવાની મારી ઇચ્છા એટલા માટે નથી થતી કે જો આ યુદ્ધમાં સર્વ સૂમરાઓ સમાપ્ત થઇ જાય, તો પણ અત્યારે અનેક સૂમરી દેવીઓ સગર્ભા હોવાથી તેમના ઉદરથી ઉત્પન્ન થનારાં સૂમરા સંતાનો દ્વારા સૂમરા રાજપૂતોનો વંશ અવિચલ રહી શકે અને તે સૂમરા સંતાનો ભવિષ્યમાં આપણા શત્રુઓ પાસેથી આ વૈરનો બદલો બરાબર વાળી શકે. સૂમરી દેવીઓને મારી એ જ પ્રાર્થના છે કે કોઇ પણ પ્રકારનો વિરોધ દર્શાવ્યા વિના મારા આ પ્રસ્તાવને માન્ય કરી લ્યો અને તમારી સરળતાથી સાથે લઇ શકાય તેવી સમસ્ત જંગમ સંપત્તિને લઇને પ્રયાણ માટે તૈયાર થઇ જાઓ. મારી ગણના પ્રમાણે અત્યારે કલ્યાણકૂટમાં ત્રણસેં ને સાઠ વયસ્કા સૂમરી દેવીઓ વિદ્યમાન છે અને તેમનાં જે સ્તનપાન કરતાં અર્ભક સંતાનો હોય તે વિશેષ. આ ગણના પ્રમાણે મેં એક સો ઘોડીઓ તથા કજાવા સાથેના

એક સો ઊતાવળી ચાલનાં ઊંટોને કચ્છદ્વાર નામથી ઓળખાતા આપણા દુર્ગદ્વારના બાહ્ય ભાગમાં તૈયાર રાખવાની વાહનશાળાના અધ્યક્ષને આજ્ઞા આપી દીધી છે, એટલે એ વાહનો ત્યાં અત્યારે તો કદાચિત્ સૂમરી દેવીઓની પ્રતીક્ષા કરતાં જ ઊભાં હશે. પરમાત્માના નામસ્મરણપૂર્વક પરમાત્માની ધર્મરક્ષકતામાં શ્રદ્ધા રાખીને, આર્ય મહિલાઓ, હવે તમો પ્રયાણ માટે તૈયાર થઇ જાઓ અને અમો પુરુષોને તમારી ચિંતાથી મુક્ત કરીને રણક્ષેત્રમાં કાં તો વિજય અને કાં તો વીરગતિને પ્રાપ્ત કરી લેવા દ્યો."

કેવળ રાજમાતા અમાયા દેવીએ એમ કહીને રાજધાનીમાંથી પ્રયાણ કરી જવાની અનિચ્છા દર્શાવી કે: "જો આપણો વિજય થાય અને ચનેસર આપણા હાથમાં આવી જાય, તો એ ધર્મદ્રોહી, જાતિદ્રોહી તથા દેશદ્રોહી પુત્રને જન્મ આપવાથી મને લાગેલા કલંકને મારે એના રક્તથી જ ધોઇ નાંખવાનો છે અને જો આપણો દુર્ભાગ્યવશાત્ પરાજય થાય, તો હવે મારા જીવનમાં નિરાશા વ્યાપી રહેલી હોવાથી મારા જીવનની મારે સમાપ્તિ કરી નાંખવાની છે, એટલા માટે હું તો અહીં જ રહીશ; તમો ભગિનીઓ આનંદપૂર્વક અહીંથી પ્રયાણ કરી જાઓ."

એક ઘટિકા જેટલા સમયમાં જ સુભગા દેવી, ઘોઘારાજની મહિષી, ચનેસરની પત્ની સુસંધા દેવી, શ્યામાસુંદરી તથા અન્યાન્ય વિવાહિતા, કુમારિકા તથા વિધવા સૂમરીઓ પોતાનાં બહુમૂલ્ય વસ્ત્રો તથા અલંકારોને લઇને તૈયાર થઇ ગઇ; કચ્છદ્વારના બાહ્ય ભાગમાં વાહનો તૈયાર હોવાથી જેઓ અશ્વચાલનવિદ્યામાં નિપુણ હતી તેઓ તુરગીઓ પર આરૂઢ થઇ ગઇ અને અન્ય સ્ત્રીઓ કજાવામાં* પોતાનાં સ્તનપાન કરતાં સંતાનોને લઇને બેસી ગઇ. સૌભાગ્યચંદ્ર અને અન્ય એક સો અશ્વારોહી તથા શસ્ત્રધારી સૂમરા વીરો તેમની સાથે તેમના સંરક્ષક તરીકે પ્રયાણ કરવા માટે અશ્વારૂઢ થઇને તૈયાર થઇ ઊભા હતા. શત્રુપક્ષના કોઇ પણ મનુષ્યના જાણવામાં ન આવી શકે તેવી રીતે એ સૂમરીઓનો સમુદાય કચ્છના માર્ગમાં રાતોરાત પ્રયાણ કરી ગયો. જામ અબડાજીને જે કાંઇ કહેવાનું હતું તે ઘોઘારાજે ભાગ્યચંદ્રજીને પ્રથમથી જ જણાવી દીધેલું હોવાથી ઘોઘારાજ તે સ્ત્રીસમુદાયને ભદ્રવાંચ્છનાપૂર્વક વિદાય કરીને પોતાની વિમાતા અમાયા દેવી સહિત

*ઊંટની પીઠપર સ્ત્રીઓના બેસવા માટે તથા સામાન રાખવા માટે બે બાજૂ જેમાં એક એક અથવા બબ્બે સ્ત્રીઓ બેસી શકે તેવા ખાનાવાળું એક પ્રકારના વિશિષ્ટ આકારનું જે કાઠું બનાવવામાં આવે છે તેને 'કજાવા' નામથી ઓળખવામાં આવે છે. કજાવાનાં બે બાજૂનાં બે ખાનાની નીચે સામાન ભરવામાટે જાળીદાર કોથળીઓ પણ રાખવામાં આવે છે. 'કજાવા' શબ્દ અરબી તથા ફારસી ભાષામાં પ્રચલિત છે.

પાછો પોતાના મહાલયમાં આવી લાગ્યો અને બીજે દિવસે યુદ્ધમાં પોતાના અલૌકિક પરાક્રમનો અલાઉદ્દીન તથા અફગાન યોદ્ધાઓને પરિચય કરાવીને મરતાં મરતાં પણ રાજપૂતોની અદ્વિતીય વીરતાના ચમત્કારને બતાવી જવાના વિચારમાં નિમગ્ન થઇ ગયો.

* * * * *

બીજે દિવસે પ્રભાતમાં સ્નાનાદિક કરી લીધા પછી સિંધુપતિ ઘોઘારાજે તલ પીલવાની ઘાણીનો વચલો દંડ એક ઘાંચીને ત્યાંથી તેની ઘાણીને તોડાવી નાંખીને મંગાવી લીધો; તેની બન્ને બાજૂએ સીસું ઢળાવીને તેના બે બહુ જ વજનદાર તથા વિશાળ ગોળા જડાવી દીધા અને ત્યાર પછી તેના એક છેડે ચાર નાગી તલ્વારો તથા બીજે છેડે ત્રણ નાગી તલ્વારો લોઢાના મજબૂત તાર વડે બંધાવી દઇને તે સમ-કૃપાણાત્મક ભારી તથા ભયંકર શસ્ત્રને પુષ્પની માળા પ્રમાણે લેશ-માત્ર પણ પરિશ્રમનાં ચિહ્નો દર્શાવ્યા વિના પોતાના હસ્તમાં ઊપાડી લીધું. અહીં એ વાર્તાને સ્પષ્ટ કરી નાંખવાની આવશ્યકતા છે કે ઘોઘારાજ સિંધુ દેશનો તે સમયનો એક અત્યંત બલાઢ્ય પુરુષ હોઇને મલ્લવિદ્યામાં અતિશય નિષ્ણાત હોવાથી સિંધુ દેશના લોકો તેને ‘પ્રતિભીમદેવ’ નામથી બોલાવતા હતા. ઘોઘારાજની આજ્ઞાથી યુદ્ધનો સૂચક રણદુંદુભિ વગાડવામાં આવ્યો અને ત્યાર પછી અલ્પ સમયમાં જ ઘોઘારાજ એ ભયંકર શસ્ત્રને ભયંકરતાથી ચક્રાકાર ફેરવતો પોતાના રાજપૂત સૈન્ય સહિત રણભૂમિમાં અવતીર્ણ થવા માટે રાજધાનીમાંથી બહાર નીકળી ગયો. અફગાન સૈનિકો પણ તેમના સત્કાર માટે પોતાની સીમા ઉપર પોતાનાં શસ્ત્રાસ્ત્રોને સજ્જ કરીને તૈયાર થઈ ઊભા હતા. અહીં ‘હરહર મહાદેવ’ અને ત્યાં ‘અલ્લાહો અકબર’ના ભયંકર રણ-ધ્વનિ થવા લાગ્યા; રાજપૂતોનાં બાણ તથા કૃપાણ અફગાનોનો અને અફગાનોનાં તીર, તેગ તથા ભાલા રાજપૂતોનો ભીષણ સંહાર કરવા મંડી ગયા. ‘મારો મારો’ને ‘કાપો કાપો’ના ધ્વનિથી રણભૂમિ નિના-દિત થવા લાગી અને આકાશમાં પણ જાણે એ જ શબ્દોનો પ્રતિ-ધ્વનિ થતો હોયની ! એવો જ સર્વને ભાસ થવા લાગ્યો. ક્ષણે ક્ષણે રણભૂમિમાં છિન્નવિચ્છિન્ન માનવ શરીરો, અસ્થિ, માંસ તથા રક્ત આદિક યુદ્ધના પરિણામરૂપ ભીષણ પદાર્થોનો સંગ્રહ વધવા લાગ્યો અને યુદ્ધભૂમિએ ભયંકર સ્વરૂપને ધારણ કરવાના કાર્યને આરંભી દીધું. અલાઉદ્દીન પોતે પોતાના શરીરને બખ્તરવડે સુરક્ષિત કરી હાથી ઉપર અંબાડીમાં વિરાજીને યુદ્ધભૂમિમાં ઇતસ્તતઃ વિચરતો ભયંકર યુદ્ધનું અવલોકન કરી રહ્યો હતો. જ્યારે સિંધુપતિ ઘોઘારાજને તેણે સમ-કૃપાણયુક્ત ઘાણીના બહુ જ વજનદાર દંડને શ્રી વિષ્ણુના સુદર્શન ચક્ર

પ્રમાણે તીવ્ર વેગથી ચક્રાકાર ફેરવતો તથા એકસમયાવચ્છેદે પાંચ પાંચ ને સાત સાત અફગાન સિપાહીઓનો સપાટાબંધ ઘાણ કાઢી નાંખતો જોયો ત્યારે સિંધુપતિ ઘોઘારાજની સ્કંદસમાન રણવીરતાનો તેને સાક્ષાત્કાર થયો અને તે પોતાના મનમાં ઘોઘારાજની અતિશય પ્રશંસા કરવા લાગ્યો. એ વેળાયે ચનેસર પણ અલાઉદ્દીનના હાથીથી થોડા જ અંતરે યુદ્ધ કરી રહ્યો હતો અને રાજપૂત સૈનિકોને સંહારતો પોતાના યુદ્ધ-કૌશલ્યનો પરિચય કરાવી રહ્યો હતો. વિધર્મી સુલ્તાન અલાઉદ્દીન ખૂનીને, જો તે હાથમાં આવી જાય તો, સર્વથી પ્રથમ હેંસી નાંખવાનો પ્રથમથી જ ઘોઘારાજનો અભિલાષ હોવાથી યુદ્ધભૂમિમાં અલાઉદ્દીનને હાથીની અંબા-ડીમાં વિરાજીને વિચરતો જોતાંની સાથે જ ઘોઘારાજના શરીરમાં દશ ગજરાજના બળનો આવિર્ભાવ થઇ ગયો અને અફગાન સૈનિકોના પ્રચંડ સમુદાયને ભેદીને જે કોઇ પણ વચ્ચે આવે તેને યમરાજના ગૃહનો માર્ગ બતાવતો તે અલાઉદ્દીનના ગજરાજ સમક્ષ પહોંચવાના યથા-સાધ્ય પ્રયત્ન કરવા લાગ્યો. એ વેળાયે અશ્વારૂઢ ચનેસરને પોતાની પાસે બોલાવીને અલાઉદ્દીન પોતાની અંબાડીમાં બેઠો બેઠો એ પ્રશ્ન પૂછી રહ્યો હતો કે: "આટલા વજનદાર દંડના બન્ને છેડા ઉપર આટલી બધી તલ્વારો બાંધીને એ દંડને ફૂલોના ચક્ર પ્રમાણે ફેરવતો અને આપણા જંગીઓના લોહીને વહેવડાવતો આ જંગબહાદુર કોણ છે વારુ?" એના જવાબમાં ચનેસર કહેવા લાગ્યો કે: "જહાંપનાહ, જે મારા રાજ્યાધિકારને અન્યાયપૂર્વક મારી પાસેથી છીનવી લઇને પોતે સિંધુ દેશનો સાર્વભૌમ સત્તાધીશ બની બેઠો છે અને જેનો આ સંગ્રામમાં આપણે પરાજય કરવાનો છે તે મારો ઓરમાન ભાઇ અને અત્યારનો સિંધુપતિ ઘોઘારાજ એ પોતે જ છે." ચનેસરનું આ ઉત્તર સાંભળીને અલાઉદ્દીને એ ક્ષણે જ ચનેસરને પોતાની સાથે આવવાની સૂચના આપીને મહાવતને એવો હુકમ સંભળાવી દીધો કે: "હાથીને છાવ-ણીમાં મારા તંબૂ આગળ લઇ ચાલ." મહાવત હાથીને છાવણીની દિશામાં ચલાવવા લાગ્યો.

અલાઉદ્દીનની છાવણી ત્યાંથી વધારે દૂર ન હોવાથી થોડી વારમાં જ તે છાવણીમાંના પોતાના તંબૂમાં આવી લાગ્યો અને ત્યાં પોતાના આસને વિરાજ્યા પછી ચનેસરને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "યુવરાજ ચનેસરદેવ, ઘોઘારાજે તમારા રાજ્યાધિકારને અન્યાય-પૂર્વક તમારી પાસેથી છીનવી લીધો છે એ ઘટના સત્ય હોવા છતાં પણ મારે એટલું તો કહેવું જ પડે છે કે એના જેવો બહાદુર જંગી તથા ચાલાક લડવૈયો હિન્દુ કે મુસલ્માનોમાં હજી સુધી તો મારા જોવામાં નથી આવ્યો. હું ઘોઘારાજને તેની આવી બેનમૂન બહાદુરી માટે દિલોજાનથી મુબારકબાદ આપું છું.... ... ... ..."

અલાઉદ્દીનના મુખમાંથી જે ક્ષણે ઘોઘારાજની વીરતાની પ્રશંસાના ઉદ્ગારો આવી રીતે નીકળી રહ્યા હતા તે ક્ષણે જ અફગાન સૈનિકોના દુર્ભેદ્ય સમુદાયને પોતાના અપૂર્વ બળથી ભેદી નાંખીને અને સુલ્તાનના અંગરક્ષકોને તલ્વારને ઘાટ ઊતારી દઇને પોતાના માથાને હથેલીમાં રાખી સિંધુપતિ ઘોઘારાજ પોતાના પચીસ મહારથી અંગરક્ષકો સહિત, અલાઉદ્દીનને છાવણી તરફ વળતો તેણે જોયલો હોવાથી, અલાઉદ્દીનના તંબૂમાં આવી લાગ્યો. તે કોઇ પણ જોખમે અલાઉદ્દીનની હત્યા કરી નાંખવાના આશયથી જ ત્યાં આવ્યો હતો; પરંતુ આવતાંની સાથે જ તેના મુખથી પોતાની વીરતાની પ્રશંસા સાંભળીને પોતાની જે તલ્વારને તેણે અલાઉદ્દીનના સંહારમાટે ઊગામી હતી તે તલ્વારને આગળ વધતી અટકાવી દઇ તે અલાઉદ્દીનને સંબોધીને કહેવા લાગ્યો કે: "સુલ્તાન, હું અત્યારે તમારા રક્તથી મારા કૃપાણની શોણિતપિપાસાને શાંત કરવામાટે જ અહીં આવ્યો હતો; પરંતુ તમારા મુખથી મારી વીરતાની પ્રશંસા સાંભળીને મારો એવો નિશ્ચય થઇ ગયો છે કે તમો પોતાના શત્રુના ગુણોને સ્વીકારનારા તથા તેના ગુણોની મુક્ત કંઠે પ્રશંસા કરનારા એક અભિજાત તથા ગુણગ્રાહક શત્રુ છો અને એટલામાટે તમોને મારી સાથે રણભૂમિમાં લડવાનો અવસર આપવાના આશયથી તમોને અત્યારે જ મારી નાંખવાના વિચારને હું મુલ્તવી રાખું છું. ત્યો ત્યારે હવે પ્રણામ." ઘણીક વાર ઉદારાત્મા ક્ષત્રિય વીરોનો તેમની આવી અયોગ્ય તથા અપ્રાસંગિક અતિશય ઉદારતાએ જ નાશ કરાવી નાખ્યો છે અને એ જ ઉદારતા ઘોઘારાજનો નાશ કરાવનારી થઇ પડી. ઘોઘારાજે અલાઉદ્દીનના મુખથી પોતાની વીરતાની પ્રશંસા સાંભળી તેને એક અભિજાત તથા ગુણગ્રાહક શત્રુ માનીને તેને જીવતો છોડી દેવામાં જે ભયંકર પ્રમાદ કર્યો હતો તે પ્રમાદનું અનિષ્ટ ફળ તેને તત્કાળ મળી ગયું; માત્ર એટલું જ નહિ, પણ તેના એ પ્રમાદનું મહાભયંકર પરિણામ સિંધુદેશવાસિની સમસ્ત હિંદુ પ્રજાને પણ ભોગવવું પડયું. અર્થાત્ ઘોઘારાજે તો આવી અશ્રુતપૂર્વ ક્ષત્રિયસ્વભાવસુલભ ઉદારતા દર્શાવી, પરંતુ અલાઉદ્દીન એવો મૂર્ખ ઉદારાત્મા ન હોતો કે આવા ભયંકર શત્રુને પોતાની છાવણીમાંથી જીવતો પાછો જવા દેવાની તથા પોતાના જ નાશનો અવસર આપવાની ઉદારતા દર્શાવે, અને પોતાના પ્રમાદથી પોતાની મૂર્ખતાને સિદ્ધ કરી બતાવે. તાત્પર્ય એ જ કે, ઘોઘારાજ જેવો ત્યાંથી પોતાના અંગરક્ષકોને લઇને પાછો વળ્યો એટલે અલાઉદ્દીને તત્કાળ ત્યાં ઊભેલા ગોલંદાજને એવો હુકમ ફર્માવી દીધો કે: "એકદમ તોપનો મારો ચલાવો અને તોપના ગોળાથી એ ખોફનાક દુશ્મન તથા તેના સાથીઓને ખલાસ કરી નાંખો." સુલ્તાનના હુકમનો તે ક્ષણે જ

અમલ કરવામાં આવ્યો; છાવણીની આસપાસે ચાર બાજૂયે ચાર તોપોને ઊંચા ટેકરાઓ પર મોર્ચા માંડીને પ્રથમથી જ ગોઠવી રાખવામાં આવેલી હોવાથી જે દિશામાં ઘોઘારાજ પોતાના અંગરક્ષકો સહિત પ્રયાણ કરી રહ્યો હતો તે દિશામાં ગોઠવેલી તોપને ગોલંદાજે દાગી દીધી અને તે તોપમાંથી છૂટેલા ગોળાએ ઘોઘારાજ તથા તેના અંગરક્ષકોને પોતાના નિર્ધારિત સ્થાનમાં પહોંચવા ન દેતાં વીર પુરુષોના અક્ષય ધામમાં પહોંચાડી દીધા. તેમને પડેલા જોઇને થોડી વાર પછી સુલ્તાને પોતાના કેટલાક સૈનિકોને મોકલી સિંધુપતિ ઘોઘારાજના શબને લઇ આવવાનો એટલામાટે હુકમ ફર્માવ્યો કે તેના શબને જોઇને તેના મરણનો નિશ્ચય કરી લેવાય. તે અફગાન સૈનિકો લગભગ એક પ્રહર પછી ઘોઘારાજના મૃતદેહને રણભૂમિમાંથી શોધીને લઇ આવ્યા અને તંબૂના બાહ્ય ભાગમાં રાખીને સુલ્તાનને એના સમાચાર આપી દીધા. અલાઉદ્દીન તથા ચનેસરે બહાર આવીને જોયું તો ઘોઘારાજનો દેહ છિન્નવિચ્છિન્ન થયેલો તેમના જોવામાં આવ્યો અને શત્રુઓને સાક્ષાત્ યમરાજ સમાન ભાસતો તે મહારથી મહાવીર મૃત્યુ નામક મહાનિદ્રા અથવા શાશ્વત નિદ્રામાં પડેલો દેખાયો. પોતાના બંધુની આવી સ્થિતિને જોઇને તેની વીરતાનું સ્મરણ થતાં ચનેસરનાં નેત્રોમાંથી, તે જ તેનો પ્રતિસ્પર્ધી તથા સુખ નાશનો ઉત્પાદક હોવા છતાં, અસ્ખલિત અશ્રુપ્રવાહ વહી નીકળ્યો અને તેણે ભૂમિપર બેસીને પોતાના મૃત બંધુના મસ્તકને પ્રેમપૂર્વક પોતાના અંકમાં રાખી લીધું. ઘોઘારાજના મૃત્યુથી ચનેસરને આવી રીતે અશ્રુપાત કરતો જોઇને અલાઉદ્દીન એક પ્રકારનો ઉપાલંભદર્શક ઉપહાસ કરતો કહેવા લાગ્યો કે: "હિન્દુ વીર પુરુષો પોતાના ભાઈ તરીકેના સંબંધને સંભારીને અને તખ્તને ખાલી કરી આપનાર પોતાના દુશ્મનની લાશને પોતાના ખોળામાં લઇને આવી રીતે ઔરતોની પેઠે આંસુડાં સારતા હશે, એ ભેદ તો આજે જ મારા જાણવામાં આવ્યો. અમોએ તમારા દુશ્મનને મારી નાંખવા છતાં જ્યારે તમો આવું બાયલાપણું બતાવી રહ્યા છો, તો પછી તમારાથી પોતાના હાથે જ એનો વધ કેવી રીતે કરી શકાત, એનો જ મારા મનમાં વિચાર થયા કરે છે. હું તો મારા ચચાને કત્લ કરાવતી વેળાયે હસતો જ રહ્યો હતો."

"સુલ્તાન સલામત, મારો બંધુ મારો શત્રુ હોવા છતાં પણ વીરપુરુષ હતો; રણભૂમિમાં સામી છાતીએ એની સાથે લડીને જો મેં મારા હાથે જ એને મારી નાંખ્યો હોત, તો મારા મનમાં અત્યારે શોક તથા પશ્ચાત્તાપનો જે ભયંકર અગ્નિ પ્રજળી ઊઠ્યો છે તે કદાપિ ન પ્રજળી ઊઠત. બાયલાપણું તો એકલા હાથે શતાવધિ અફગાન વીરોને જહન્નમ-

વાસિલ કરી નાંખનાર આ અલૌકિક વીર નરને તોપના ગોળાથી મારી નંખાવીને આપ નામદારે જ જાહેર કરી બતાવ્યું છે, અને આપ નામદાર જેવા દગાબાજ સુલ્તાનની મદદ લેવામાટે અત્યારે મારો આત્મા મારાપર ધિક્કાર વર્ષાવી રહ્યો છે." હૃદયની જ્વાળા અસહ્ય થઇ પડતાં ચનેસરે છેવટે આ કઠોર શબ્દો ઉચ્ચારીને સુલ્તાન અલાઉદ્દીનનો પૂર્ણ તિરસ્કાર કરી બતાવ્યો.

"આ વિચાર તારે મારી પાસે મદદ મેળવવામાટે આવવા પૂર્વે જ કરવાનો હતો. હવે તો જો તું પોતાની રાજીખુશીથી તારી બહેન સુભગા દેવીને મારી સાથે પરણાવી આપીશ અને ઇસ્લામને સ્વીકારી મુસલ્માન થવા ઉપરાંત મારા તાબેદાર હાકિમ તરીકે ખંડણી આપવાનો દસ્તાવેજ લખી આપીશ; તો જ સિંધના તખ્તોતાજનો માલિક થઇ શકીશ અને નહિ તો જે હાલત તારા આ બહાદુર ભાઇની કરવામાં આવી છે તેથી પણ વધારે ખરાબ તારી હાલત કરવામાં આવશે." અલાઉદ્દીને એકદમ પોતાની અસ્લીયત અથવા તોનાચસ્મી પર આવી જઇને પોતાના પંજામાં સપડાયલા ચનેસરને પોતાના મનોભાવના પ્રકાશનદ્વારા પ્રમાદ અથવા ભ્રમની નિદ્રામાંથી એકદમ જગાડી દીધો અને ત્યાર પછી તે ચનેસરના મુખમંડળમાં થતા પરિવર્તનનું એટલામાટે નિરીક્ષણ કરવા લાગ્યો કે તેના મુખમંડળમાં પ્રકટતાં ચિહ્નો વડે તેના હૃદયમાં ઉદ્ભવતા ભાવોની કાંઇક કલ્પના કરી શકાય.

ચનેસરના મનમાં સુલ્તાનની આ નિર્લજ્જ યાચનાઓથી ભયંકર કોપનો આવિર્ભાવ થતાં તે પોતાનાં રક્તવર્ણ થઇ ગયેલા વિસ્ફારિત નયનોથી સુલ્તાનના મુખમંડળને કેટલીક વાર સુધી જોઇ રહ્યો અને તત્કાળ તેના મુખમાંથી કાંઇ પણ ઉત્તર બહાર નીકળી ન શક્યું. એ વેળાયે હુસેનખાં સિપાહસાલાર પણ ત્યાં જ ઊભો હતો તેને ઘોઘારાજે કલ્યાણકૂટમાં તે જ્યારે સુલ્તાનનો સંદેશ લઇને ગયો હતો ત્યારે તેના કરેલા ભયંકર અપમાનનું સ્મરણ થઇ આવતાં તેણે ઘોઘારાજના મૃતદેહને તિરસ્કારપૂર્વક લત્તાપ્રહાર કરીને પોતાના સૈનિકોને આજ્ઞા કરી દીધી કેઃ "જોતું શું રહ્યા છો? આ નાપાક કાફિરની લાશને સુલ્તાન સલામત આગળથી ઊપાડી જાઓ અને એવા ઠેકાણે નાંખી દ્યો કે જ્યાં એને કાગડા તથા કૂતરા આવીને ખાઇ જાય!"

ચનેસર ભયંકર અપમાન તથા સુલ્તાનના વિશ્વાસઘાતક સ્વભાવથી મનમાં બળી તો રહ્યો જ હતો અને તેવામાં હુસેનખાંને તેણે પોતાના બંધુના મૃતદેહને લાત મારતો જોયો એટલે રોમરોમમાં કોપ વ્યાપી જતાં તેણે પોતાની તલ્વારને મ્યાનમાંથી બહાર ખેંચી લીધી અને તેના એક જ પ્રહારથી હુસેનખાં સાહબના મસ્તકને ધડથી જૂદું કરી ધૂળ

ચાટતું કરી દીધું. ચનેસર હુસેનખાંની હત્યા કરીને અલાઉદ્દીનના દેહ-પર ધસી ગયો; પરંતુ આસપાસ ઊભેલા અફગાન સૈનિકોએ તેની છાતીમાં ભાલા ભોંકી તેને નીચે પાડી નાંખીને સુલ્તાનને મૌતના પંજા-માંથી બચાવી લીધો. સુલ્તાન જેના છેલ્લા શ્વાસો ચાલી રહ્યા હતા તે યુવ-રાજ ચનેસરને સંબોધીને તેના મોઢાપર થૂંકતો કહેવા લાગ્યો કેઃ—

"બેવકૂફ કાફિર, એક હિન્દુ કાફિર ભલે મોટો મહાત્મા હોય, તલ્વારબહાદુર હોય, અફસરે સખાવત હોય કે આખી દુનિયાનો બાદ-શાહ હોય; તો પણ કાફિર હમ્મેશાં નાપાક હોવાથી અને હિન્દુ હમ્મેશાં કાફિર હોવાથી તેનાથી બદમાશથી બદમાશ, ચોર, ડાકૂ, શરાબી, જના-ખોર, અને પૂરો પાજી હોય તોય ઇસ્લામને કુબૂલ કરીને પાક થઇ ગયેલા દીનદાર મુસલ્માનની બરાબરી નથી કરી શકાતી એ ખરી વાતને ભૂલી જઇને તારા કાફિર ભાઇની લાશને લાત મારવામાટે મારા એક અહલે ઇસ્લામ સિપાહસાલારને તેં કત્લ કરી નાંખ્યો, તો તને પણ જે મળવી જોઇએ તે સજા મળી ચૂકી છે. હવે સિંધમાં સુલ્તાન અલાઉદ્દીનની જ હુકૂમત થવાની છે, તારી બહેન સુભગા દેવી બેગમ સત્વાબુન્નિસા થઇને મારા જનાનખાનાને શોભાવવાની છે અને જે હિન્દુ રૈયત ઇસ્લામને કુબૂલ ફર્માવશે તે જીવતી રહેવાની છે; બાકીની હિન્દુ રૈયતની ગર્દનો પર મુસલ્માનોની તલ્વારો ફરી જવાની છે. મારા બહાદુર જંગીઓ, જાઓ અને જે હિન્દુ કાફિરો ઇસ્લામની પનાહમાં આવવાને તૈયાર હોય તેમને તેમનાં જાનોમાલ બખ્શીને બાકીના હઠીલા હિન્દુ કાફિરોના કત્લે આમને શરૂ કરી દ્યો. આ નાપાક કાફિર કૂતરો મરી જવાની અણીપર આવી લાગેલો હોવાથી એને ઉપાડીને લઇ જાઓ અને કોઈ ઊંડા ખાડામાં એવા જોરથી પછાડીને ફેંકી દ્યો કે એની જિન્દગીનો ચિરાગ તરત બુઝાઇ જાય અને જમીન એના ભારથી ફારેગ થઇ જાય!" આ છેલ્લા શબ્દો ઉચ્ચારતાં અલાઉદ્દીને ચનેસરના મરણની પ્રતીક્ષા કરી રહેલા નિશ્ચેષ્ટ દેહને લાત મારીને દૂર ઊડાવવાની ચેષ્ટા કરી; પરંતુ નિરાશાના ભયંકર આઘાત તથા પશ્ચાત્તાપના નારકીય પાવકે અલાઉ-દ્દીનના ચરણનો તેના દેહને સ્પર્શ થવા પૂર્વે જ તેના જીવનનો અંત કરી નાંખવાથી અલાઉદ્દીનની મરણોન્મુખ ચનેસરના હૃદયમાં અપમાનનો આ અંતિમ આઘાત કરવાની ઇચ્છા પૂર્ણ થઇ શકી નહિ.

ઘોઘારાજ તથા ચનેસરના મૃત દેહોને ત્યાંથી લઇ જઇને દૂર જંગલમાં એક ખાડામાં નાંખી દેવામાં આવ્યા, અને અફગાન ગોલં-દાજોએ ઘોઘારાજના અદ્યાપિ રણભૂમિમાં અફગાન જંગીઓનો ભીષણ સંહાર કરી રહેલા હિન્દુ સૈનિકોને તોપના ગોળાથી યમધાનીના પ્રવાસે મોકલી આપવાના કાર્યનો ભીષણતાથી આરંભ કરી દીધો. ઘોઘારાજ

તથા ચનેસરદેવના, અલાઉદ્દીનના વિશ્વાસઘાતથી, થયેલા અકાળ મૃત્યુના સમાચાર સાંભળીને પ્રથમથી જ હિન્દુ સૈનિકો હતાશ તો થઇ જ ગયા હતા અને તેવામાં તેમનાપર બંદૂકોની ગોળીઓ તથા તોપોના ગોળાઓનો વર્ષાદ વર્ષવા માંડયો એટલે તેમનાં ચરણ રણભૂમિમાંથી ઊખડી જવા લાગ્યા; સહસ્રાવધિ હિન્દુ વીરો વીરગતિને પામી ગયા; સહસ્રાવધિ હિન્દુ સૈનિકો મૃતતુલ્ય ઘાયલ થઇ ગયા અને જેઓ ભાગ્યવશાત્ જીવિત રહ્યા હતા તેઓ પોતાના ધર્મ તથા પોતાના પ્રાણની રક્ષામાટે 'जीवन्नरो भद्रशतानि पश्येत' એ મંત્રનો જાપ જપતા હૃદયમાં પ્રતિહિંસાની દૃઢ પ્રતિજ્ઞા કરીને સુરક્ષિત સ્થાનોમાં જવામાટે પલાયન કરી ગયા. જ્યારે ઘોઘારાજ તથા ચનેસરદેવને વિશ્વાસઘાતથી મરાવી નાંખીને અલાઉદ્દીને તેમના મૃત દેહોને જંગલમાંના એક ખાડામાં નંખાવી દેવાના હૃદયવિદારક સમાચાર કલ્યાણકૂટમાં જ રહેલી રાજમાતા અમાયા દેવીને એક ગુપ્તચરે આવીને સંભળાવ્યા ત્યારે તે વીરમાતાએ રાત્રિના સમયમાં પોતાના કેટલાક વિશ્વાસપાત્ર ગુપ્તચરો દ્વારા તે ઉભય શબોને કલ્યાણકૂટમાં મંગાવી લીધાં અને ત્યાર પછી રાજમહાલયના વિશાળ પ્રાંગણમાં જ ચંદનકાષ્ઠની ચિતા ખડકાવી, પોતાના ઉભય પુત્રોના મૃત દેહોને યથાવિધિ તેમાં પધરાવી, જામ અબડાજીને કચ્છમાં આ સમાચાર પહોંચાડવાનો પ્રબંધ કરીને, તે ચિતામાં અગ્નિને પ્રકટાવી દીધો. એ વેળાયે સૂર્યોદય થઇ ગયો હતો અને મશરિકની નમાજ પઢીને તરત પોતાની છાવણીમાંથી નીકળેલો સુલ્તાન અલાઉદ્દીન કલ્યાણકૂટના પ્રધાન દુર્ગદ્વારમાં આવી પહોંચ્યો હતો; જેવા એક દાસીએ આવીને અલાઉદ્દીનના નગરપ્રવેશના સમાચાર અમાયા દેવીને સંભળાવ્યા કે તે ક્ષણે જ અમાયા દેવી પણ પોતાના પુત્રોની પ્રજ્વલિત ચિતામાં કૂદી પડી અને સર્વભક્ષક અગ્નિનારાયણે તેના પુત્રોના મૃતદેહો પ્રમાણે તેના સજીવન દેહના ભક્ષણકાર્યને પણ આરંભી દીધું.

થોડી વારમાં જ, સુલ્તાન અલાઉદ્દીન પોતાના બે હજાર અફ્ગાન સૈનિકો સહિત રાજમહાલયના પ્રાંગણમાં આવી લાગ્યો અને ત્યાં તેણે ઘોઘારાજ, ચનેસર તથા અમાયા દેવીનાં શરીરોને ચિતામાં બળતાં જોયાં. તે રાજમહાલયમાં સુભગા દેવીને શોધવા, બીજી સૂમરીઓને કયદ કરવા તથા રાજમહાલયમાંના ધનભંડારને હસ્તગત કરી લેવામાટે પ્રવેશ કરવાનો હજી તો વિચાર જ કરી રહ્યો હતો એટલામાં તો અમાયા દેવીની આજ્ઞા અનુસાર તેની વીર દાસીઓ રાજમહાલયમાં અગ્નિને પ્રકટાવીને ક્યાંક અદૃશ્ય થઇ ગયેલી હોવાથી રાજમહાલયમાંથી અગ્નિની ભયંકર તથા ગગનગામિની જ્વાળાઓ નીકળવા લાગી, તે સાથે સુભગા દેવી તથા બીજી સૂમરીઓના પલાયન કરી જવાના

સમાચાર પણ તેને મળ્યા અને તેથી સુભગા દેવીને પોતાની બેગમ બનાવવાના, બીજી સૂમરીઓને પોતાના સર્દારોની બીબીઓ બનાવવાના તથા કલ્યાણકૂટના રાજભંડારને લૂટી લેવાના તેના મનોરથો હાલ તરત તો તેના મનમાં જ રહી ગયા અને હિન્દુ વીર પુરુષો તથા હિન્દુ નારીઓની વીરતા તથા હુતાત્મા થવાની શક્તિ તેને આશ્ચર્યના સમુદ્રમાં નિમજ્જિત કરવા લાગી.

અલાઉદ્દીને સુભગા દેવી તથા અન્યાન્ય સૂમરીઓ કલ્યાણકૂટમાંથી પલાયન કરીને કયાં ગઇ હતી એ જાણવાના બહુ પ્રયત્નો કર્યા; પરંતુ તત્કાળ તેને સૂમરીઓના ગમનસ્થાનનો કાંઇ પણ પત્તો ન મળી શકયો એટલે તેણે કલ્યાણકૂટની તથા આસપાસનાં ગ્રામોની હિન્દુ પ્રજાને લૂંટવા, રંજાડવા, પીડવા તથા 'એક હાથમાં તલ્વાર ને બીજા હાથમાં કુરાન'વાળી જૂની પુરાણી પદ્ધતિને સ્વીકારીને હિન્દુ સ્ત્રીપુરુષોને બળાત્કારે અથવા મારી મારીને મુસલ્માન બનાવવાના કાર્યનો, મરણપછી જન્નતને મેળવવાની આકાંક્ષાથી, ભીષણ સ્વરૂપમાં આરંભ કરી દીધો. કેટલાક ઇતિહાસવેત્તાઓનો એવો અભિપ્રાય છે કે સિંધુ દેશમાં અરબ મુસ્લિમ હાકિમોના આક્રમણ તથા શાસનના સમયથી આરંભીને એ સમય પર્યન્તના કાળમાં જેટલા હિન્દુઓને સૌમ્ય તથા પ્રચંડ ઉપાયોથી મુસલ્માન બનાવવામાં આવ્યા હતા તેના કરતાં આઠ ગણી વધારે સંખ્યાનાં હિન્દુ સ્ત્રીપુરુષોને અલાઉદ્દીન ખૂનીએ કેવળ તલ્વારની ધારથી જ વટલાવીને મુસલ્માન બનાવી દીધાં હતાં, અને તે સમયથી જ સિંધુ દેશમાં મુસલ્માનોની તથા તેમની સાથે મસ્જિદો અથવા અલ્લાહનાં ગૃહો, રોજાઓ, મકબિરા તથા કબ્રોની સંખ્યાની પણ વૃદ્ધિ થવા માંડી હતી. એ જ સમયમાં જે સૂમરા કુટુંબોના સ્ત્રીપુરુષો સિંધુ દેશમાં જ જીવતાં બચી ગયાં હતાં અને ત્યાંથી પલાયન કરી શકયાં ન હોતાં તેમની બહુ સંખ્યાને મુસલ્માન બનાવવામાં આવ્યાં હતાં અને જેઓ ઇસ્લામને સ્વીકારીને ધર્મભ્રષ્ટ થવાની ચોખ્ખી ના પાડીને ઊભાં રહ્યાં હતાં તે સર્વને અત્યંત નિર્દયતાથી રહેંસી નાંખવામાં આવ્યાં હતાં.

આ સર્વ કાર્યો તો અલાઉદ્દીનની ઇચ્છા અનુસાર થઇ ગયા અને સિંધુ દેશમાં ઇસ્લામના પ્રચાર તથા કુફ્રના અંધકાર(?)ના નિવારણના પુણ્ય સાથે અઢળક ધનભંડાર પણ તેને મળી ગયો; પરંતુ જે સુભગા દેવીનાં રૂપ તથા ગુણોમાં તે અતિશય મુગ્ધ થઇ ગયો હતો તે સિંધુરાજકુમારી સુભગા દેવી તેના હાથમાં ન આવવાથી તે કાંઇક નિરાશ થઇ ગયો અને સુભગા દેવીના પ્રયાણસ્થાનનો પત્તો મેળવવાના નાનાવિધ પ્રયત્ન કરતો કલ્યાણકૂટમાં જ છાવણી નાંખીને પડયો રહ્યો.

હવે આપણે કચ્છમાં પહોંચવા માટે કલ્યાણકૂટમાંથી પ્રયાણ કરી ગયેલી રાજકુમારી સુભગા દેવી તથા અન્યાય સૂમરીઓને કચ્છમાં આશ્રય મળ્યો કે કેમ અને તેમના જીવનની શી વ્યવસ્થા થઇ એનું અવલોકન કરીશું.

---

## પ્રકરણ ૧૫ મું
## જુણેચામાં જંગ

રાજકુમારી સુભગા દેવી તથા અન્યાન્ય સૂમરી દેવીઓને કલ્યાણ-કૂટમાંથી લઇને નીકળેલા પરમપૂજ્ય ભાગ્યચંદ્ર તથા સૂમરા સૈનિકો કેટલાક દિવસનો અખંડ પ્રવાસ કર્યા પછી કચ્છ દેશની સીમામાં કોઇ પણ પ્રકારના વિઘ્ન વિના આવી પહોંચ્યા. ભાગ્યચંદ્ર તથા અન્ય સૂમરા સૈનિકો એ પૂર્વે કચ્છમાં આવેલા ન હોવાથી કચ્છના ભોમિયા ન હોતા. તે સમયમાં કચ્છમાં અબડાજી બે હતા; એક વડસરનો રાજ્ય-કર્તા જામ અબડો અબડાણી અથવા અબડો અભંગ અને બીજો જુણે-ચાનો જાગીરદાર અબડોજી. જ્યારે જામ અબડાજી કલ્યાણકૂટમાં ભુંગર દેવની ગૂડાવારે આવ્યો હતો ત્યારે ભાગ્યચંદ્ર તથા અત્યારે તેની સાથે આવેલા સૂમરા સૈનિકો પોતપોતાની જાગીરો તથા પોતપોતાનાં ગ્રામોમાં હોવાથી તેમણે જામ અબડા અભંગને જોયો ન હોતો એટલે તેઓ અબડાજીનું નામ પૂછતા આગળ વધ્યા. જુણેચા માર્ગમાં પ્રથમ આવતું હોવાથી કચ્છના લોકોએ તેઓ જુણેચાના અબડાજીની પૃચ્છા કરતા હશે એમ માનીને કહ્યું કે: "અબડાજીને મળવું હોય તો જુણેચા જાઓ.' સૂમરાઓએ એમ માની લીધું કે 'જુણેચા પણ જામ અબડા-જીનું ગામ હશે અને અત્યારે તેઓ ત્યાં વિરાજતા હશે' એટલે તેઓ સૂમરીઓને લઇને જુણેચાના પાદરમાં આવી લાગ્યા અને ભાગ્યચંદ્રે ગામમાં જઇ, તેની મુલાકાત કરી તેને જ વડસરનો અબડાજી માની લઇને જણાવ્યું કે: "સિંધુદેશપર રાજકુમાર ચનેસર દેવના દુષ્ટ પ્રયત્નના પરિણામે સુલ્તાન અલ્લાઉદ્દીન ખૂની પોતાના પ્રચંડ સૈન્ય સહિત ચઢી આવેલો હોવાથી અને તેની પાસે યુદ્ધનાં ભયંકર સાધનો વિપુલ પરિ-માણમાં હોવાથી એ યુદ્ધમાં વિજય મેળવવાની બહુ જ થોડી સંભાવનાને જોઇને સિંધુપતિ ઘોઘારાજે ત્રણુસેં ને સાઠ સૂમરીઓને તેમનાં સ્તન-પાન કરતાં અલ્પવયસ્ક સંતાનો સહિત આપના આશ્રયમાં મોકલી આપી છે તો આપ તેમને આશ્રય આપીને તેમની રક્ષા કરશો અને અમોને વિધર્મી શત્રુઓ સાથે લડવામાટે પાછા સિંધુદેશમાં ચાલ્યા જવાની અત્યારે અને આ ક્ષણે જ આજ્ઞા આપશો, તો આપનો અમારા પર તથા સિંધુપતિ ઘોઘારાજપર પ્રચંડ ઉપકાર થશે." જે દિવસે

મેઘવાળ વીર ઓરસાજીને મહાત્મા મોડજી તથા જામ અબડાજીએ પત્ર આપીને ચનેસર પાસે દિલ્હી મોકલ્યો હતો તે દિવસે વડસરમાં જામ અબડાજીના દાયરામાં એ જુણેચાનો અબડાજી પણ હાજર હતો એ તો પાઠકો તથા પાઠિકાઓના સ્મરણમાં હોવું જ જોઇએ અને ત્યાર પછી જામ અબડાજી ભુંગર દેવની ગૂડાવારે કલ્યાણકૂટ જઇ આવ્યો હતો એ વાર્તા પણ જુણેચાના અબડાજીના જાણવામાં હોવાથી તે ભાગ્યચંદ્રની ભૂલને સુધારતો ગંભીરતાથી કહેવા લાગ્યો કે:—

"પૂજ્ય વૃદ્ધ વીર, આપ એ સુમરી બહેનોમાટે જે અબડાજીના આશ્રયની યાચના કરી રહ્યા છો તે હું નહિ, પણ વડસરના રાજ્યકર્તા જામ અબડાજી અબડાણી છે કે જેઓ 'અભંગ' ઉપનામથી ઓળખાય છે. સિંધુરાજનાં બહેન રાજકુમારી સુભગા દેવીના લગ્નનો વાગ્દાનવિધિ પણ તેમની સાથે જ થયેલો છે; તો આપ ભલે એકાદ દિવસ અમારાં અતિથિ તરીકે રહો અને પછી એ સુમરી બહેનોને વડસર લઇ જાઓ."

જે ઓરડામાં બેસીને જુણેચાનો અબડાજી ભાગ્યચંદ્ર સાથે આવા પ્રકારનો વાર્તાલાપ કરી રહ્યો હતો તે ઓરડાની બાજૂના ઓરડામાં વચલા દ્વાર પાસે બારણાને જરાક વાળીને એ અબડાજીની માતા તેમના વાર્તાલાપને સાંભળતી બેઠી હતી. તે વૃદ્ધ રાજપૂતાણી પોતાના પુત્રના મુખમાંથી નીકળેલા આવા ઉત્તરને સાંભળીને બહારના ઓરડામાં આવી લાગી અને તેનું રક્ત ઊકળી ગયેલું હોવાથી પોતાના પુત્રને સંબોધીને ઓજસ્વિની વાણીથી કહેવા લાગી કે:—

"ભાઇ, જામ અબડાજી અબડાણી પ્રમાણે જ તું પણ રાજપૂતનો દીકરો છે ખરો કે નહિ? જામ અબડાજી અબડાણી તારા ભાઇ છે અને આ શરણાગતો ભૂલથી તારી પાસે આવ્યાં છે તો એમને આશ્રય આપવો એ એક રાજપૂત તરીકે તારો સર્વથી પ્રથમ ધર્મ છે. જો આપણા આંગણે આવેલાં આપણાં રાજપૂત શરણાગતો અને તેમાં પણ વિશેષતઃ રાજપૂત દેવીઓ અનાદર પામી નિરાશ થઇને ચાલ્યાં જાય, તો મારે એમ જ માનવું પડે કે સિંહણના ઉપનામથી ઓળખાતી આ રાજપૂતાણીએ એક સિંહના શાવકને નહિ, પણ ડરપોક શિયાળને જ જન્મ આપ્યો હતો!"

"પૂજ્ય માતુશ્રી, મારા આ જવાબને સમજવામાં આપની કાંઇક ગેરસમજ થયેલી હોય એમ જણાય છે." જુણેચાનો અબડાજી પોતાની જનનીને સંબોધીને વિનયપૂર્વક કહેવા લાગ્યો: "જો એઓ મારા આશ્રયને ઇચ્છતાં હોય, તો મારાં દ્વાર આ ભાઇઓ તથા રાજપૂત દેવીઓના સત્કારમાટે ખુલ્લાં જ છે. મેં આમને વડસર જવાનું કહ્યું તે એટલામાટે જ કે આમની જો કાંઇ ભૂલ થતી હોય તો ન થવા

દેવી અને એમની ઇચ્છાથી વિરુદ્ધ એમને અહીં ન રોકી રાખવાં. 'આ શરણાગતોને શરણ આપવાથી આપણા શિરપર વિપત્તિના મેઘો ટૂટી પડશે, તો ?' એ પ્રશ્ન મારા મનમાં ઉદ્દ્ભવ્યો નથી અને ભવિષ્યમાં કદાપિ ઉદ્દ્ભવવાનો પણ નથી. પૂજ્ય જનની, આપે એક સિંહના શાવકને જ જન્મ આપ્યો છે અને આ શરીરને પોષનારૂં આપ સિંહણનું દૂધ વ્યર્થ નથી ગયું એનો સમય આવતાં આપને સંપૂર્ણ સાક્ષાત્કાર થઇ જશે અને તે વેળાયે આ પુત્રને જન્મ આપવાનો પોતાનો પરિશ્રમ આપને સોયે સો ટકા સફળ થયેલો જણાશે."

"મારો તને એ જ આશીર્વાદ છે કે તારાં અત્યારનાં વચનો સત્ય સિદ્ધ થાય અને આ રાજપૂતાણી 'વીરમાતા' નામથી વિશ્વમાં વિખ્યાત થાય !" વૃદ્ધ રાજપૂતાણીએ શુભ ભાવના દર્શાવી.

અબડાજીએ ભાગ્યચંદ્રને કહ્યું કે: "હું આપની સાથે ચાલું છું, આપણે સૂમરી બહેનોને આદરપૂર્વક અહીં લઇ આવીએ અને તેમના નિવાસ તથા ખાનપાનાદિકનો પ્રબંધ કરાવી દઇએ. હાલ થોડાક દિવસ અહીં જ રહો. હું જામ અબડાજીને આ સમાચાર મોકલી આપીશ અને ત્યાર પછી આપણે તેમની સૂચના અનુસાર અન્ય વ્યવસ્થા કરી લઇશું. હવે કોઇ પણ પ્રકારે અત્યારે ને અત્યારે તો અમો આપને અહીંથી નહિ જ જવા દઇએ."

જુણેચાના અબડાજીના અતિશય આગ્રહ તથા તેની વીરમાતાના સદ્દ્ભાવનો અનાદર કરી શકાય તેમ ન હોવાથી ભાગ્યચંદ્ર, સૂમરા સૈનિકો, સુભગા દેવી તથા અન્યાન્ય સૂમરીઓ અબડાજીના અતિથિ તરીકે જુણેચામાં જ રહ્યાં અને અબડાજીએ તેમના નિવાસ તથા ખાનપાન આદિકનો તેમ જ તેમનાં ઘોડા, ઘોડીઓ તથા ઊંટો આદિક વાહનોના ઘાસદાણાનો અતિશય ઉત્તમ પ્રબંધ કરી આપ્યો. તે જ દિવસે એક ખેપિયાને વડસર તરફ એ સમાચાર જામ અબડાજી અભંગને પહોંચાડવામાટે પત્ર આપીને વિદાય કરી દેવામાં આવ્યો.

* * * *

ઉપર્યુક્ત ઘટનાને એક સપ્તાહ જેટલો સમય થઇ ગયો હતો અને વડસર મોકલેલો ખેપિયો એવા સમાચાર લઇ આવ્યો હતો કે: "જામ અબડાજી દ્વારિકાની યાત્રાયે ગયેલા છે તે બે પાંચ દિવસમાં આવી લાગશે; છતાં કુમાર સપડજીએ કહ્યું છે કે: 'એ સૂમરી બહેનોને સત્વર અહીં મોકલી આપો; કારણ કે, જામ અબડાજી કાંઇ ગામ તથા ઘર સાથે નથી લઇ ગયા અને એ સૂમરી બહેનોને આશ્રય આપવા તથા રક્ષવામાટે અમો અમારી તલ્વારોને મ્યાનમાંથી બહાર કાઢીને તૈયાર જ બેઠા છીએ." જામ અબડાજી અભંગ વડસરમાં ન હોવાથી એક બે દિવસ

પછી સૂમરી દેવીઓને વડસર મોકલવાનો જુણેચાના અબડાજીનો વિચાર હતો; પરંતુ તે દિવસે સંધ્યાકાળે જ તેને સમાચાર મળ્યા કે: "કલ્યાણકૂટમાંથી પલાયન કરીને રાજકુમારી સુભગા દેવી તથા સૂમરાવંશની બીજી રમણીઓ કચ્છમાં ગયેલી છે એ વાર્તા સુલતાન અલાઉદ્દીનના જાણવામાં આવી જવાથી તે પોતાની પ્રચંડ સેનાને લઇને કચ્છમાં આવી લાગ્યો છે અને એ સૂમરીઓની તપાસ કરવામાટે આગળથી મોકલાયલા લગભગ એક હજાર અફગાન ઘોડેસવાર જંગીઓ આપણા ગામના સીમાડે પડાવ કરીને પડ્યા છે. એ સૂમરી બાઇઓ અહીં હોવાની જો તેમને ખબર પડી જશે, તો મામલો કાંઇક ગંભીર થઇ જશે એમ ચોખ્ખું જણાય છે, તો હવે જે કાંઇ પણ વ્યવસ્થા કરવાની હોય તે વખતસર કરી લેવાની છે." આ સમાચાર મળતાં જ અબડાજીએ ભાગ્યચંદ્રને પોતાની પાસે બોલાવીને પ્રથમ તેને આ સમાચાર સંભળાવ્યા અને ત્યાર પછી ગંભીરતાથી કહ્યું કે:—

"મારી એવી માન્યતા છે કે સૂમરી બહેનોને અહીં આશ્રય મળ્યાની વાર્તા અલાઉદ્દીનના અફગાન સૈનિકોના જાણવામાં આવી ગયેલી હોવી જોઇએ અને તેથી જ તેઓ જુણેચાના સીમાડે પડાવ નાખીને પડેલા હોવા જોઇએ. આવી પરિસ્થિતિમાં મારી આપને એ જ પ્રાર્થના છે કે આપ સર્વ સૂમરી બહેનોને લઇને આજે રાત્રિના સમયમાં જ કોઇના જોવા તથા જાણવામાં ન આવી શકે તેવી રીતે વિદાય થઇ જાઓ અને અલાઉદ્દીન કચ્છમાં આવી પહોંચ્યો છે એ સમાચાર જામ અબડાજી અભંગને સંભળાવી દ્યો. અહીં અલાઉદ્દીનના સૈનિકો આવશે અને સૂમરીઓને સોંપી દેવાનું કહેશે, તો જાણે સૂમરી બહેનો અહીં હોવા છતાં હું તેમને અફગાનોના હાથમાં સોંપી દેવાની ના પાડું છું, એવા રૂપમાં તેમની માગણીનો અસ્વીકાર કરીશ અને આપ સૂમરી બહેનોને લઇને વડસર પહોંચી જશો ત્યાં સુધી તેમની સાથે યુદ્ધ કરીને તેમને અહીંજ રોકી રાખીશ. આ યુદ્ધનો પ્રસંગ અચાનક આવીને ઊભો રહેલો હોવાથી અમો રાજપૂત યોદ્ધાઓની સંખ્યા પાંચ સોથી વધારે ન હોવા છતાં અમારો વિશ્વાસ છે કે અમો પાંચ સો રાજપૂતો બે હજાર અફગાનોને પહોંચી વળીશું અને પરમાત્મા કરશે, તો તેમનો પરાજય કરીને કચ્છની ક્ષાત્રવટની નામનાને અમર રાખી દઇશું. કદાચિત્ રણભૂમિમાં મૃત્યુ થઇ જશે, તો પણ અમોને સ્વર્ગની પ્રાપ્તિ તો થવાની જ છે."

સૂમરી દેવીઓની જીવનરક્ષામાટે જુણેચાના અબડાજીના પરામર્શને સ્વીકાર્યા વિના અન્ય કોઇ ઉપાય ન હોવાથી ભાગ્યચંદ્ર જો કે સૂમરીઓને લઇને વડસરની દિશામાં પ્રયાણ કરી જવાને તૈયાર તો થઇ

ગયો; પરંતુ જે એક સો સૂમરા સૈનિકો તેની સાથે આવ્યા હતા તેમાંના માત્ર દશ સૈનિકોને જ પોતાની સાથે રાખીને જો યુદ્ધનો પ્રસંગ ઉપસ્થિત થઇ જાય તો જુણેચાના અબડાજી સાથે વિધર્મી શત્રુઓની સામે રણભૂમિમાં ઝૂંઝવામાટે નેવૂ મહાવીર સૂમરા સર્દારોને ત્યાંજ રાખતો ગયો.

અબડાજીની ધારણા પ્રમાણે પ્રભાતમાં જ એક અફગાન સર્દાર પાંચ સો અફગાન ઘોડેસવાર જંગીઓની ટુકડી સાથે જુણેચામાં આવી લાગ્યો અને તેણે અબડાજીને કહ્યું કે: "અમારા સાંભળવા પ્રમાણે સિંધમાંથી નાસી આવેલી સૂમરીઓને તમોએ પનાહ આપી છે. જો એ વાત સાચી હોય, તો સુલ્તાન અલાઉદ્દીનનો એવો હુકમ છે કે તે સૂમરીઓને અમારા હાથમાં સોંપી દ્યો અને નહિ તો લડાઇ કરવાને તૈયાર થઇ જાઓ."

"સૂમરી દેવીઓને અમોએ આશ્રય આપ્યો છે એ ખરી વાત છે; પણ અમારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તો અમો તે શરણાગત અબળાઓને તમારા હાથમાં નથી જ સોંપવાના. સુલ્તાન અલ્લાઉદ્દીન તમારો સુલ્તાન હશે, અમારો સુલ્તાન નથી અને તેથી અમો તેના આવા નાલાયકીભરેલા હુકમને ઠોકરે ઉડાવીએ છીએ. જો તમારી લડવાની જ ઇચ્છા હોય, તો તમારા સત્કારમાટે કચ્છી રાજપૂતોની તાતી તલ્વારો તૈયાર છે." જુણેચાના અબડાજીએ સિંહ સમાન ગર્જનાના સ્વરૂપમાં આ ચોખ્ખો ને ચટ જવાબ તે મગરૂર અફગાન સર્દારને સંભળાવી દીધો; કારણ કે, સૂમરી રમણીઓને રાતોરાત ભાગ્યચંદ્ર સાથે વિદાય કરી દીધા પછી અબડાજીએ પોતાના રાજપૂત બાંધવોને યુદ્ધમાટે તૈયાર કરી રાખ્યા હતા અને તેથી યુદ્ધની તૈયારીમાટે તેને સમયની વિશેષ આવશ્યકતા ન હોતી.

"કાફિર કૂતરા, હિન્દોસ્તાનના સુલ્તાનના ફર્માનનું આવું અપમાન! માની જા. સૂમરીઓને અમારા હાથમાં સોંપી દે અને હાથે કરીને મૌતને ન માગી લે. અફગાનોની તલ્વારો બહુ ખરાબ છે; અફગાનોની તલ્વારોના ઘા તમો કમ્જોર કાફિરોથી નહિ ઝીલી શકાય અને નહિ સાંખી શકાય!" તે મગરૂર અફગાન સર્દાર હવે સભ્યતાને ફારગતી લખી આપીને તોછડાઇથી બોલ્યો.

"કાફિર કૂતરા" એ બે શબ્દો જ અબડાજી જેવા વીર રાજપૂતના નિર્ભય હૃદયમાં કોપના અગ્નિને પ્રકટાવી દેવામાટે પર્યાપ્ત હતા એટલે તે મગરૂર અફગાન સર્દાર જેવો એ અપમાનકારક વાક્યને ઉચ્ચારી રહ્યો એટલે મુખથી કાંઇ પણ બોલવાને બદલે અબડાજીએ પોતાની તલ્વારને મ્યાનમાંથી બહાર ખેંચી કાઢીને તેના એક જ પ્રબળ પ્રહારથી તેના મગરૂર માથાને ધડથી જૂદું કરી નાંખ્યું અને તે ક્ષણે જ રાજ-

પૂતો તથા અફગાનોના યુદ્ધનો આરંભ થઇ ગયો. જુણેચાના પાંચ સો રાજપૂત વીરો તથા નેવૂ સૂમરા રણધીરો એવા તો બળથી એ પાંચ સો અફગાન જંગીઓપર તૂટી પડ્યા કે માત્ર એક પ્રહરના યુદ્ધમાં લગભગ ચાર સો અફગાનો તેમની તલ્વારોથી રેંસાઇ ગયા અને તેમના કેવળ પચાસ કે સાઠ યોદ્ધાઓ જ વીરગતિને પ્રાપ્ત થયા. એ મરણિયા રાજપૂતોને પરાજિત કરવાનું કાર્ય લોઢાના ચણા ચાવવા સમાન જોઇને એક સો અફગાન જંગીઓ દુમ દબાવીને પોતાની છાવણીની દિશામાં ભાગી છૂટયા અને ત્યાં જઇને તેમણે જુણેચાના રાજપૂતોની ભયંકરતા તથા પોતાના પરાજયની કથા સિપાહસાલારને કહી સંભળાવી. તેજ દિવસે અચાનક ચાર સો રાજપૂતોનો એક યાત્રાળુસંઘ જુણેચામાં આવી લાગ્યો અને ત્યાં અફગાનોએ કરેલા આક્રમણ તથા હજી પણ યુદ્ધના સંભવના સમાચાર સાંભળીને તે રાજપૂતસમુદાય અબડાજીને સહાયતા આપવામાટે અને જો એવો જ અવસર આવી લાગે તો રણગંગામાં જીવનવિસર્જન કરીને સ્વર્ગપ્રાપ્તિ કરી લેવામાટે કટિબદ્ધ થઈ ગયો. બીજે દિવસે એક હજાર અફગાન ઘોડેસવાર જંગીઓ જુણેચાપર ચઢી આવ્યા. રાજપૂતો પણ હવે અચિંત્ય સહાયતા મળી· જવાથી લગભગ આઠ સો જેટલી સંખ્યામાં તેમની તલ્વારોના જવાબ તલ્વારથી જ વાળી આપવામાટે તૈયાર થઇને ઊભા હતા. એ દિવસે પણ સંધ્યાકાળ પર્યન્ત એ રાજપૂતો તથા અફગાનો અથવા દેવો તથા દાનવોનો સંગ્રામ ચાલતો રહ્યો; પાંચ સો અફગાનો રાજપૂતોની તલ્વારોના ભોગ થઇ ગયા અને રાજપૂતોના માત્ર દોઢસો વીરો જ સ્વર્ગવાસી થયા, એટલે આજે પણ વિજય તો રાજપૂતોના પક્ષમાં જ રહ્યો અને અફગાનો દાંત કચકચાવતા પાછા વળી ગયા. ત્રીજે દિવસે અફગાનોએ વધારે બળથી હલ્લો કર્યો, પરંતુ એ દિવસે પણ રાજપૂતો મરણિયા થઇને લડતા હોવાથી રાજપૂતોની બસેં જેટલી સંખ્યા ઓછી થઇ જવા છતાં અફગાનોને વિજય તો ન જ મળ્યો.

ત્રીજે દિવસે સૂર્યાસ્ત થવા પછી અલાઉદ્દીન પોતે કે જે ધીમી ચાલથી પ્રવાસ કરી રહ્યો હતો તે પોતાના પ્રચંડ સૈન્ય સહિત ત્યાંની અફગાન છાવણી પાસે આવી લાગ્યો અને જુણેચાના અબડાજીના હસ્તથી સૂમરીઓને સોંપી દેવાના સંબંધમાં થયેલા તેની આજ્ઞાના અનાદર તથા અફગાનોના લાગલાગટ ત્રણ દિવસ સુધી થયેલા સંહારયુક્ત પરાજયનો વૃત્તાન્ત સાંભળીને જુણેચાના એ વિફરેલા વાઘ અબડાજીના પરાજયમાટે પાંચ હજાર અફગાન જંગીઓને બંદૂકોને વાપરવાના હુકમ સાથે તેણે ચોથા દિવસના પ્રભાતમાં જ રવાના કરી દીધા. રાત્રિના સમયમાં જ અબડાજી જુણેચિયાને અલાઉદ્દીન તથા તેના

વિશાળ સૈન્યના આગમનના સમાચાર મળી ગયેલા હોવાથી તે વિફરેલો વનરાજ તથા તેના રાજપૂત સહાયકો, હવે પછીના સંગ્રામમાં વિજયની લેશમાત્ર પણ આશા ન હોવા છતાં અને કેવળ વિનાશનો જ સંપૂર્ણ સંભવ હોવા છતાં, પોતાના પાણીને જાળવવામાટે તથા પોતાના પૂર્વજોની કીર્તિને નિષ્કલંક રાખવામાટે રણભૂમિમાં અવતીર્ણ થવાને કટિબદ્ધ થઇ ગયા. રાજપૂતાણી નામક માનવસિંહીના સ્તનપાનથી પોષાયલા રાજપૂત નામક માનવ સિંહોના શાવકો જો વિધર્મીઓના પ્રચંડ સૈન્ય, પશુબળ તથા વિઘાતક સ્વભાવના દર્શનથી ભયભીત તથા ગર્ભગલિત થઇ જાય, તો તો થઇ જ રહ્યું ને !

ચોથા દિવસનો એ દેવદાનવસંગ્રામ અલ્પકાલિક હોવા છતાં ભયંકર થઇ ગયો. રાજપૂતો કેસરિયાં કરીને અથવા માથાપર કફન બાંધીને રણભૂમિમાં પોતાનાં શરીરોનું બલિદાન આપવાના નિશ્ચયથી જ આવેલા હોવાથી પોતાના બાણો તથા કૃપાણોથી અફગાનોનો ભીષણ સંહાર કરવા મંડી ગયા; એક એક રાજપૂત વીર બબ્બે, ચાર ચાર, પાંચ પાંચ કે સાત સાત અફગાનોને મૃત્યુના મુખમાં સમર્પી દીધા પછી જ પોતે અફગાનોની બંદૂકોની ગોળીથી વીંધાઇને વીરગતિને પ્રાપ્ત થવા લાગ્યો. બરાબર મધ્યાહ્નકાળે વિધર્મી શત્રુઓને પોતાના અલૌકિક શૌર્યનો સંપૂર્ણ સ્વાદ ચખાડ્યા પછી અને ઓછામાં ઓછા પચાસ અફગાનોના રક્તથી રણભૂમિને રંજિત કર્યા પછી અબડાજી જુણેચિયો તેની છાતીમાં અફગાનોની બંદૂકોમાંથી છૂટેલી ચાર ગોળીઓ એકસમયાવચ્છેદે લાગવાથી નિષ્પ્રાણ થઇને રણક્ષેત્રમાં પડી ગયો અને અન્ય રાજપૂતો એ પૂર્વે જ કામ આવી ગયેલા હોવાથી અબડાજી જુણેચિયાના પાત સાથે એ યુદ્ધનો પણ અંત આવી ગયો. અલ્લાઉદ્દીનનો એ વિજય અફગાન સૈનિકોની વિશાળ સંખ્યાના બળથી તથા વિઘાતક યુદ્ધસાધનોના બળથી જ થયો હતો; અફગાનોના અલૌકિક શૌર્યથી ન હોતો થયો એ અલ્લાઉદ્દીન પોતે પણ સારી રીતે જાણતો હોવાથી અને કલ્યાણકૂટના યુદ્ધમાં પણ તેને કેવળ તોપોના ગોળાઓએ જ વિજય મેળવી દીધેલો હોવાથી અલ્લાઉદ્દીનનો આત્મા તો અવશ્ય એ જ નાદ કરવા લાગ્યો કે: "શૂરતા, વીરતા અને રણભૂમિમાં હસતાં હસતાં શત્રુઓને સંહારીને પોતાના પ્રાણોની નિર્ભયતાપૂર્વક આહુતિ આપી દેવાની દૃઢતા તો કેવળ ભારતીય ક્ષત્રિય વીરોના લલાટમાં જ લખાયલી છે!" અસ્તુ. આજે પરાજયનો નિશ્ચય હોવાથી અબડાજી જુણેચિયાની વીર માતા પોતાના પુત્રના સ્વર્ગારોહણની પ્રતીક્ષા કરતી, પોતાના કુટુંબની તથા અન્યાન્ય રાજપૂત સ્ત્રીઓને અગ્નિસ્નાનમાટે ઉશ્કેરતી અને અબડાજી જેવા વીરપુત્રને જન્મ આપવાથી પોતાના

માતૃપદને ધન્ય માનતી વિધર્મીઓના અત્યાચારોને સહન કરવાના પ્રસંગને ટાળી દેવામાટે ચિતાને પ્રજ્વલિત કરાવીને તેમાં કૂદી પડવાને કટિબદ્ધ થઇ ઊભી હતી, એટલે જેવા તેને રાજપૂતોના પરાજય તથા પોતાના વીરપુત્રના સ્વર્ગારોહણના સમાચાર મળ્યા કે તે ક્ષણે જ તે તથા અન્ય રાજપૂત રમણીઓ પ્રજ્વલિત ચિતા નામક દિવ્ય વિમાનમાં આરોહણ કરીને અક્ષય ધામને પંથે પડી ગઇ.

અલાઉદ્દીને જે દશ્ય કલ્યાણકૂટના રાજમહાલયના વિશાળ પ્રાંગણમાં જોયું હતું તે જ દશ્ય જુણેચામાં પણ જોયું અને ત્યાં પણ આખા ગામને બેદાનમેદાન કરી નાંખવા છતાં સિંધની સૂમરીઓનો તેને કયાંય પત્તો મળી શકયો નહિ, એટલે ત્યાં જ છાવણી નાંખીને તેણે સૂમરીઓ અને તેમાં પણ ખાસ કરીને સુભગા દેવી જો કચ્છના કોઇ પણ સ્થાનમાં છુપાયલી હોય તો ત્યાંથી તેને શોધી કાઢવામાટે અથવા તો તેનો પત્તો મેળવવામાટે પોતાના પાંચ પાંચ તથા દશ દશ અફ્ગાન સૈનિકોનાં મંડળોને કચ્છના ભિન્ન ભિન્ન ભાગોમાં રવાના કરી દીધાં; પરંતુ બીજે જ દિવસે તે સૈનિકોના આવ્યા પૂર્વે જ વડસરથી આવેલા એક મુસલ્માનના મુખથી તેને એવા સમાચાર મળી ગયા કે: "સિંધની સૂમરીઓ તો વડસરમાં પહોંચી ગઇ છે અને ત્યાં તેમને અબડાજી અભંગનો આશ્રય મળી ચૂકયો છે; એટલે મોકલેલા સૈનિકોના આવવાની પ્રતીક્ષા ન કરતાં અલાઉદ્દીન પોતાની વિશાળ સેના સહિત કૂચ કરીને વડસરની દિશામાં આગળ વધવા લાગ્યો.

—▫▫▫▫▫▫▫▫▫▫▫—

## પ્રકરણ ૧૬ મું

### શરણાગતનો સત્કાર

વૃદ્ધ સૂમરો સર્દાર ભાગ્યચંદ્ર તથા તેના દશ સૂમરા સહચરો જુણેચાથી નીકળ્યા પછી સુભગા દેવી આદિક સૂમરીઓને લઇને રોહાના પર્વત પાસે આવી લાગ્યા. જુણેચાના સીમાડામાં જ અફ્ગાનો છાવણી નાંખીને પડેલા હોવાથી તેઓ આમ તેમ ભટકતા કોઈ અફ્ગાનોના જોવામાં આવી જતાં ઓળખાઈ ન જાય એટલામાટે વેશપરિવર્તન કરી સામાન્ય યાત્રાળુઓ તરીકે પગે ચાલીને જ પ્રવાસ કરતાં હોવાથી રોહાના પર્વત પાસે પહોંચતાં જેમણે આવાં કષ્ટો કદાપિ સહન કર્યાં ન હોતાં તે કોમલાંગી સૂમરીઓ થાકીને લોથ જેવી થઈ ગઈ અને તેમનાં ચરણોમાં ચાલીને પંથ કાપવાની શક્તિ ન રહી. સુભગાસુંદરી તથા શ્યામાસુંદરી જેવી કેટલીક અલ્પસંખ્ય સૂમરીઓ વિના અન્ય બહુસંખ્ય સૂમરીઓની આવી સ્થિતિને જોઇને ત્યાંથી હવે વડસર

બહુ દૂર ન હોવાથી ભાગ્યચંદ્ર તે અબળાઓને રોહાના પર્વતપર એક સુરક્ષિત સ્થાનમાં બેસાડીને અને પોતાના દશ સૂમરા સહચરોને તેમની રક્ષામાટે ત્યાંજ રાખીને પોતે એકલો વડસરની દિશામાં ચાલતો થઇ ગયો. તે વડસરના સીમાડામાં પહોંચ્યો ત્યાં જ કેટલાક ખેડુતોના મુખથી જામ અબડાજી અભંગના દ્વારિકાની યાત્રા કરીને પાછા આવી ગયાના સમાચાર તેને મળી ગયા અને તેથી તેના હૃદયમાં એક પ્રકારનો નવીન ઉત્સાહ આવી ગયો.

જે વેળાયે ભાગ્યચંદ્ર વડસરના રાજમહાલયમાં આવી લાગ્યો તે વેળાયે જામ અબડાજી અભંગ પોતાના સભાભવનમાં પોતાના વીર રાજપૂત બંધુઓનો દાયરો ભરીને બેઠો હતો અને વડસરમાં આવતાંની સાથેજ તેને સિંધુ દેશની અલાઉદ્દીનના હસ્તથી થયેલી પાયમાલી, ઘોઘારાજ તથા ચનેસર ઉભય બંધુઓના થએલા મૃત્યુ, સુભગા દેવી આદિક સૂમરીઓના કચ્છમાં થયેલા આગમન, જુણેચાના અબડાજીએ તેમને આપેલા આશ્રય તથા તેણે અફગાનો સાથે આરંભેલા યુદ્ધ આદિ ઘટનાઓના સામાન્ય સમાચાર મળી ગયેલા હોવાથી તે દાયરામાં એ વિષયની જ ચર્ચા કરી રહ્યો હતો અને જુણેચાના અબડાજીની કુમકે જવાની પોતાની ઇચ્છા દર્શાવી રહ્યો હતો; એટલામાં એક સેવકે ભાગ્યચંદ્રના આગમનના સમાચાર તેને આપ્યા. એટલે તેણે ભાગ્યચંદ્રને માનપૂર્વક સત્વર સભાભવનમાં લઇ આવવાની અનુમતિ આપી દીધી. ભાગ્યચંદ્ર સભામાં આવી જામ અબડાજી અભંગને તેની યોગ્યતા અનુસાર વંદન કરીને અતિશય શાંત તથા ગંભીર ભાવથી કહેવા લાગ્યો કેઃ—

"સિંધુપતિ ઘોઘારાજે સવિનય પ્રણામપૂર્વક એવો સંદેશ કહાવ્યો છે કેઃ 'મારાં ભગિની સુભગા દેવી, મારાં પત્ની, મારાં ભાભીશ્રી તથા અન્ય ત્રણુસેંથી વધારે સૂમરીઓને મેં આપ શ્રીમાન્‌ની વીરતામાં વિશ્વાસ રાખીને આપ શ્રીમાન્‌ના દ્વારે મોકલી છે; તો, હે વીરશિરોમણિ, આપ એ અનાથ સૂમરીઓને આશ્રય આપશો અને એમનાં જીવનની રક્ષા કરશો. એ સૂમરીઓમાંની કેટલીકના બંધુઓ, કેટલીકના પતિઓ તથા કેટલીકના પિતાઓ તેમ જ પુત્રો આદિનો યવનો સાથેના યુદ્ધમાં સંહાર થઇ ગયો છે; આવતી કાલે પ્રભાતમાં અમો કેસરિયાં કરીને રણભૂમિમાં અવતીર્ણ થવાના હોવાથી અને અમારાં મૃત્યુ અવશ્યંભાવી તથા અમારો વિજય અનિશ્ચિત હોવાથી કેટલીક સૂમરી આજે સનાથ હોવા છતાં આવતી કાલે તેઓ માર્ગમાં પણ કદાચિત્‌ અનાથ થઇ જાય અને પોતાની એ અનાથાવસ્થાની તેમને બહુ મોડી ખબર પડે એવી અત્યારની પરિસ્થિતિ હોવાથી ભાગ્યચંદ્ર

સાથે સૂમરીઓના સમુદાયને કચ્છમાં મોકલવામાં આવ્યો છે તો એ નિરાધાર સૂમરીઓના એકમાત્ર આધાર અત્યારે તો આપ જ છો. અહીંની પરિસ્થિતિ મહા વિકટ હોવાથી સુભગા દેવી સાથેના આપના શરીરસંબંધ નો જે વાગ્દાનવિધિ થઇ ગયો છે તે સંબંધને ત્યાં જ લગ્નવિધિથી દૃઢ કરી લેશો અને મારાં એ દેવકન્યાતુલ્ય સહોદરાના નારીજીવનને સફળ કરશો, તો આપ શ્રીમાનનો અમારા ઉપર અતિશય ઉપકાર થશે. આપ શ્રીમાન્ વિદ્વાન, ધીમાન્, વિચારશીલ તથા ક્ષત્રિયધર્મના સંપૂર્ણ જ્ઞાતા હોવાથી આપ શ્રીમાન્ને અધિક કાંઇ પણ કહેવાની આવશ્યકતા હોય એવી મારી માન્યતા નથી. આવતી કાલે શું થવાનું છે એનો કશો પણ નિશ્ચય ન હોવાથી જો સંગ્રામમાં અમારો સંહાર થઇ જાય તો અત્યારના પ્રણામને જ અમારા અંતિમ પ્રણામ તરીકે સ્વીકારી લેજો અને પરમાત્માને અમારા આત્માઓને શાશ્વત શાંતિ સમર્પવાની પ્રાર્થના કરતા રહેજો.' હવે આ સંદેશને કેવી રીતે સત્કારવો એનો આધાર આપ શ્રીમાન્ની ઇચ્છાપર રહેલો છે." ભાગ્યચંદ્ર આવી રીતે સિંધુનાથનો સંદેશ સંભળાવીને જામ અબડાજીના ઉત્તરની પ્રતીક્ષા કરવા લાગ્યો.

"હે વૃદ્ધ વીર, સિંધુપતિએ આ સૂમરી દેવીઓને આશ્રયમાટે મારા આંગણે મોકલીને મારી તથા કચ્છના જાડેજા રાજપૂતોની વીરતાનું જે મૂલ્ય આંક્યું છે અને અમો કચ્છી રાજપૂતોને અમારી વીરતા તથા ઉદારતાને દર્શાવવાનો જે અમૂલ્ય અવસર પ્રાપ્ત કરાવી આપ્યો છે તેમાટે તો અમારે જ સિંધુપતિ ઘોઘારાજનો અંતઃકરણપૂર્વક તથા વારંવાર ઉપકાર માનવો જોઇએ છે. હવે દેશરક્ષક ઘોઘારાજ તથા દેશદ્રોહી ચનેસર બન્ને આ સંસારમાં નથી એ શોકકારક સમાચાર મને મળી ચૂક્યા છે. અસ્તુ: જેવી ઇશ્વરેચ્છા. પરંતુ તમારી સાથે આવેલી સૂમરી દેવીઓ ક્યાં છે ? તેમને સત્વર અહીં લઇ આવો."

"મહારાજ, જુણેચાથી અમારે પગે ચાલીને પ્રવાસ કરવો પડેલો હોવાથી અને ઘણીક સૂમરીઓ ભૂખી તરસી ચાલીને થાકી ગયેલી હોવાથી તેમને રોહાના પર્વતના એક સુરક્ષિત સ્થાનમાં બેસાડીને હું અહીં આપ શ્રીમાન્ની સેવામાં ઉપસ્થિત થયો છું. અર્થાત્ જો વાહનોને મોકલવાની વ્યવસ્થા કરી શકાય તો જ તેઓ અહીં પહોંચી શકે તેમ છે. કેટલીક સૂમરીઓનાં સ્તનપાન કરતાં સંતાનો પણ તેમની માતાઓનાં સ્તનોમાંનો દુગ્ધપ્રવાહ ચિંતા, નિરાશા તથા ક્ષુધા આદિકથી શુષ્ક થઇ ગયેલો હોવાથી અતિશય કષ્ટને અનુભવી રહ્યાં છે." ભાગ્યચંદ્રે સૂમરીઓની દયાજનક સ્થિતિનો જામ અબડાજીને આંસુભીની આંખોથી પરિચય કરાવ્યો.

જામ અબડાજીએ તે ક્ષણે જ પોતાના વીર બંધુ સપડજીને સંબોધીને કહ્યું કે: "ભાઈ, તમો પોતે જ આ શ્રદ્ધેય ભાગ્યચંદ્રજી સાથે આપણી અશ્વશાળામાંથી એક સો તુરગીઓને સુસજ્જિત કરાવીને તથા એક સો ગાડાં જોડાવીને જાઓ; ખાનપાનની વસ્તુઓ પણ સાથે લેતા જજો અને સૂમરી દેવીઓને માનપૂર્વક આશ્વાસન આપીને અહીં લઈ આવજો. તમો સમસ્ત પરિસ્થિતિને સારી રીતે જાણો છો એટલે અધિક સૂચના શી આપવાની હોય?" જામ અબડાજીએ પોતાના બંધુને આ સૂચના તો આપી, પણ એટલામાં વળી પાછો તેના મનમાં અન્ય વિચાર આવતાં તેણે કહ્યું કે: "તુરગીઓ તથા ગાડાં તૈયાર કરાવો અને મને ખબર આપો એટલે હું પોતે પણ તમારી સાથે આવીશ કે જેથી એ શરણાગત સૂમરી દેવીઓના મનમાં કાંઈ ઓછું ન આવે અને તેમનો આપણી પર્ણકુટીમાં ઓછો સત્કાર થયો છે એવી શંકાનો ઉદ્ભવ ન થાય."

જ્યારે જામ અબડો અભંગ પોતે આવી પૂરેપૂરી તૈયારી કરીને સૂમરીઓને તેડી લાવવામાટે રોહાના પર્વત પાસે જઈ પહોંચ્યો ત્યારે દૂરથી તેમને અલાઉદ્દીનના સૈનિકો માની લઈને નિર્બળહૃદયા સાત સૂમરીઓ અતિશય ભયના આઘાતથી તેમનાં હૃદયો બંધ પડી જવાથી ત્યાંની ત્યાં જ મૃત્યુને આધીન થઈ ગઈ. એટલે તે દુર્ભાગિની સૂમરીઓના મૃત દેહોના અગ્નિસંસ્કારનો પ્રબંધ કરીને જામ અબડાજી અભંગ તથા કુમાર સપડજી અન્ય સૂમરીઓને અનેક પ્રકારનાં આશ્વાસનો આપીને અતિશય આદરપૂર્વક વડસરમાં લઈ આવ્યા અને તેમના નિવાસ તથા ખાનપાન આદિનો શકયતા અનુસાર અતિશય ઉત્તમ પ્રબંધ કરી આપવામાં આવ્યો. તે જ દિવસે અબડાજી જુણેચિયા તથા અન્યાન્ય રાજપૂતોના જુણેચામાં વીરગતિને પ્રાપ્ત થવાના અને તેમની સ્ત્રીઓના ચિતારોહણના સમાચાર વડસરમાં આવી ગયા અને તે સાંભળીને જામ અબડાજી અભંગ અબડાજી જુણેચિયા તથા તેની વીરમાતાને લક્ષાવધિ ધન્યવાદ આપવા લાગ્યો. દ્વિતીય દિવસના મધ્યાહ્નકાળે એ સમાચાર પણ જામ અબડાજીને મળી ગયા કે: "અલાઉદ્દીનના અફગાન સૈનિકો સૂમરીઓના શોધમાટે કચ્છમાં સર્વત્ર ભ્રમણ કરી રહ્યા છે." આ સમાચાર સાંભળીને યુદ્ધના પ્રસંગને નિકટમાં આવેલો જાણીને એ ક્ષણથી જ તેણે સમસ્ત કચ્છના જાડેજા તથા અન્યાન્ય રાજપૂતોને વડસરમાં એકત્ર કરવાના અને યુદ્ધનાં સાધનોને તૈયાર રાખવાના કાર્યને અવિશ્રાંત ભાવથી આરંભી દીધું.

* * * *

તે જ દિવસે રાત્રિના સમયમાં સુનાભા દેવીએ પોતાના પતિ જામ અબડાજીને અંતઃપુરમાં બોલાવ્યો; સુભગા દેવી તથા શ્યામાસુંદરી પણ એ વેળાયે ત્યાં વિદ્યમાન હતી. સુનાભા દેવી પોતાના પતિદેવને આદર-

## રાજા મહારાજાઓ,

નવાબો, નામદાર સરકારના ધારાસભાના ઓનરેબલ મેમ્બરો, સેશન્સ જજો, કમાન્ડર ઇન ચીફ બરોડા ગવર્નમેન્ટ, જનરલો, કર્નલો, મેજરો, કેપ્ટનો, નામદાર લેટ વાઇસરોયના ઓનરરી. એ. ડી. સી. પોલીટીકલ એજન્ટો, સરકારી સીવીલીયન ઓફીસરો, યુરોપીયન સીવીલ સરજ્યનો, એમ. ડી. ની ડીગ્રી ધરાવનારા મોટા ડાકટરો તથા યુરોપીયન અને દેશી અમલદારો અને ગૃહસ્થોમાં **બાદશાહી યાકુતી** નામની જગજાહેર દવા બહુ વપરાય છે એજ તેની ઉપયોગીતાની નીશાની છે–ગવર્નમેન્ટ લેબોરેટરીમાં આ રજવાડી દવા એનાલાઇઝ થયેલ છે.

# બાદશાહી યાકુતી (રજીસ્ટર્ડ.)

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે, આ રાજવંશી યાકુતી વીર્ય વીકારના તમામ વ્યાધી મટાડે છે. અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇ પણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂપીઆ દશ.

**ડાકટર કાલીદાસ મોતીરામ–રાજકોટ–કાઠીયાવાડ.**

# દાકતરોના બીલ બંધ કરો.

અમેરીકન બાયોકેમીકની બાર ગળી મીઠી ધોળી દવા વાપરવાથી કોઇપણ જાતનું દદ દરેક માણસ જાતે મટાડી શકે છે. ૬×ની બાર દવાઓ મજબુત પેટી તાળાં કુંચી સાથેની કીં. રૂ. ૮–૮–૦ ટપાલ ખર્ચ રૂ. ૧–૮–૦.

**શ્રી રામચંદ્ર ફાર્મસી,**

હરકોર શેઠાણીની હવેલી–**અમદાવાદ**

રજીસ્ટર નં. ૨૦૪૯.




એક વખત દવાની ખાત્રી કરશો.

બીના પરહેજકી દવા અનેક રોગ ઉપર વપરાય છે.

# ધી ગુજરાત શાન્તામૃત.

શરદી, ઝાડા, ઉલટી, કોલેરા, ઝેરી તાવ, ચુંક, શુળ, માથાનો દુખાવો, દાઢ તથા દાંતના ચસકા, સંધીવા, ઝેહેરી જાનવરના ડંખ, ચામડીના દરદો, પાણીવીકાર, સંગ્રહણી, વીગેરે અનેક દર્દો માટે માહાન અકસીર ઇલાજ છેલ્લામાં છેલ્લી શોધથી સાયન્સના આધારે તૈયાર કરેલ છે. બાટલી ૧ નો રૂ. ૧–૪–૦. **વનરાજ બામ** (માથાંનો મલમ) દુનીયાના કોઈ પણ મલમ કરતાં ઉત્તમ છે. ખાત્રી કરો.

ઓફીસ–**બોરસદ.**

પૂર્વક આસનપર બેસાડયા પછી સવિનય કહેવા લાગી કે: "નાથ, સુભગાદેવીની એવી ઇચ્છા છે કે આપની સાથેના એમના લગ્નવિધિને હવે પૂર્ણ કરી નાખવામાં આવે અને એમને આપનાં અર્ધાંગી તરીકેના અધિકારો પ્રાપ્ત થઇ જાય, તો સારૂં. સ્વર્ગીય સિંધુપતિ ઘોઘારાજની પણ એ જ ઇચ્છા હતી એટલે મારી પણ આપનાં ચરણોમાં એ જ પ્રાર્થના છે કે અત્યારની પરિસ્થિતિમાં આવતી કાલે શું થશે એની આપણાથી કશી પણ કલ્પના કરી શકાય તેમ ન હોવાથી આ શુભ કાર્યમાં વિલંબ નજ થવો જોઇએ અને આ શુભ કાર્યને જો આજે થતું હોય તો આવતી કાલપર અને આવતી કાલે થતું હોય તો પરમ દિવસપર મુલ્તવી ન જ રાખવું જોઇએ. પછી તો આપ સ્વામી છો, એટલે જેવી આપની ઇચ્છા."

"પરંતુ, દેવી, પ્રચંડ શત્રુ શિરપર ગર્જી રહ્યો છે અને સંગ્રામ અવશ્યંભાવી છે; તો પછી અત્યારે જ આ સાહસ શામાટે કરવું જોઇએ ? ન કરે નારાયણ ને આ યુદ્ધનું વિપરીત પરિણામ આવી જાય અને આ નશ્વર દેહનો પાત થઇ જાય, તો આ લગ્ન સુભગાદેવીમાટે તો મૃત્યુની આવશ્યકતાને સારનારૂં જ થઇ પડે, એ કોઇ પણ કહી શકે તેમ છે. આવા પ્રકારની પરિસ્થિતિ હોવાથી મારી એવી ઇચ્છા છે કે જો યુદ્ધમાં આપણો વિજય થાય તો ત્યાર પછી આ લગ્ન કરવાં અને અત્યારે આ લગ્નકાર્યને એટલામાટે મુલ્તવી રાખવું કે જો આ દેહનો પાત થઇ જાય, તો સુભગાદેવીથી કોઇ પણ યોગ્ય પુરુષ સાથે પરણીને પોતાના નારીજીવનની સાર્થકતા કરી શકાય." જામ અબડાજીએ તત્કાળ લગ્ન કરી નાખવાની સકારણ અનિચ્છા દર્શાવી.

"રાજન્, અત્યારે અણીની વેળા વર્તમાન હોવાથી મારે હવે મર્યાદાને ઉલ્લંઘીને મારા મુખથી જ લગ્નનો આગ્રહ કરવો પડે છે તેની ક્ષમા આપશો." સુભગા દેવી નિરુપાય થઈ પોતાના મૌનનો ભંગ કરીને વિનયપૂર્વક કહેવા લાગી: "જો આપ એમ માનતા હો કે મારી સાથે યથાવિધિ લગ્ન કર્યા પૂર્વે રણભૂમિમાં આપના દેહનો પાત થઈ જશે, તો આ સૂમરી પોતાને કુમારિકા માનીને અન્ય પુરુષ સાથે લગ્ન કરી લેશે, તો આપની એ માન્યતા ભ્રમમૂલક છે એમ મારે ખેદપૂર્વક કહેવું પડે છે; કારણ કે, આપ શ્રીમાન્ જ્યારે સિંધુ દેશમાં પધાર્યા હતા ત્યારે જ આ સુભગા આપને પોતાના મનથી સ્વામી તરીકે સ્વીકારી ચૂકેલી હોવાથી અને વિશ્વના અન્ય સર્વ પુરુષોને બંધુ તથા પિતાતુલ્ય માની ચૂકેલી હોવાથી હવે આપણો લગ્નવિધિ થાય કિંવા ન થાય, તો ય આપ મારા સ્વામી તથા હું આપની અર્ધાંગી હોવાથી જો આપના દેહનો પાત થશે, તો આ સૂમરી રાજકુમારી પણ અવશ્ય

આપનાં રાણી પ્રમાણે જ આપની ચિતામાં આરોહણ કરીને પ્રાણની આહુતિ આપી દેશે અને સિંધુદેશ તથા કચ્છદેશના ઇતિહાસમાં સતી તરીકેની કીર્તિને જ અમર કરી જશે. મારા આ નિશ્ચયને જાણી લીધા પછી પણ જો આપ શ્રીમાન્ લગ્નવિધિને આટોપી લેવાને તૈયાર ન થાઓ, તો પછી મારે એમ જ માનવું પડશે કે આપ શ્રીમાન્ રાજ-પૂતાણીના ધર્મવિષયક હિમાચલ સમાન અચલ રહેનારા હઠવાદને જાણતા જ નથી અને કાં તો જાણવા છતાં ગમે તે કારણવશાત્ રાજ-પૂતાણીના તે હઠવાદની ઉપેક્ષા કરી રહ્યા છો. ત્યારે હવે જણાવો કે આપ શ્રીમાન્ શા અંતિમ નિશ્ચયપર આવી શક્યા છો ?''

સુભગાદેવીના આટલી સીમાપર્યન્તના દૃઢ નિશ્ચયને જાણ્યા પછી જામ અબડાજીથી તેની ઇચ્છાનો અનાદર કરી શકાય એ સર્વથા અશક્ય તથા અસંભવનીય હોવાથી જામ અબડાજીએ તે જ વેળાયે જોશીને બોલા-વીને લગ્નનું જે વહેલામાં વહેલું શુભ મુહૂર્ત આવતું હોય તે જોઈ આપ-વાનું કહ્યું અને જોશીએ તે દિવસ પછીના સાતમા દિવસને લગ્નના દિવસ તરીકે નિશ્ચિત કરી આપતાં પરિસ્થિતિ અનુસાર લગ્નની તૈયારી કરવામાટેની ભિન્નભિન્ન મનુષ્યોને ઉચિત આજ્ઞાઓ આપી દીધી. જામ અબડાજી એક બાજૂ લગ્નની અને બીજી બાજૂ સંગ્રામની પણ તૈયારી કરી રહ્યો હતો; કારણ કે, અલાઉદ્દીન સાથેનો સંગ્રામ અનિ-વાર્ય તથા અવશ્યંભાવી હતો. આવી રીતે ત્રણ દિવસ વીતી ગયા અને ચોથા દિવસના મધ્યાહ્નસમયે જામ અબડાજીને એવા સમાચાર મળી ગયા કે: ''સૂમરી દેવીઓ વડસરમાં હોવાની વાર્તા અલાઉદ્દીનના જાણવામાં આવી ગયેલી હોવાથી તે વડસર આવવામાટે જુણેચાથી કૂચ કરી ચૂક્યો છે અને તેથી પોતાના વિશાળ સૈન્ય સહિત આજે રાત્રિના સમયમાં અથવા તો આવતી કાલના પ્રભાતમાં તે વડસરની સીમામાં આવી પહોંચવો જોઇએ એ નિર્વિવાદ છે.'' આવી વિપરીત પરિસ્થિતિમાં મહાત્મા મોડજીના પરામર્શ તથા ઉપદેશની અનિવાર્ય આવશ્યકતાને જોઇને જામ અબડાજીએ મહાત્મા મોડજીને પણ મોડપુરથી વડસરમાં બોલાવી લીધા હતા અને તેથી તેઓ એ વેળાયે વડસરમાં જ વિરાજતા હતા.

* * * *

તે દિવસે મધ્યરાત્રિના સમયમાં જ અલાઉદ્દીને પોતાના વિશાળ અફગાન સૈન્ય સહિત વડસરથી એક ગાઉના અંતરે આવીને છાવણી નખાવી દીધી અને ગુપ્તચરોએ એ સમાચાર જામ અબડાજીને સંભળા-વતાં તેણે વડસર પાસેની એક ઊંચી ટેકરીપર કપાસની મલ્લીઓને સળગાવવાની એવા આશયથી પોતાના અનુચરોને આજ્ઞા આપી દીધી કે તે સળગતી મલ્લીઓને રાત્રિના સમયમાં જોઇને શત્રુઓને એવી સૂચના

મળી જાય કે: "કચ્છના રાજપૂતોનાં નિર્ભય હૃદયમાં વીરતાની આવી જ જ્યોતિ સળગી રહી છે અને તેથી તેઓ તમારાથી ભયભીત ન થતાં તમારા રક્તથી રણભૂમિને રંજિત કરવાના તથા રણદેવીને તૃપ્ત કરવાના અલભ્ય અવસરની જ આતુરતાથી પ્રતીક્ષા કરી રહ્યા છે. કચ્છના રાજપૂતોની તલ્વારો ચમકતી છે અને ચમકતી જ રહેવાની છે."

કલ્યાણકૂટના સૂમરાઓ સાથેના સંગ્રામમાં તેમ જ કચ્છમાં અબડાજી જુણેચિયા સાથેના જુણેચાના જંગમાં અફગાનોએ રાજપૂતોની તાતી તલ્વારનો સ્વાદ પેટ ભરીને ચાખી લીધેલો હોવાથી અને રાજપૂતોની તલ્વારો તથા રાજપૂતોનાં તીરોએ હજારો અફગાનોને મોતના મોઢામાં ધકેલી દીધેલા હોવાથી જો જામ અબડાજી અભંગ સૂમરીઓને સોંપી દઇને ઇસ્લામને સ્વીકારી મુસલ્માન થઈ જાય તો, રાજપૂતોપર દયા ખાઇને ઉપકાર કરવામાટે નહિ, પણ પોતાના અફગાનોને નાશના મુખમાંથી બચાવવામાટે, અલાઉદ્દીનનો હાલ તરત કચ્છમાં ધમાચકડી મચાવવાનો તીવ્ર વિચાર ન હોતો અને તેથી જ ત્યાં આવ્યા પછી તરત યુદ્ધનો આરંભ અથવા આક્રમણનો પ્રયત્ન ન કરતાં પ્રભાતમાં તેણે પોતાના એક મોતેબર અફસરદ્વારા જામ અબડાજી અભંગને એવો સંદેશ કહાવ્યો કે: "જે સૂમરીઓને તમોએ વડસરમાં આશ્રય આપ્યો છે તે સૂમરીઓને અમારા હાથમાં સોંપી દ્યો અને તમો ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન થઇ જાઓ; તો સુલ્તાન અલાઉદ્દીન ખિલ્જી આખા કચ્છની હુકૂમત તમારા હાથમાં સોંપવા ઉપરાંત સિંધુદેશ તથા મુલ્તાન એ બન્ને વિશાળ રાજ્યોનું સ્વામિત્વ પણ તમારા હસ્તમાં સમર્પી દેવાને અને તમોને પોતાના એક મોટામાં મોટા અહલે ઇસ્લામ માંડલિક તરીકે સ્વીકારવાની ઉદારતા દર્શાવવાને તૈયાર છે; પરંતુ જો તેઓ નામદારની આ ઉદારતાનો તમો અસ્વીકાર કરશો, તો પછી જે હાલત સૂમરા ઘોઘારાજની તથા અબડાજી જુણેચિયાની થઈ છે તેથી પણ વધારે ભૂંડી હાલત તમારી થનાર છે; એટલામાટે જે જવાબ આપો તે વિચાર કરીને જ આપજો અને ઘોઘારાજ સૂમરા તથા અબડાજી જુણેચિયા જેવા અવિચારી થઇને પોતાના મૃત્યુને તથા પોતાના દેશના વિનાશને પોતે જ ન બોલાવી લેશો; પછી તો જેવી તમારી બુદ્ધિ અને જેવી તમારી ઇચ્છા!" જે વેળાયે સુલ્તાન અલાઉદ્દીનનો આ સંદેશ જામ અબડાજી અભંગને સંભળાવવામાં આવ્યો તે વેળાયે સભામાં મહાત્મા મોડજી, કુમાર સપડજી, અબડાજીનો પોતાનો આઠ વર્ષના વયનો યુવરાજ મમ્મટ, અનેક રાજપૂત જાગીરદારો તથા મેઘવાળ વીર ઓરસાજી વગેરે અનેક હિન્દુ વીરો વિરાજેલા હતા. એટલે તેઓ સુલ્તાનના આ સંદેશને સાંભળીને જામ અબડાજીના ઉત્તરને સાંભળવામાટે

આતુર થઈ ગયા. જામ અબડાજી કાંઇક વિચારમાં પડી ગયો અને એક પ્રકારની વિશિષ્ટ ભાવનાદર્શિની દૃષ્ટિથી પોતાના જ્યેષ્ઠ બંધુ મહાત્મા મોડજીના મુખને જોઈ રહ્યો. મહાત્મા મોડજીએ તેના આશયને સમજી લઇને સુલ્તાનનો પયગામ લઇ આવેલા અફસરને સંબોધીને શાંત ભાવથી કહ્યું કે: "સુલ્તાનને અમારા સલામ સાથે માનપૂર્વક જણાવજો કે આપ નામદારના આ આદેશનો અમો રાત્રિના સમયમાં શાંતિથી વિચાર તથા ઊહાપોહ કરીને આવતી કાલના મધ્યાહ્નકાળ પછી જે નિશ્ચિત ઉત્તર મોકલવાનું હશે તે મોકલી આપીશું."

તે આવેલા અફસરના મનમાં રાજપૂતોની આ શાન્તિને જોઇને રાજપૂતો કાંઇક શિથિલ થઇ ગયા હોય એવો ભાસ થવા લાગ્યો અને તેથી તે અફગાનોના રકતપાત વિના જ કાર્યની સિદ્ધિનાં સુખદ સ્વપ્ન નિહાળતો ત્યાંથી પોતાની છાવણીમાં જવામાટે રવાના થઇ ગયો. તેના જવા પછી જામ અબડાજી અભંગ વીરાત્મા રાજપૂતોને સંબોધીને કહેવા લાગ્યો કે:—

"આજે એ હિન્દુધર્મ તથા હિન્દુજાતિના કટ્ટા શત્રુ અને ધર્માંધ તથા મદાંધ સુલ્તાન અલાઉદ્દીનને આપણે કોઇ એવો અલૌકિક ચમત્કાર બતાવવો જોઇએ કે તે ચમત્કારને જોઇને કાં તો તે પોતાની મેળે અહીંથી છાવણી ઊઠાવીને ચાલ્યો જાય અને નહિ તો પણ કચ્છના રાજપૂતોની અલૌકિક તથા અશ્રુતપૂર્વ વીરતાનું તેના મસ્તિષ્કમાં તેના જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત સ્મરણ રહી જાય."

જામ અબડાજી અભંગના આ ઉદ્ગારો સાંભળીને રાજપૂતોથી કેટલાક અંતરે દૂર ચટાઇપર બેઠેલો મેઘવાળ વીર ઓરસાજી મૂછોને વળ ચઢાવતો પોતાના આસનપરથી ઊભો થઇને ગંભીરતાપૂર્વક કહેવા લાગ્યો કે: "કચ્છની અલૌકિક વીરતાનો ચમત્કાર તો સુલ્તાનને કચ્છનો આ મેઘવાળ પણ બતાવી શકે તેમ છે; તો પછી આવા એક સાધારણ કાર્યમાટે રાજપૂત મહાવીરોને પરિશ્રમ આપવાનું કારણ જ શું છે વારૂ ? જો આપ અન્નદાતાની આજ્ઞા હોય, તો આજે રાતે જ એ ધર્માંધ તથા મદાંધ સુલ્તાનના મસ્તકને વાઢી લાવીને આપ શ્રીમાન્નાં ચરણોમાં ભેટ તરીકે ધરાવી દેવાનું બીડું ઝડપવાને આપ શ્રીમાન્નો આ અંત્યજ સેવક તૈયાર છે. આજે જો મારી વીરતાને દર્શાવવાનો આ અવસર મને પ્રાપ્ત કરાવી આપશો, તો આપ શ્રીમાન્નો આ દાસાનુદાસપર અતિશય ઉપકાર થશે અને જો મારી પ્રતિજ્ઞા પૂર્ણ થશે તો જન્મભૂમિ કચ્છનું નામ અમર થઇ જશે."

"તમો એકલા જ સુલ્તાન અલાઉદ્દીનના મસ્તકને વાઢી લાવવાના કાર્યને કેવી રીતે સિદ્ધ કરી શકશો?" મહાત્મા મોડજીએ જિજ્ઞાસા દર્શાવી.

"રાત્રિના અંધકારની સહાયતાથી તેના શિબિરમાં તથા તેના પોતાના તંબૂમાં કોઇના પણ ઓળખવામાં ન આવી શકે તેવા મહાવિલક્ષણ વેશથી પ્રવેશ કરીને હું મારા સ્વીકૃત કાર્યને અવશ્ય સિદ્ધ કરી શકીશ એવો મારો દૃઢ વિશ્વાસ છે અને કદાચિત્ હું પકડાઈ જઇને માર્યો જઇશ, તો પણ મારા મૃત્યુથી કોઈ રાજ્ય રંડાઈ નથી જવાનું અને મૃત્યુથી પણ મને પોતાને એટલો લાભ તો અવશ્ય મળવાનો જ છે કે ધર્મ તથા જન્મભૂમિની રક્ષાના પ્રયત્નમાં મારા દેહનો પાત થતાં મારા આત્માની અસદ્‌ગતિ તો નથી જ થવાની !" ઓરસાજીએ મહાત્મા મોડ઼જીની જિજ્ઞાસાને આ ઉત્તરથી શાંત કરી દીધી.

ઓરસાજી અમુક પ્રકારના તત્કાળ કોઇના પણ જાણવા અથવા ઓળખવામાં ન આવી શકે તેવા વેશપરિવર્તનની કળામાં નિપુણ હતો એ મહાત્મા મોડ઼જી તથા જામ અબડાજી આદિક ઘણા રાજપૂતો જાણતા હોવાથી અને તેની નિર્ભયતા તથા વીરતામાં મહાત્મા મોડ઼જી તથા જામ અબડાજીનો સંપૂર્ણ વિશ્વાસ હોવાથી તે પોતાના સ્વીકૃત કાર્યને જો કોઈ દૈવી વિઘ્ન ન આવે તો અવશ્ય સિદ્ધ કરી બતાવશે એવો તેમનો નિશ્ચય થઈ ગયો; પરંતુ શત્રુને નિદ્રિત કિંવા અસહાય અવસ્થામાં મારી નાખવો એ કાર્ય જામ અબડાજીને યોગ્ય ન ભાસતાં તેણે વીર ઓરસાજીને અનુલક્ષીને કહ્યું કેઃ-

"ભાઇ ઓરસાજી, જ્યારે તમારી આવી ઇચ્છા છે તો અમો આજે તમારી વીરતાને દર્શાવવાની તમોને આનંદપૂર્વક અનુમતિ આપીએ છીએ; પરંતુ તે એવી શર્તે કે સુલ્તાન અલાઉદ્દીન આપણા ધર્મ, આપણી હિન્દુજાતિ તથા આપણા દેશનો પરમ શત્રુ હોવા છતાં લાખોનો પાલણહાર હોવાથી અને ગમે તેવા ભયંકર શત્રુને પણ નિદ્રિત અથવા અસહાય અવસ્થામાં મારી નાખવો એ કાર્ય આર્ય ક્ષત્રિયોના ધર્મથી વિરુદ્ધ હોવાથી માત્ર સુલ્તાન અલાઉદ્દીનનો નિદ્રિત અવસ્થામાં શિરચ્છેદ ન કરશો; એ વિના જેના યોગે અલાઉદ્દીનના હૃદયમાં હિન્દુઓનો ભય ચિરસ્થાયી થઈ જાય અને હિન્દુઓની વીરતા તથા ઉદારતા ચિર અંકિતા થઇ જાય તેવો જે કાંઇ પણ ઉપાય કરવો ઘટે તે કરજો."

"મારી પણ એ જ ઇચ્છા છે." મહાત્મા મોડ઼જીએ પોતાના બંધુના અભિપ્રાયને અનુમોદન આપ્યું.

"મહારાજ," જામ અબડાજી અભંગની અલાઉદ્દીનનો શિરચ્છેદ ન કરવાની આજ્ઞા તથા તેની આજ્ઞાને મહાત્મા મોડ઼જીએ આપેલા અનુમોદનને શાન્તિપૂર્વક સાંભળી લીધા પછી વીર ઓરસાજી અતિશય ગંભીર મુદ્રા તથા ગંભીર સ્વરથી કહેવા લાગ્યોઃ 'સંસારના ઇતિહાસમાં એ એક મહદાશ્ચર્યકારિણી ઘટના ઘટેલી લેખાય છે કે અરબસ્તાનની

મરુભૂમિમાં જન્મીને પોષાયલો કેવળ સત્તર વર્ષના વયનો એક મુસ્લિમ યુવક મુહમ્મદ કાસિમ માત્ર દશથી બાર હજાર અરબ સૈનિકોના બળથી જ હિન્દુસ્થાન જેવા એક વિશાળ તથા વીરાત્માઓના દેશપર ચઢી આવ્યો અને સર્વત્ર વિજય મેળવીને જ પાછો અરબસ્તાનમાં પહોંચ્યો; ગજનીનો એક સામાન્ય સેનાપતિ મહમૂદશાહ ગજનવી અનેક વાર હિન્દુસ્થાનમાં આવ્યો અને કોઇ પણ પ્રકારના પ્રબળ તથા સંગઠિત પ્રતિકાર વિના હિન્દુઓના ધર્મપર ભયંકર આઘાત કરીને, હિન્દુઓની લક્ષ્મીને લૂટીને, હિન્દુઓને મૃત્યુના ભક્ષ બનાવીને તથા હિન્દુઓની ગૃહલક્ષ્મીઓને કયદી કરીને ગજનીના ગુલામી બાજારમાં ગુલામડીઓ તરીકે વેચવામાટે લઈ ગયો અને ત્યાર પછી દિલ્લીમાં મહારથી પૃથ્વીરાજ ચહુવાણુ જેવા મહાબલિષ્ઠ તથા બુદ્ધિમાન્ હિન્દુ સમ્રાટ્‌ની રાજસત્તા હોવા છતાં શહાબુદ્દીન ગોરી જેવો એક સાધારણ મુસ્લિમ હાકિમ હિન્દુસ્થાન પર ચઢી આવીને વિજય મેળવી શકયો તે શા કારણથી? આ સર્વ આશ્ચર્યકારિણી ઘટનાઓનું કેવળ એટલા જ ઉત્તરથી સમાધાન નથી થઈ શકતું કે એ આક્રમણકારી મુસ્લિમ સર્દારોની સૈનિક શક્તિ અહીંના હિન્દુ રાજ્યકર્તાઓની સૈનિક શક્તિ કરતાં વિશેષ હોવાથી જ તેઓ હિન્દુઓ ઉપર વિજય મેળવી શકયા હતા. આ એક અતિશય મહત્ત્વનો પ્રશ્ન છે અને એ પ્રશ્નનું વિચારપૂર્વક સમાધાનકારક ઉત્તર મેળવવાની એટલામાટે અનિવાર્ય આવશ્યકતા છે કે હિન્દુઓના જે એક જ ભયંકર પ્રમાદથી એ વિધર્મીઓને વિજય મળતા રહ્યા છે તે ભયંકર પ્રમાદને હિન્દુઓ જોઇ શકે અને પોતાના લાભનો કાંઇક વિચાર કરી શકે.”

“હિન્દુ સમ્રાટ્ પૃથ્વીરાજના પતનનાં, જો અંતર્દષ્ટિથી વિચાર કરીને જોવામાં આવે, તો અનેક કારણો આપણા જોવામાં આવી શકે છે.” મહાત્મા મોડજી ગંભીરતાથી કહેવા લાગ્યાઃ “હિન્દુસમાજમાં વિસ્તરેલું ભયંકર વ્યક્તિવૈમનસ્ય, ક્ષત્રિયોની વિલાસપ્રિયતા અને વર્ણાશ્રમધર્મનો પરિપાત એ તથા એવાં જ કેટલાંક અન્યાન્ય કારણોથી સમ્રાટ્ પૃથ્વીરાજ ચહુવાણુનો પરાજય અને શહાબુદ્દીન ગોરીનો વિજય થયો હતો એવી જ મારી માન્યતા છે.”

“પૃથ્વીરાજ ચહુવાણુના પરિપાતનાં અનેક કારણોમાં કદાચિત્ આ કારણોનો ન્યૂનાધિક પરિમાણમાં સમાવેશ કરી શકાય તેમ છે; છતાં મારી પોતાની માન્યતા અનુસાર તો પૃથ્વીરાજ ચહુવાણુ અને કેટલાક અન્યાન્ય ક્ષત્રિય પૃથ્વીપાલોના આવા પ્રકારના પરિપાતોનું સર્વથી પ્રથમ તથા પ્રધાન કારણુ ક્ષત્રિયોની રાજનૈતિક અજ્ઞતા જ છે.” બોરસાજીએ પૃથ્વીરાજના પરિપાતનું એક સર્વથા અકલ્પનીય કારણુ દર્શાવ્યું.

"તો શું ક્ષત્રિયો રાજનીતિથી સર્વથા અજ્ઞ હતા ?" મહાત્મા મોડજી તથા કેટલાક અન્ય રાજપૂતોએ આ વાક્ય આશ્ચર્યદર્શક ભાવથી ઉચ્ચાર્યું.

"આપ મહાનુભાવો, પ્રથમ મારા કથનને શાન્તિથી સાંભળી લ્યો અને ત્યાર પછી જ ભય કિંવા આશ્ચર્યને દર્શાવવાનું સાહસ કરો, તો આપનો મોટો ઉપકાર." આવી રીતે ઓરસાજી રાજપૂતોને શાન્ત રહેવાની પ્રાર્થના કરીને પછી કહેવા લાગ્યો કે: 'પૃથ્વીરાજ ચહુવાણે પોતાના નીચ શત્રુ મુહમ્મદ ગોરીને યુદ્ધમાં વારંવાર પકડી પકડી પરાજિત કરીને છોડી દીધો હતો એ કથા તો સમસ્ત સંસારના જાણવામાં છે. કેટલાક લોકો શત્રુઓ પ્રતિ દર્શાવવામાં આવતી આવા પ્રકારની ઉદારતાને અતિશય મહત્ત્વપૂર્ણ માનતા રહે છે અને એ ઉદારતાને એક એવું કાર્ય સમજે છે કે જે કાર્યને કરી બતાવવાની કેવળ ભારતવર્ષના ક્ષત્રિયો વિના સંસારની અન્ય કોઈ પણ જાતિ લેશમાત્ર પણ ક્ષમતા નથી ધરાવતી. પોતાના આ પક્ષના સમર્થનમાં તે લોકો કહ્યા કરે છે કે: 'ક્ષત્રિયો સત્ય વીર પુરુષો હોય છે, રાજનીતિજ્ઞ નથી હોતા, એટલે ક્ષત્રિયોનો આદર્શ એ જ હોય છે કે રણભૂમિમાં શત્રુઓને પોતાની વીરતાનો પરિચય કરાવીને જીવનનું વિસર્જન કરી દેવું. યુદ્ધમાં કેવળ વિજયને જ મેળવવો એ ક્ષત્રિયોનો એકમાત્ર આદર્શ નથી હોતો; પોતાની માતાના દુગ્ધને ઉજ્જવલ કરવું એ જ રાજપૂતનો ઉદ્દેશ હોય છે. જેઓ સાચા ક્ષત્રિયો હોય છે તેઓ શત્રુના શરીરમાં પણ કટિથી નિમ્નભાગમાં અથવા તો પૃષ્ઠભાગમાં શસ્ત્રનો પ્રહાર નથી કરતા; કિંતુ આક્રમણ કરવા પૂર્વે શત્રુને સાવધાન કરી દે છે અને તેની છાતીમાં જ શસ્ત્રનો પ્રહાર કરે છે. અર્થાત્ ક્ષત્રિયોના આત્માને પુષ્ટ કરનારા આદર્શો પારમાર્થિક છે, પ્રાકૃતિક નથી; અને ક્ષત્રિયજાતિના એ પારમાર્થિક આદર્શો અન્ય જાતિઓને ઉત્તેજિત કરનારા આદર્શો કરતાં એટલામાટે અત્યંત ઉચ્ચ કોટિના છે કે એ આદર્શોના યોગે મનુષ્ય સદાચારી થાય છે અને યુદ્ધમાં ક્ષત્રિય જેવી રીતે પોતાની વીરતાની પરાકાષ્ઠા કરી બતાવે છે તેવી જ રીતે અન્ય પ્રસંગે તે ક્ષત્રિય વીર પોતાની ઉદારતાની પણ પરાકાષ્ઠા કરી બતાવે છે.' ક્ષત્રિયોની ઉદારતાની પુષ્ટિમાં જે કાંઈ પણ કહેવામાં આવે છે તેનો સાર આ છે..."

"અને એટલી વાર્તા તો તમારે પણ સ્વીકારવી જ પડશે કે ક્ષત્રિયોની ઉદારતાનું આ સમર્થન પ્રતિવાદીને સર્વથા નિરુત્તર કરી નાખનારું છે અને ક્ષત્રિયોની એ અલૌકિક ઉદારતા જ ક્ષત્રિયજાતિની અક્ષય તથા ઉજ્જવલ કીર્તિને વિશ્વમાં વિસ્તારી રહી છે." કુમાર સપડજીએ ઓરસાજીને વચ્ચે જ બોલતો અટકાવી દઈને આ ઉદ્ગારો કાઢ્યા.

"સત્ય છે; ક્ષત્રિયોની એ ઉદારતા જ ક્ષત્રિયજાતિની અક્ષય તથા ઉજ્જ્વલ કીર્તિને વિશ્વમાં વિસ્તારી રહી છે અને ક્ષત્રિયજાતિની એ ઉદારતા જ ક્ષત્રિયો તથા અન્યાન્ય હિન્દુજાતિયોને વિનાશના પંથે પ્રેરી રહી છે એ સત્ય વાર્તાને આપ શ્રીમાને પણ અવશ્ય સ્વીકારવી જ પડશે." ઓરસાજી અતિશય ગંભીર તથા હૃદયવેધક ભાવથી બોલવા લાગ્યો. "જે લોકો ક્ષત્રિયોની ઉદારતાના સંબંધમાં આવા પ્રકારનો બુદ્ધિવાદ કરતા રહે છે તે લોકો વર્ણાશ્રમધર્મનાં તે મૂલતત્ત્વોને કદાચિત્ જાણતા જ નથી કે જેમાં દેશની શાન્તિની રક્ષાના કાર્યને ક્ષત્રિયોના પ્રધાન કર્તવ્ય તરીકે ઓળખાવવામાં આવ્યું છે. કેવળ 'યુદ્ધ' એ જ ક્ષત્રિયોનો વાસ્તવિક ધર્મ કદાપિ થઈ શકે તેમ નથી; કારણ કે, દેશ તથા માનવસમાજની રક્ષા કરવી એ જ ક્ષત્રિયોનો સર્વથી પ્રથમ તથા પ્રધાન ધર્મ છે. અર્થાત્ માનવસમાજ તથા દેશપર જ્યારે પણ કોઈ વિપત્તિ આવી પડે છે ત્યારે ક્ષત્રિયો પોતાના બાહુબળથી તે વિપત્તિને નિવારવાનો અને તેની સાથે ભવિષ્યમાં એવા પ્રકારની વિપત્તિની પોતાના સમાજ તથા દેશમાં પુનરાવૃત્તિ ન થવા દેવાનો પ્રયત્ન કર્યા કરે છે અને વર્ણાશ્રમધર્મ અનુસાર ક્ષત્રિયોનું પ્રધાન કર્તવ્ય એ જ છે. એ કર્તવ્યને જ રાજનીતિના એક અંશ તરીકે સ્વીકારવામાં આવતું હોવાથી જે ક્ષત્રિયો એ નિયમથી ચ્યુત થઈ જાય છે અને કેવળ વીરતાને દર્શાવવાના મોહમાં લપટાઈને પોતાના પ્રાણોની રણભૂમિમાં આહુતિ આપવા ઉપરાંત પોતાના દેશ તથા માનવસમાજને શાશ્વત વિપત્તિના મુખમાં ધકેલી દે છે તે ક્ષત્રિયો પોતાના ધર્મથી ભ્રષ્ટ થઈ રહ્યા છે એમ જ માનવાનું છે અને અત્યારે દિલ્લીના સિંહાસનપર હિન્દુધર્મ તથા હિન્દુ-જાતિના પરમ દ્વેષ્ટા, વિધર્મી, ગોમાંસભક્ષક તથા વિદેશી મુસ્લિમ સુલ્તાનો વિરાજી રહ્યા છે; હિન્દુઓ તેમના પૈશાચિક અત્યાચારોની ઘંટીમાં ઘઉં કે બાજરા પ્રમાણે દળાઈ રહ્યા છે; દેવમંદિરોનાં સ્થાનોમાં મસ્જિદો ઊભેલી દેખાય છે અને વેદોના નાદના સ્થાનમાં મુલ્લાની બાંગો સંભળાય છે; એટલું જ નહિ, પણ આપણી જનની જન્મભૂમિ ગુલામીની સાંકળોમાં દિવસાનુ-દિવસ વધારે અને વધારે જકડાતી જાય છે એ ક્ષાત્રિયોએ પોતાના સત્યવર્ણાશ્રમધર્મથી ભ્રષ્ટ થઈને વારંવાર શત્રુઓ પ્રતિ દર્શાવેલી અયોગ્ય તથા વિઘાતક ઉદારતાનાં જ પરિણામો છે એમ મારે અત્યારે આ ક્ષત્રિયસભામાં મહાખેદપૂર્વક એટલામાટે કહેવું પડે છે કે કચ્છના ક્ષત્રિયો અત્યારના પ્રસંગે એ વિઘાતક ઉદારતાને દર્શાવવાનો પ્રમાદ ન કરી બતાવે તો સારૂં. અર્થાત્ જે શત્રુઓ શત્રુભાવને કદાપિ ભૂલતા જ નથી, પોતાના માની લીધેલા શત્રુઓનો કોઇ પણ પ્રકારે વિનાશ કરી નાખવો એ જ જેમનો એકમાત્ર ઉદ્દેશ છે અને જેમનો ધર્મ કેવળ

મુસલ્માનો વિના અન્ય સર્વ માનવજાતિયોને કાફિર માનવાની, કાફિરોને મુસલ્માન બનાવવાથી થતી પુણ્યપ્રાપ્તિની તથા જે કાફિરો ઇસ્લામને ન સ્વીકારે તેમને સમૂળ નષ્ટ કરી નાખવાની સ્પષ્ટ આજ્ઞા આપી રહ્યો છે તે શત્રુઓ પ્રતિ આવા પ્રકારની દયા, અનુકંપા અથવા ઉદારતા દર્શાવવી એને 'મહાભયંકર અવિચાર' અથવા 'અશ્રુતપૂર્વ મૂર્ખતા' વિના અન્ય કયું નામ આપી શકાય તેમ છે વારુ ? આત્મહત્યા અથવા જાતીય કલ્યાણનો સર્વનાશ એ જ આ અયોગ્ય તથા અપ્રાસંગિક ઉદારતાનું એકમાત્ર ભયંકર પરિણામ છે અને તે અત્યારસુધીમાં અનેક વાર દષ્ટિગોચર થઇ ચૂકયું છે એટલે નવીન ઉદાહરણોથી અત્યારે એ પરિણામને સિદ્ધ કરવાની આવશ્યકતા છે જ નહિ. ક્ષત્રિયોની મહાવિઘાતક ઉદારતા અથવા ત્રુટિએ જ ક્ષત્રિયોને પોતાને તેમ જ આર્યાવર્તવાસી સમસ્ત હિન્દુધર્માવલંબીઓને રાજનૈતિક દષ્ટિથી વિનાશની ગર્તામાં ગબડાવી દીધા છે અને ભારતીય હિન્દુસામ્રાજ્યનો અંત કરી બતાવ્યો છે. ભારતવર્ષનો ઇતિહાસ આવા પ્રકારના દષ્ટાંતોથી ઓતપ્રોત ભરેલો છે. જો નૃસિંહગુપ્ત બાલાદિત્યે હૂણજાતિના મહાનિર્દય રાજા મિહિરગુલને પરાજિત કર્યા પછી આવી અયોગ્ય ઉદારતા દર્શાવીને છોડી ન દીધો હોત,* તો ત્યાર પછી હૂણજાતિને ભારતવર્ષમાં ત્રાસ વર્તાવવાનો જે પ્રસંગ મળ્યો હતો તે કદાપિ મળી શકત ખરો કે ? મારા કથનનો સારાંશ એટલો જ છે કે કેવળ આવા પ્રકારની અયોગ્ય, અપ્રાસંગિક તથા મૂર્ખતાપૂર્ણ ઉદારતાએ જ હિન્દુ સમ્રાટ્ પૃથ્વીરાજનો અને તેની સાથે ભારતવર્ષનાં હિન્દુસામ્રાજ્ય તથા હિન્દુ-

* આ ઘટના ઇ. સ. ૫૨૮ ની લગભગમાં ઘટેલી છે. એ જ પ્રમાણે મહારાણા કુંભાજીએ માંડૂના મુહમ્મદ ખિલજીને સ્વતંત્ર ન કરી દીધો હોત; જો રાજપૂતો સાથે ત્રીસ વર્ષથી યુદ્ધ કરી રહેલા ઔરંગજેબને મહારાણા રાજસિંહે અસ્પૃશ્ય અથવા અક્ષતો ન જવા દીધો હોત અને ઔરંગજેબનો શાહજાદો મુઅઝ્ઝમ અંબરપતિ જયસિંહની દયા અથવા ઉદારતાથી જીવતો ન રહી શકયો હોત; તો ભારતવર્ષના ઇતિહાસનો આજે જે રંગ આપણા જોવામાં આવે છે તે રંગ જોવામાં ન આવત. 'રાજસ્થાન'ના કર્તા કર્નલ ટૉડ્ સાહબ લખે છે કે: "જો (રાજપૂતોના ઇતિહાસમાં) મૂર્ખતાપૂર્ણ ઉદારતા તથા અવિચારપૂર્ણ મનુષ્યત્વનાં ઉદાહરણો જોવામાં ન આવ્યાં હોત, તો મુસલ્માનોનું સિંહાસન પૂરેપૂરું ઉલટી ગયું હોત." કર્નલ ટૉડ્ સાહબનું આ કથન કેટલી સીમા પર્યન્ત સત્ય છે એનો વિચાર તથા એના સત્યાંશ સાથે વીર ઓરસાજીના વિચારોના સત્યાંશની તુલના વિચારશીલ પાઠકો તથા પાઠિકાઓએ પોતે જ કરી લેવાની છે. હિન્દુઓની આ મૂર્ખતાપૂર્ણ ઉદારતાનો અત્યારે પણ સર્વથા લોપ તો નથી જ થયો અને તેથી જ હિન્દુઓ વિનાશપંથે પ્રયાણ કરી રહ્યા છે.

જાતિની સ્વતંત્રતાનો પણ નાશ કરાવી નાખ્યો હતો; આવા પ્રકારના અવિચારપૂર્ણ દૈવત્વના યોગે જ હિન્દુસામ્રાજ્યના દીપનું નિર્વાણ થઇ ગયું હતું અને એ જ ભયંકર પ્રમાદના કારણથી હિન્દુભારતને નામશેષ થવાનો અવસર જોવો પડ્યો હતો. આ સર્વ પરિણામોનો વિચાર કરીને આપ શ્રીમાન્ એ 'ખૂની' ઉપનામથી ઓળખાતા મહા અત્યાચારી તથા હિન્દુત્વઘાતક સુલ્તાન અલાઉદ્દીનનો તેના પોતાના તંબૂમાં જ ઘાત કરી નાખવાની આ દાસને આજ્ઞા આપી દ્યો કે જેથી અત્યારે આપણા કચ્છદેશનો વિનાશ થતો પણ અટકી જાય અને ભવિષ્યમાં એ દુષ્ટ સુલ્તાનના હસ્તથી હિન્દુધર્મ તથા હિન્દુજાતિની જે મહાભયંકર હાનિઓ થવાનો સંભવ છે તે હિન્દુધર્મ તથા હિન્દુજાતિની એના હસ્તથી થનારી હાનિઓ પણ સર્વથા અટકી જતાં ભારતવર્ષનો ઇતિહાસ કોઇ બીજા જ રૂપમાં લખાય. આ કાર્ય મારાથી આપ શ્રીમાન્‌ની આજ્ઞા વિના કરી શકાય તેમ ન હોવાથી આપ શ્રીમાન્‌ની આજ્ઞા મેળવવામાટે હું અત્યારે આટલો આગ્રહ કરી રહ્યો છું એની મને અવશ્ય ક્ષમા આપશો."

મેઘવાળ વીર ઓરસાજીનો આ ઉપદેશ અક્ષરશઃ સત્ય હોવાથી તેનો પ્રતિવાદ તો કોઇથી કરી શકાય તેમ હતું જ નહિ, એટલે મહાત્મા મોડજીએ તેના પ્રતિવાદનો પ્રયત્ન ન કરતાં શાંત ભાવથી ઓરસાજીને સંબોધીને એટલા જ શબ્દો ઉચ્ચાર્યા કે: "અંત્યજ વીર ઓરસાજી, રાજનીતિશાસ્ત્ર તથા ભારતવર્ષના ક્ષત્રિયોના પરિપાતના ઇતિહાસનો તમોએ આટલો ગહન અભ્યાસ કર્યો છે એમાટે તમોને અવશ્ય ધન્યવાદ ઘટે છે અને ક્ષત્રિયોએ વારંવાર વિઘાતક વિધર્મી વૈરીઓ પ્રતિ દર્શાવેલી આવા પ્રકારની અયોગ્ય તથા અપ્રાસંગિક ઉદારતા જ બહુ અંશે ક્ષત્રિયો તેમ જ સમસ્ત હિન્દુજાતિનો પરિપાત કરાવનારી થઇ પડી છે એ તમારૂં કથન સત્ય હોવા છતાં પણ ગમે તેવા વૈરીને પણ નિદ્રાધીન અવસ્થા અથવા અસહાય સ્થિતિમાં ન મારવાના અને અમારી એ જન્મજાત ઉદારતાને અંત પર્યન્ત સુરક્ષિત રાખવાના અમારા સ્વભાવને અમો નથી ત્યજી શકતા. એ કદાચિત્ અમારી દુર્બળતા પણ હોય અને એથી કદાચિત્ અમારો વિનાશ થઈ જાય એ સંભવનીય છે; છતાં અમારો તમોને એ જ આદેશ છે કે જામ અબડાજીની ઇચ્છા અનુસાર અલાઉદ્દીનને તેના તંબૂમાં જઇને મારી ન નાખશો, કિન્તુ તેને હિન્દુઓની વીરતા તથા ઉદારતાનો ચમત્કાર બતાવીને જ પાછા ચાલ્યા આવજો. આ ઉદારતાને અનુભવવા છતાં પણ જો અલાઉદ્દીન આપણી સાથે યુદ્ધ કરવાને તૈયાર થશે, તો કચ્છના ક્ષત્રિયો પણ તેને પોતાની અસિધારાનો સ્વાદ સારી રીતે ચખાડી દેશે. હવે આ વિષયના વાદવિવાદમાં સમયનો વિશેષ ભોગ આપવાની આવશ્યકતા નથી; કારણ

કે, લાભ, હાનિ, જીવન તથા મરણુ એ સર્વ ઘટનાઓ કેવળ પ્રભુની ઇચ્છા અનુસાર જ ઘટતી રહે છે.”

“જેવી આપ મહાપુરુષની આજ્ઞા, હું એ પ્રમાણે જ વર્તીશ; પરંતુ મારા એટલા શબ્દોને અવશ્ય સ્મરણુમાં રાખી લેજો કે આ ઉદારતા દર્શાવીને આપ શ્રીમાન્ કચ્છદેશના વિનાશને જ આમંત્રણુ આપી રહ્યા છો.” આ શબ્દો ઉચ્ચારી સર્વને નમન કરીને ઓરસાજી સભામાંથી ચાલ્યો ગયો.

રાજપૂતોની તે દિવસની સભાનું વિસર્જન થઇ ગયું. જામ અબડાજી તથા સિંધુરાજકુમારી સુભગાદેવીના લગ્નનો દિવસ નિકટમાં ચાલ્યો આવતો હતો, એટલે મહાત્મા મોડ઼જી તથા જામ અબડાજી તેના કાર્યમાં લાગી ગયા. ઓરસાજી ઘેર જઇને અલાઉદ્દીનની છાવણીમાં તથા તેના તંબૂમાં કેવી રીતે પ્રવેશ કરવો એના વિચારમાં નિમગ્ન થઈ ગયો.

—▣▣▣▣▣▣▣▣▣▣—

## પ્રકરણ ૧૭ મું

### અબડા અભંગનો અભંગ રણુરંગ

રાત્રિના પ્રથમ પ્રહરની સમાપ્તિ થઈ ગઈ હતી અને દ્વિતીય પ્રહરનો પણુ અર્ધથી અધિક સમય વીતી ગયેલો હોવાથી મધ્યરાત્રિ થવા આવી હતી. ધર્મપાલક રાજપૂતો પોતાના વચનને પાળનારા હોવાથી અને જામ અબડાજીએ બીજે દિવસે ઉત્તર મોકલવાનું વચન આપેલું હોવાથી રાજપૂતો પોતાના વચનનો ભંગ કરીને રાત્રિના સમયમાં પોતાના શત્રુઓપર અચાનક આવીને તૂટી પડે એ ભય તો સુલ્તાનના મનમાં હતો જ નહિ એટલે તે રાત્રિના એક પ્રહર પર્યન્ત મદિરાપાન કરી ભોજનને ન્યાય આપીને નિદ્રાધીન થઈ ગયો હતો અને અફગાન સૈનિકો પણુ ઘણે ભાગે નિદ્રાદેવીના અંકમાં પડેલા હોવાથી અલાઉદ્દીનની છાવણીમાં શાન્તતા તથા નીરવતાનો જ અધિકાર વ્યાપેલો હતો. માત્ર કેટલાક અફગાન પ્રહરીઓ જ શિબિરની રક્ષામાટે જાગીને પોતાની નોકરી બજાવી રહ્યા હતા.

અચાનક અલાઉદ્દીનના તંબૂમાં મનુષ્ય જેટલા મોટા આકારના એક સિંધી કૂતરાએ પ્રવેશ કર્યો અને તે કૂતરો પોતાનાં ઊંડાં ઊતરેલાં નેત્રોને જાણે તંબૂના આભ્યંતર ભાગની પરિસ્થિતિનું અવલોકન કરી રહ્યો હોયની! તેવી રીતે સર્વ દિશાઓમાં ફેરવવા લાગ્યો. આસપાસ કોઈ પણુ મનુષ્યને ન જોઇને અને પર્યંકશય્યામાં સુલ્તાન અલાઉદ્દીનને ગાઢ નિદ્રામાં પડેલો તેમજ તેની પર્યંકશય્યાની આસપાસ ભૂમિપર ગાલીચા ઉપરની બે શય્યાઓમાં બે અતિશય સ્વરૂપસુંદર યુવકોને

તેનાથી પણ અધિકતર ગાઢ નિદ્રામાં પડીને મૃતતુલ્ય થઇ ગયેલા જોઇને તે કૂતરાએ પોતાના મુખપરના ચામડાને દૂર ખસેડી નાખ્યું અને તે ચામડાને ખસેડતાં કૂતરાના મુખના સ્થાનમાં એક વીર પુરુષનું દિવ્ય મુખમંડળ દૃષ્ટિગોચર થવા લાગ્યું; કારણ કે, પોતાના શરીરને સિંધી કૂતરાના ચર્મ વડે આચ્છાદિત કરીને પ્રથમ સુલ્તાનની છાવણીમાં ને ત્યાર પછી સુલ્તાનના તંબૂમાં કોઈ પણ પ્રકારના વિઘ્ન વિના આવી પહોંચનાર એ પુરુષ અન્ય કોઈ નહિ, પણ વડસરનો મેઘવાળ અથવા અંત્યજ વીર ઓરસાજી પોતે જ હતો. અલાઉદ્દીનની પર્યંકશય્યાની બન્ને બાજૂ ભૂમિપર બિછાવેલી શય્યામાં સૂતેલા બે સૌન્દર્યશાળી યુવકો તે તેના ગિલમાનો માહરૂ તથા રસ્કેકમર હતા. સુલ્તાન પોતાના જનાનખાનાની બેગમો તથા બાંદીઓને સિંધમાં મૂકી આવેલો હોવાથી અષ્ટૌ પ્રહર ગિલમાનો જ તેની સેવામાં દંડાયમાન રહ્યા કરતા હતા.

અલાઉદ્દીનના હસ્તથી હિન્દુઓપર થયેલા તથા થતા અત્યાચારોનું ભયંકર ચિત્ર સૂતેલા અલાઉદ્દીનને જોઇને વીર ઓરસાજીનાં મનશ્ચક્ષુ સમક્ષ આવીને ઊભું રહ્યું અને તેથી તેના મનમાં કોપનો આવેશ અનિવાર્ય થઇ જતાં તેણે સુલ્તાનના શિરચ્છેદમાટે પોતાના જંબિયાને મ્યાનમાંથી બહાર ખેંચી કાઢ્યો; પરંતુ એ ક્ષણે જ પોતે મહાત્મા મોડજી તથા જામ અબડાજીને અલાઉદ્દીનનો ઘાત ન કરી નાખવાના આપેલા વચનનું સ્મરણ થતાં એક નિરાશાદર્શક નિઃશ્વાસ નાંખીને તેણે પોતાના જંબિયાને પાછો મ્યાનમાં પધરાવી દીધો. બે ચાર ક્ષણ તે વિચારમાં નિમગ્ન રહ્યો અને ત્યાર પછી સુલ્તાન અલાઉદ્દીના કટિબંધમાંના રત્નજડિત ખંજરને કાઢી લઇને તેના સ્થાનમાં પોતાના આવવાના પ્રમાણ તરીકે પોતાની ચામડાં ચીરવાની રાંપડીને રાખી દીધી. પોતાના આ સ્વીકૃત કાર્યની આવી રીતે સમાપ્તિ કર્યા પછી તેણે પોતાના મુખને પુનઃ કૂતરાના ચર્મ વડે આચ્છાદિત કરી લીધું અને જેવી સફાઇથી તે તંબૂમાં આવ્યો હતો તેવી જ સફાઇથી તંબૂમાંથી બહાર નીકળી કૂતરા પ્રમાણે હાથના પણ પગ બનાવીને ચાર પગે ચાલતો છાવણીમાંથી, અફગાન પ્રહરીઓની આંખોમાં ધૂળ નાખીને, સહીસલામત બહાર નીકળી આવ્યો. છાવણીથી અમુક અંતરે આવ્યા પછી ભય ન હોવાથી પોતાના 'સારમેયવેશ'(કૂતરાના વેશ)ને ઊતારી નાખીને વેગપૂર્વક ચાલતો તે વડસરમાં આવી લાગ્યો અને પ્રભાતમાં જામ અબડાજી સમક્ષ ઉપસ્થિત થઇ અલાઉદ્દીનના રત્નજડિત ખંજરને તેનાં ચરણોમાં મૂકીને કહેવા લાગ્યો કેઃ—

"અન્નદાતા, આપ શ્રીમાનનો અંત્યજ સેવક રાત્રિના સમયમાં સુલ્તાનના તંબૂમાં પ્રવેશ કરી તેના આ રત્નજડિત ખંજરને તેના કટિ-

બંધમાંથી કાઢીને લઇ આવ્યો છે અને પોતાની રાંપડીને તેના કટિ-બંધમાં ખોસી આવ્યો છે; હવે આજે મધ્યાહ્ન પછી સુલ્તાનને જે કાંઇ પણ ઉત્તર મોકલવાનું હોય તે મોકલી આપજો અને જો યુદ્ધનો પાવક પ્રજળી ઊઠે, કે જે અવશ્ય પ્રજળવાનો જ છે, તો આ સેવકને પણ દેશરક્ષકની ભૂમિકા ભજવી બતાવવાનો અવસર પ્રાપ્ત કરાવી આપ-વાની ઉદારતા દર્શાવજો."

અબડાજીએ તેના વીરત્વની અતિશય પ્રશંસા કરીને વચન આપ્યું કેઃ "જો સુલ્તાન યુદ્ધ કર્યા વિના જ પાછો ચાલ્યો જશે, અથવા તો યુદ્ધમાં આપણો વિજય થશે અને આપણે જીવતા રહીશું, તો આ અલૌકિક વીરતાના બદલામાં તમોને અથવા તમારા વંશજોને સારામાં સારૂં પારિતોષિક તથા ઉચ્ચ પદવી પણ આપવામાં આવશે એવું હું તમોને વચન આપું છું."

"આપ શ્રીમાન્નો જયજયકાર થાઓ!" ઓરસાજી આવી રીતે શુભ વાંચ્છના દર્શાવીને ત્યાંથી પ્રયાણ કરી ગયો.

* * * * *

મધ્યાહ્ન પૂર્વે જ જામ અબડાજીએ રાજપૂતોની સભા ભરીને સર્વની એકવાક્યતા તથા સંમતિથી કુમાર સપડજીને સુલ્તાનની છાવણીમાં મોકલવામાટે તૈયાર કર્યો અને તેને સુલ્તાનનું રત્નજડિત ખંજર આપીને જે સન્દેશ સુલ્તાનને સંભળાવવાનો હતો તે જણાવી દીધો. વીર સપડજી મધ્યાહ્નભોજન કર્યા પછી સુલ્તાનની છાવણીમાં જવામાટે અશ્વારૂઢ થઇને પોતાના ચાર અંગરક્ષકો સહિત રવાના થઈ ગયો.

અલાઉદ્દીન રાજપૂત સંદેશવાહકની વાટ જોતો જ પોતાના તંબૂમાં બેઠો હતો એટલે સપડજીના આગમનના સમાચાર મળતાં જ તેણે કુમાર સપડજીને પોતા સમક્ષ બોલાવ્યો અને માનપૂર્વક એક આસન પર બેસાડીને કહ્યું કેઃ "આપ શી પદવી ધરાવો છો અને જામ અબડાજી-નો શો જવાબ લઈ આવ્યા છો?"

"હું મહાવીર જામ અબડાજીનો સહોદર છું અને મારૂં નામ કુમાર સપડજી છે." આવી રીતે કુમાર સપડજી પોતાનો પરિચય કરાવીને કહેવા લાગ્યો કેઃ "સુલ્તાન સાહબ, મારા જ્યેષ્ઠ બંધુ જામ શ્રી અબડાજીએ આ રત્નજડિત ખંજર આપને હાથોહાથ આપવાનું કહીને એવો સંદેશ પાઠવ્યો છે કેઃ 'ભારતવર્ષના સર્વ ક્ષત્રિયોને જીતી લેવાની દુરાશા રાખનાર સુલ્તાન, આપ હવે રાત્રિના સમયમાં સાવધાન રહીને જ નિદ્રાવશ થજો; નહિ તો ગઈ કાલે રાત્રે જેવી રીતે આપની પર્યંક-શય્યામાંથી આપનું આ રત્નજડિત ખંજર ઉપડી ગયું છે તેવી જ રીતે

આપનું માથું પણ કોઇ વાર ઉપડી જશે અને હિન્દુઓને મુસલ્માન બનાવીને આર્યાવર્તમાં ઇસ્લામને પ્રચારવાની તેમ જ રાજપૂતાણીઓને બેગમો બનાવવાની આપની સર્વ આશાઓ આપના મનમાં જ રહી જશે. જો વિશ્વાસ ન આવતો હોય તો આપના કટિબંધને તપાસી જુઓ એટલે આ રત્નજડિત ખંજરના સ્થાનમાં આ ખંજર લઇ જનાર કચ્છના એક અંત્યજ હિન્દુવીરની ચામડાં ચીરવાની રાંપડી જ આપને મળી આવશે.

અલાઉદ્દીને કટિબંધને તપાસતાં તેમાં ખંજરના સ્થાનમાં બરાબર રાંપડી જ મળી આવી; તે ભય તથા આશ્ચર્યથી સ્તબ્ધ થઇ ગયો અને કુમાર સપડ઼જીના મુખમંડળને વિસ્ફારિત નયનોથી જોઈ રહ્યો. તેના ઉત્તરની પ્રતીક્ષા ન કરતાં કુમાર સપડ઼જી આગળ વધીને કહેવા લાગ્યો કેઃ—

"સુલ્તાન સાહબ, આટલી ચેતવણીથી ચેતી જઇને જો આપ યુદ્ધના પાવકને સળગાવવાનું સાહસ ન કરતાં કચ્છમાંથી પાછા ચાલ્યા જશો, તો આપની બાંધી મુઠ્ઠી લાખની રહી જશે; અને જો કચ્છના રાજપૂતોને છંછેડશો, તો આપના જીવનની સમાપ્તિ કરી નાખતાં રાજપૂતોને આટલી જ વાર લાગવાની છે. આ તો અમોએ અમારી ઉદારતા દર્શાવીને જ આપને જીવતા રહેવા દીધા છે; નહિ તો અત્યારે તો આપનો જનાજો ક્યારનોય કબ્રસ્તાનમાં પહોંચી ગયો હોત અને આપની લાશ ક્યારનીયે ગોરમાં દફનાઇ ગઇ હોત. દાના ઇન્સાનને ઇશારો જ કાફી હોવાથી જો આટલામાં જ સમજી જાઓ, તો એમાં આપનો જ ફાયદો છે; નહિ તો પછી અમો પણ મયદાને જંગમાં તલ્વારનો જવાબ તલ્વારથી આપવાને તૈયાર છીએ અને આપના છેલ્લા જવાબની જ વાટ જોઈ રહ્યા છીએ."

અલાઉદ્દીન વિમાસણમાં પડી ગયો અને કેટલોક વિચાર કર્યા પછી એટલું તો તે અવશ્ય જાણી શક્યો કેઃ "જામ અબડ઼ાજી હું માનતો હતો તેવો મામૂલી દુશ્મન નથી; પણ બહાદુર તથા દાનો દુશ્મન છે અને એણે મને જીવતો રહેવા દેવામાં જ્યારે આટલી હદ સુધીની ઉદારતા દર્શાવી છે, તો મારે પણ કાંઇક એવી કોશિશ કરવી જોઇએ કે જેથી મારી મોટાઇ પણ જળવાય અને આ બહાદુર રાજપૂતો સાથે લડવાનો આ મોકો ટળી જાય." પોતાના મનમાં આવા પ્રકારના નિશ્ચયપર આવીને તેણે કુમાર સપડ઼જીને કહ્યું કેઃ "મને જામ અબડ઼ાજીએ જીવતો રહેવા દીધો છે એ ઉદારતામાટે હું તેમનો એહસાન માનું છું, અને અત્યારે જ લડાઇને જાહેર ન કરવાનું વચન પણ આપું છું. હું વિચાર કરીને આવતી કાલે મારા એક મુહમ્મદશાહ નામક આકિલ

તથા આલિમ સિપાહસાલારને સલાહની શર્તોને નક્કી કરવામાટે જામ અબડાજી પાસે મોકલીશ અને જામ અબડાજીનો છેલ્લો જવાબ મળ્યા પછી જ લડાઈ કરવાનો અથવા તો લડાઇની આગને સળગાવ્યા વિના જ અહીંથી પાછા ચાલ્યા જવાનો મારો છેલ્લો ઇરાદો હું જાહેર કરી બતાવીશ. હવે આ અલાઉદ્દીન કાલની પેઠે ગફ્લતમાં તો નથી જ રહેવાનો.”

સપડજી સુલ્તાનનો આ જવાબ સાંભળીને સુલ્તાનની રજા લઇ વડસરને પંથે પડી ગયો અને તેના જવા પછી સુલ્તાને તરત જ પોતાના સિપાહસાલાર મુહમ્મદશાહને પોતા પાસે બોલાવીને કહ્યું કે: ‘મારા મોતેબર સિપાહસાલાર, આ કચ્છનો જામ અબડાજી ઘણો જ બહાદુર રાજપૂત હોવાથી મારી એવી ખાહિશ છે કે જો આપણી વાત રહી જતી હોય અને લડાઇનો મોકો ટળી જતો હોય તો વધારે સારૂં; એટલામાટે આવતી કાલે તમારે વડસરમાં જામ અબડાજી પાસે મારા વકીલ તરીકે જવામાટે તૈયાર રહેવાનું છે. ત્યાં તમારે જે કાંઇ કહેવાનું છે અને જે માગણીઓ કરવાની છે તેનો સબક હું રાતે તમો મારી પાસે આવજો એટલે તમોને બરાબર પઢાવી દઇશ ” અલાઉદ્દીને તેને આગલી રાતે ખંજર ચોરાઇ જવાની અને તેના સ્થાનમાં રાંપડી મૂકાયાની જે ઘટના ઘટી હતી તે પણુ કહી સંભળાવી. મુહમ્મદશાહ તે સાંભળીને જામ અબડાજીની સુલ્તાનનો ઘાત ન કરાવી નાખવાની ઉદારતાને ધન્યવાદ આપવા લાગ્યો અને સમસ્ત રાજપૂતજાતિમાટે તેના મનમાં એક પ્રકારની અનન્ય લાગણી ઉત્પન્ન થઇ ગઇ.

રાત્રિના સમયમાં મુહમ્મદશાહ બીજી વાર સુલ્તાનને તેના તંબૂમાં જઇને મળ્યો અને જામ અબડાજી અભંગ આગળ સમાધાનમાટે જે શર્તો રજૂ કરવાની હતી તે તેણે સુલ્તાનના મુખથી જાણી લીધી.

* * * * *

બીજા દિવસના પ્રભાતમાં જ સિપાહસાલાર મુહમ્મદશાહ પોતાની છાવણીમાંથી વડસર જવામાટે રવાના થયો અને જામ અબડાજી પાસે આવીને તેણે એકાંતમાં જ તેની સાથે વાર્તાલાપ કરવાની ઇચ્છા દર્શાવવાથી જામ અબડાજી તેને પોતાના મંત્રણાગૃહમાં લઇ ગયો. ત્યાં બેઠા પછી મુહમ્મદશાહ એક શૂરવીર, વિદ્વાન્ તથા બુદ્ધિમાન્ પુરુષ હોવાથી લેશમાત્ર પણ ઉચ્છૃંખલતા ન દર્શાવતાં અતિશય સભ્યતા તથા વિનયશીલતાથી સુલ્તાનની વકીલાત કરતો કહેવા લાગ્યો કે:—

“જામ અબડાજી સાહબ, આજે આપ જેવા એક જંગબહાદુર અને પોતાના દુશ્મન તર્ફે પણ જેની તારીફમાટે મારી પાસે પૂરા અલ્ફાજ નથી તેવી ઉદારતા દર્શાવનાર ખરેખરા મર્દ સાથે મુલાકાત

કરાવી આપવામાટે હું ખુદા તાલાનો નેહાયત એહસાનમંદ છું." આપ નામદારની બહાદુરી બેનમૂન છે એમાં તો કોઇ પણ જાતનો શક છે જ નહિ; છતાં પણ એટલું તો આપ નામદારે પણ કબૂલ ફર્માવવું જ પડશે કે અમારા સુલ્તાન સલામતની તૌફીક તથા તાકત ઘણી જ વધારે છે; સિંધના સૂમરા આપ નામદાર કરતાં મોટી સલ્તનતના માલિક તથા મોટી ફોજ ધરાવનારા હોવા છતાં અમારા સુલ્તાન સલામત સાથે દુશ્મની ખેડવાથી તેમની જે હાલત થઇ છે તેના અખબાર તો આપ નામદારે સાંભળ્યા જ હશે તેમ જ જુણેચાના અબડાજીની અમારા અફગાનોના હાથે થયેલી પાયમાલીની ખબર પણ આપને મળી જ ચૂકી હશે; તો આ ખાદિમની આપ નામદારને એ જ સલાહ છે કે અમારા સુલ્તાન સલામત આપ નામદારની ઉદારતાથી આપ નામદારપર નેહાયત ખુશ થઇ ગયેલા હોવાથી જો આપ નામદાર સિંધમાંથી ભાગી આવીને આપ નામદારની પનાહમાં રહેલી સૂમરીઓને સુલ્તાન સલામતના હાથમાં સોંપી દેશો, તો અમારા દરિયાદિલ સુલ્તાન આપ નામદાર સાથે દોસ્તીની ગાંઠથી બંધાઇને આપ નામદારનો એહસાન માની અહીંથી ચાલ્યા જશે અને તે સાથે જો આપ નામદાર ઇસ્લામને કુબૂલ ફર્માવી મુસલ્માન થઈ જવાની દાનાઇ બતાવશો, તો સિંધ તથા મુલ્તાનની મોટી બે રિયાસતો આપ નામદારને મળી જશે અને દિલ્લીના શાહી દર્બારમાં આપ નામદારનો મર્તબો ફક્ત સુલ્તાન સલામતના પોતાના દરજાથી જ કાંઇક ઊતરતો અને બીજા બધા હાકિમો કરતાં ચઢતો મનાશે. હું નથી ધારતો કે અમારા સુલ્તાન સલામતની આ મેહરબાનીને કુબૂલ ફર્માવવાની આપ નામદાર દાનાઇ નહિ બતાવો અને લડવાના હઠને જ વળગી રહેશો."

જામ અબડાજીએ મુહમ્મદશાહના એ પ્રસ્તાવને શાન્તિપૂર્વક સાંભળી લઇને તેના ઉત્તરમાં કહેવા માંડ્યું કે: "સુલ્તાન અલાઉદ્દીનના બુદ્ધિમાન્ સેનાપતિ, આવી જ રીતે સુલ્તાનની માગણીઓને સ્વર્ગવાસી સિંધુપતિ ઘોઘારાજ આગળ પેશ કરવા ગયેલા તમારા સિપાહસાલાર હુસેનખાંને ઘોઘારાજે શો જવાબ આપ્યો હતો એ તો તમો જાણતા જ હશો; અર્થાત્ આજે મારો પણ તે જ જવાબ છે એમ જ તમારે જાણી લેવાનું છે. જ્યાં સુધી આ શરીરમાં પ્રાણ છે અને ધડપર મસ્તક સલામત છે ત્યાં સુધી તો મારી શરણાગતા સૂમરીઓ તો શું, પણ તેમનું એક રૂંવાડું પણ તમારા સુલ્તાનને નથી મળવાનું. હું સારી રીતે જાણું છું કે સિંધુરાજકુમારી સુભગાદેવીને પોતાની બેગમ બનાવવામાટે જ તમારા સુલ્તાન આ બધાં ફાંફાં મારી રહ્યા છે; પરંતુ સુલ્તાન એ નહિ જાણતા હોય કે સુભગાદેવીનાં લગ્નનો મારી સાથે વાગ્દાનવિધિ કેટલાક

સમયથી થઇ ગયેલો હોવાથી તે રાજકુમારી મારાં ધર્મપત્ની છે અને આજકાલમાં મારી સાથેના તેમના લગ્નનો વિધિ પણ થઇ જવાનો છે. બીજી સૂમરીઓ મારી માજણી બ્હેનો સમાન છે અને પોતાના જીવન, પોતાની સંપત્તિ તથા પોતાના રાજ્ય આદિકને સુરક્ષિત રાખવામાટે પ્રતિષ્ઠાને જ પોતાનું સત્ય જીવન માનનારા ભારતીય રાજપૂતો પોતાની પત્ની તથા પોતાની ભગિનીઓને એક વિધર્મી સુલ્તાનના હસ્તમાં સોંપી દેશે એવી જો તમારા સુલ્તાનની માન્યતા હોય તો તે માન્યતા પ્રમાદમૂલક તથા ભ્રમમૂલક છે અને તમારા સુલ્તાન સાહબ ખાંડ ખાય છે એમ જ મારે નિરુપાય થઇને કહેવું પડે છે. હવે રહી ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન થવાની વાત. જેટલો તમારો મજહબ ઇસ્લામ તમોને પ્રિય છે તેટલો જ, કિંબહુના તેથી પણ અધિક પરિમાણમાં અમારો પરમપુરાતન વૈદિક હિન્દુધર્મ અમો હિન્દુઓને પ્રિય હોવાથી અને અમારા ધર્મને જ અમો અમારા સત્ય જીવન તરીકે સ્વીકારતા હોવાથી સિંધ તથા મુલ્તાનની રિયાસતોના લોભથી અમો અમારા હિન્દુધર્મને ત્યજી દેવાને તૈયાર થઇએ; અરે સ્વર્ગના રાજ્યના લોભથી પણ જો અમો અમારા હિન્દુ ધર્મને તિલાંજલિ સમર્પવાના વિચારમાત્રને પણ મસ્તિષ્કમાં ઉદ્ભવવા દઇએ, તો પછી એમ જ માનવું જોઇએ કે અમો હિન્દુ ક્ષત્રિય નહિ, પણ વર્ણસંકર છીએ અને રાજપૂતાણી નામક માનવસિંહીનું નહિ, પણ કોઇ શૃગાલીનું દુગ્ધપાન કરીને જ મોટા થયા છીએ. સિપાહસાલાર, તમારા એ હવસપરસ્ત સુલ્તાનને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દેજો કે સુભગાદેવી તથા અન્ય સૂમરી દેવીઓને મેળવવાની અને અમો રાજપૂતોને મુસલ્માન બનાવવાની આપની આશા આ એક ભવમાં તો શું, પણ આવા જ સાત અવતારમાં પણ પૂરી નથી થવાની તે નથી જ થવાની! જો અમારી સાથે મિત્રતા કરવાની જ આપની ઇચ્છા હોય, તો સૂમરીઓને મેળવવાના તથા અમો રાજપૂતોને મુસલ્માન બનાવવાના હઠવાદને આપ ત્યજી દ્યો એટલે અમો આપના મિત્રો જ છીએ અને સર્વ પ્રકારે આપનો સત્કાર કરવાને તૈયાર છીએ; પરંતુ જો પોતાના એ હઠવાદને વળગી રહેવાની જ આપની ઇચ્છા હોય, તો આપણી શત્રુતા અવિચલ છે અને આપણાં ભાગ્યોનો રણભૂમિમાં બાણો તથા કૃપાણો દ્વારા જ અંતિમ નિર્ણય થવાનો છે. અમો રાજપૂતોનું આ અંતિમ ઉત્તર હોવાથી, કૃપા કરીને, આપ હવે કોઇ પણ પ્રકારનો આગ્રહ કરશો નહિ."

જામ અબડાજી અભંગના અભંગ નિશ્ચયનો ભંગ અસંભવનીય જણાતાં સિપાહસાલાર મુહમ્મદશાહ કહેવા લાગ્યો કે: "જ્યારે આપ નામદાર અમારા સુલ્તાન સલામતની માગણીઓને નથી જ સ્વીકારતા,

તો સુલ્તાન સલામતના ફર્માન મુજબ મારે આપ નામદારને જણાવવું જોઇએ કે આજનો દિવસ હજી પણ આ બાબતનો વિચાર કરશો અને આવતી કાલે સૂર્યોદય પછી એક પ્રહર જેટલા સમયમાં જો આપનો આ માગણીઓને કુબૂલ રાખનારો જવાબ નહિ મળી જાય, તો આવતી કાલે પ્રથમ પ્રહરની સમાપ્તિ પછી અમો લડવાને તૈયાર રહીશું."

"તમો આવતી કાલે લડવાને તૈયાર થાઓ કે અત્યારે અને આ ક્ષણે જ રણભૂમિમાં આવી જાઓ એની અમારા મનમાં લેશમાત્ર પણ ચિંતા કિંવા ભીતિ છે જ નહિ; કારણ કે, અમારા સહસ્રાવધિ રાજપૂત બંધુઓ રણભૂમિમાં વિધર્મીઓનો રક્તપાત કરવામાટે અને પોતાની વીરતાનો તમોને પરિચય કરાવવામાટે મારી આજ્ઞાની પ્રતીક્ષા કરતા તૈયાર જ બેઠા છે. માત્ર તમો લડવાને તૈયાર થાઓ એટલી જ વાર છે." જામ અબડાજી અભંગે પુનઃ પોતાના નિશ્ચયની અભંગતાને ગંભીરતાથી સિદ્ધ કરી બતાવી.

સિપાહસાલાર મુહમ્મદશાહ નિરાશ થઇને પોતાના મનમાં જામ અબડાજીની વીરતા, દઢતા તથા ઓજસ્વિતાની પ્રશંસા કરતો સલામ કરીને ચાલતો થઈ ગયો અને પોતાની છાવણીમાં પહોંચીને સુલ્તાન અલાઉદ્દીનને તેણે જામ અબડાજી અભંગનું અંતિમ ઉત્તર તેના પોતાના શબ્દોમાં જ કહી સંભળાવ્યું. અલાઉદ્દીને તે ક્ષણે જ સિપાહસાલાર મુહમ્મદશાહને હુકમ ફર્માવ્યો કે: "જો એમ જ હોય, તો આવતી કાલે જ એ મગરૂર દુશ્મનને જેર કરવાનો જે કાંઈ પણ ઇન્તજામ કરવાનો હોય તે કરી લ્યો. કોઈ પણ રીતે સુભગાદેવી મને મળવી જ જોઇએ અને મારી બેગમ થવી જ જોઇએ."

સિપાહસાલાર મુહમ્મદશાહના જવા પછી જામ અબડાજીએ તેની સાથેના વાર્તાલાપનો સાર પોતાના રાજપૂત બંધુઓને કહી સંભળાવ્યો અને તે સાંભળીને અપમાનજન્ય કોપથી તેઓ લાલપીળા થઇ ગયા. બીજે દિવસે જામ અબડાજીનો સુભગાદેવી સાથે લગ્નવિધિ થવાનો હોવાથી કુમાર સપડજી કહેવા લાગ્યો કે:–

"પૂજ્ય વડિલ બંધુ, આવતી કાલનો દિવસ તે રાજકુમારી સુભગાદેવી સાથેના આપના લગ્નનો શુભ દિવસ હોવાથી જો આવતી કાલે જ યવનો સાથેના આપણા સંગ્રામનો આરંભ થઇ જાય, તો આવતી કાલના યુદ્ધમાં તો સેનાધ્યક્ષ તરીકે હું જ લડીશ અને કદાચિત્ રણભૂમિમાં મારા જીવનનું બલિદાન અપાઈ જશે, તો પણ સંધ્યાકાળ પર્યન્ત તો હું એ યવન શત્રુઓને બરાબર હંફાવતો રહીશ અને તેમને કચ્છના સમાવંશભૂષણ રાજપૂતોનું પાણી કેવું હોય છે તે બરાબર બતાવી આપીશ."

"અને જો આપ શ્રીમાન્ અન્નદાતાની આજ્ઞા હોય, તો આપનો આ દીન સેવક પણ આવતી કાલના એ યવનો સાથેના યુદ્ધમાં કુમાર શ્રી સપડજી સાહબના એક અંગરક્ષક તરીકે રણભૂમિમાં ઝૂંઝીને શત્રુઓને પોતાની શક્તિ તથા પોતાની તલ્વારના પાણીનો પરિચય કરાવવાને તૈયાર રહેશે. પરમ દિવસે આપ શ્રીમાન્ની આજ્ઞાથી સુલ્તાનને મેં સદાકાળની નિદ્રામાં ન હોતો સૂવાડ્યો, એટલે જો રણભૂમિમાં એ દુષ્ટ સુલ્તાન મારા હાથમાં આવી જાય, તો તેને લાંબો કરી નાખવાનો મારો અભિલાષ પૂર્ણ થાય એટલામાટે, મારી વારંવાર એ જ પ્રાર્થના છે કે, આવતી કાલે રણભૂમિમાં અવતીર્ણ થવાની આજ્ઞા મને મળવી જ જોઇએ." મેઘવાળ વીર ઓરસાજીએ રણભૂમિમાં ઝૂંઝવાના પોતાના અભિલાષને વ્યક્ત કરી બતાવ્યો.

"બહુ સારૂં; ત્યારે આવતી કાલે જો યુદ્ધ આરંભાય, તો આવતી કાલને માટે રાજપૂતોના સેનાપતિ તરીકે લડવાની હું મારા બંધુ તથા નિર્ભય વીર સપડજીને સંમતિ આપું છું અને ભાઇ ઓરસાજીને પણ પોતાની તલ્વારનું પાણી બતાવવાની અનુમતિ આપતાં મારા મનમાં એટલામાટે અભિમાનયુક્ત આનંદ થાય છે કે કચ્છભૂમિના અંત્યજ-પુત્રો પણ આવા વીરનર છે અને હિન્દુત્વના આટલી સીમા પર્યન્ત અભિમાની છે." જામ અબડાજીએ તે ઉભય વીરોની ઉચિત ઇચ્છાનો આવા માયાદર્શક શબ્દોવડે સ્વીકાર કરી લીધો.

રાજપૂતોએ કોઇ પણ પ્રકારનો વિરોધ ન દર્શાવતાં એકવાક્યતા તથા સહર્ષ હૃદયથી કુમાર સપડજીને પોતાના સેનાનાયક તથા મેઘવાળ વીર ઓરસાજીને તેના અંગરક્ષક યોદ્ધા તરીકે સ્વીકારી લીધો.

બીજા દિવસના પ્રભાતમાં જ રાજપૂત યોદ્ધાઓ 'હરહર મહાદેવ'નો રણનાદ કરતા વડસરમાંથી બહાર નીકળ્યા. એ વેળાયે કુમાર સપડજીએ કદાચિત્ યુદ્ધમાં પ્રાણની આહુતિ આપવાનો અને હુતાત્મા થવાનો અવસર પણ આવી લાગે એમ ધારીને કેસરિયા વાધા ધારી લીધા હતા અને ઓરસાજી તથા તેના અન્ય અંગરક્ષકોએ પણ પોતાના દેહોને એવી જ રીતે કેસરિયા વાધાવડે શૃંગાર્યાં હતા. જામ અબડાજી પાસે રાજપૂતો તથા અન્યાન્ય કચ્છી હિન્દુ સૈનિકોની એકંદર સંખ્યા સાત હજારની હતી. તેમાંની ત્રણ હજાર હિન્દુ સેનાને સપડજીના સેનાનાયકત્વ તળે રણભૂમિમાં મોકલવામાં આવી હતી અને ચાર હજાર રાજપૂત સૈનિકોને જો આવશ્યકતા જણાય તો રણભૂમિમાં અવતીર્ણ થવાને તૈયાર રાખવામાં આવ્યા હતા. અહીં એ વાર્તાને પણ જાણી લેવાની આવશ્યકતા છે કે મેઘવાળ જાતિમાંથી કેવળ ઓરસાજી એકલો જ રણભૂમિમાં અવતીર્ણ થયો ન હોતો; કિંતુ તે યુદ્ધનો યુગ હોવાથી આવા પ્રસંગમાટે શાન્તિના

સમયમાં ઓરસાજીએ પોતાના જે જાતિબંધુઓ અથવા મેઘવાળ યુવકોને યુદ્ધનું શિક્ષણ આપીને કેળવી રાખ્યા હતા તેવા ઓછામાં ઓછા આઠ સો જેટલી સંખ્યાના અન્યાન્ય મેઘવાળ સૈનિકો પણ શસ્ત્રાસ્ત્ર વડે સજ્જ થઇને ઓરસાજી સાથે રણક્ષેત્રમાં આવી લાગ્યા હતા. આજના રણસંગ્રામમાં આવેલા હિન્દુ સૈનિકોમાં રઘુવંશભૂષણ અથવા લવના વંશજ મહાવીરાત્મા લવાણા અથવા લોહાણા સૈનિકો બાર સોથી પણ વધારે સંખ્યામાં હતા અને સમાવંશભૂષણ રાજપૂતો તથા અન્ય રાજપૂતોની મળીને એક હજારની સંખ્યા થવા જતી હતી.

દિવસના પ્રથમ પ્રહરની સમાપ્તિ થવા છતાં જામ અબડાજીનો બીજો જવાબ ન આવ્યો અને જાસૂસોએ હિન્દુ સૈનિકોના રણભૂમિમાં થયેલા આગમનના સમાચાર સુલ્તાનને સંભળાવ્યા એટલે સુલ્તાન અલાઉદ્દીને પોતાના પાંચ હજાર અફગાન સૈનિકોને લડાઇના મયદાનમાં લઇ જવામાટે તૈયાર રાખીને ઊભેલા સિપાહસાલાર મુહમ્મદશાહને રણભૂમિની દિશામાં આગળ વધવાનો અને લડાઇને શરૂ કરી દેવાનો હુકમ સંભળાવી દીધો. અફગાન જંગીઓ 'અલ્લા હો અકબર'ના રણધ્વનિથી આકાશને નિનાદિત કરતા રણભૂમિમાં આવી ધમક્યા.

એ પ્રથમ દિવસના સંગ્રામમાં રાજપૂત, લોહાણા તથા મેઘવાળ વીરોએ જે પરાક્રમનો પોતાના શત્રુઓને સાક્ષાત્કાર કરાવ્યો તે સર્વથા અલૌકિક, અશ્રુતપૂર્વ તથા અનિર્વચનીય હતો. આજનો સંગ્રામ કેવળ બાણો તથા કૃપાણોનો સંગ્રામ હોવાથી અને ધનુર્વિદ્યા તથા અસ્ત્રચાલનવિદ્યામાં તે સમયના કચ્છી હિન્દુ વીરો અતિશય નિષ્ણાત હોવાથી એક એક હિન્દુ વીર ઓછામાં ઓછા બબ્બે અને વધારેમાં વધારે પાંચ પાંચ અફગાન જંગીઓને જહન્નમવાસિલ કર્યા પછી જ પોતે વીરગતિને પ્રાપ્ત થતો હતો. કુમાર સપડજી તથા વીર ઓરસાજીએ તો આંખો મીંચીને અફગાનોને જે રેંહેંસવા માંડ્યા તે એવા કે અફગાન જંગીઓ ત્રાહિ ત્રાહિ પોકારવા લાગ્યા અને હિન્દુ સૈનિકોને શયતાનના સૈનિકોના નામથી ઓળખવા લાગ્યા. સપડજીએ સંધ્યાકાળ થતાં સુધીમાં નહિ તોય પચાસેક અફગાનોને તો અવશ્ય યમધામમાં મોકલી દીધા અને ઓરસાજીની તલ્વારથી પણ તેટલા અફગાન જંગીઓ 'શહીદ'ની ,પદવી મેળવીને આ ફાની જહાનને છેલ્લા સલામ કરી ગયા. કુમાર સપડજી તથા ઓરસાજી કોઇ પણ ઉપાયે અફગાન જંગીઓના સમુદાયને ભેદીને સુલ્તાન અલાઉદ્દીનના તંબૂમાં પહોંચી જવાનો જીવસટોસટનો પ્રયત્ન એટલામાટે કરી રહ્યા હતા કે: "જે રાજપૂતોએ સુલ્તાનને મારી નાખવાના અમૂલ્ય અવસરને હાથમાંથી જતો કરીને જીવનદાન આપવાની અપૂર્વ ઉદારતા દર્શાવી

હતી તેમની પાસેથી નાલાયકીભરેલી તથા નાપાક માગણીઓ કરીને જે સુલ્તાન અલાઉદ્દીને તેમના વિનાશના ઉદ્યોગને આરંભી દીધો હતો તે મહાકૃતઘ્ન અલાઉદ્દીનનો જીવના જોખમને વેઠીને પણ આજે અંત કરી નાખવો કે જેથી તેના અંત સાથે યુદ્ધનો પણ અંત આવી જાય અને વાંસનો નાશ થતાં વાંસળી પોતાની મેળે જ વાગતી બંધ થઇ જાય!' સંધ્યાકાળે સપડ઼જી તથા ઓરસાજી અફ્ગાન છાવણી પાસે આવી પહોંચ્યા; ત્યાં અફ્ગાનોએ તેમને આગળ વધતા અટકાવ્યા; ઉભય પક્ષના સૈનિકોનો ભયંકર સંગ્રામ થયો અને સપડ઼જીનો અશ્વ અફ્ગાનોની તેગોથી વીંધાઇને નીચે પડી ગયો; છતાં પડવાની અણીપર આવેલા અશ્વના પૃષ્ઠભાગમાં ઊભો થઇ સિંહ પ્રમાણે ચપલતાથી છલાંગ મારીને કુમાર સપડ઼જી અફ્ગાનોનાં મસ્તકોપરથી કૂદીને છાવણીમાં ચાલ્યો ગયો અને અલાઉદ્દીન પોતાના તંબૂના બાહ્ય ભાગમાં ઊભેલો હોવાથી પોતાની તલ્વારને તાણીને તેની આગળ ઊભો રહ્યો. એ ક્ષણે જ અલાઉદ્દીનના ચાર અંગરક્ષકો કુમાર સપડ઼જીના શરીરપર તૂટી પડ્યા; તેમનામાંના ત્રણને તો સપડ઼જીએ ભોંભેગા કરી દીધા; પરંતુ ચોથા સર્દારે પોતાના જીવપર ખેલી એકદમ ધસી આવીને સપડ઼જીની છાતીમાં પોતાના ખંજરને ભોકી દીધું; જો કે સપડ઼જીએ ખંજર ભોંકાયલી છાતીયે જ પોતાના તે ઘાતકનો વધ તો કરી જ નાખ્યો; પરંતુ ત્યારપછી તે પોતે પણ વસુંધરાના શરણને સ્વીકારીને અક્ષયધામમાં પ્રયાણ કરી ગયો. એ જ વેળાયે મેઘવાળ વીર ઓરસાજી મારમાર કરતો ત્યાં આવી લાગ્યો; અફ્ગાન જંગીઓ પણ તેની પાછળ પડેલા હતા; કુમાર સપડ઼જીને સ્વર્ગવાસી થયેલો જોઇને ઓરસાજી અતિશય આવેશમાં આવી ગયો અને અફ્ગાનોને તેણે ચીભડાં પ્રમાણે કાપી નાખવાના કાર્યને ભીષણતાથી આરંભી દીધું. 'એક મરણિયો સોને ભારી' એ લોકોક્તિની સંપૂર્ણ સાર્થકતા કરતો ઓરસાજી પોતાની અંત્યજજાતિના નામને અત્યંત ઉજ્જવલ કરી સુલ્તાનના તંબૂ આગળ પંદર અફ્ગાનોને રેંસી નાખીને પોતે પણ અફ્ગાનોની તેગોથી રેંસાઇ ગયો અને સ્વર્ગના માર્ગમાં કુમાર સપડ઼જીનો સહચર થયો.

રાત્રિ પડી જવાથી એ દિવસના યુદ્ધની સમાપ્તિ થઇ ગઇ અને ઉભય પક્ષોએ બીજા દિવસના સૂર્યોદય પર્યન્ત યુદ્ધને મુલ્તવી રાખી દીધું. રાજપૂતોને વિભીષા તથા ભય દ્વારા નિરુત્સાહ કરવાના આશયથી કેવળ ભાગ્યની પ્રબળતાથી જ આજે મૃત્યુના મુખમાંથી બચી ગયેલા નિષ્ઠુર સુલ્તાન અલાઉદ્દીને કુમાર સપડ઼જી તથા વીર ઓરસાજીના મૃતદેહોને રાજપૂતોના છાવણીમા મોકલી આપ્યા.

જે વેળાયે હિન્દુ સૈનિકો સપડ઼જી તથા ઓરસાજીનાં શબોને વડ઼સરના રાજમહાલયના દ્વાર સમક્ષ લઇ આવ્યા તે વેળાયે રાજમહાલયમાં સુભગા-

દેવી તથા જામ અબડાજીનો લગ્નવિધિ ચાલી રહ્યો હતો; બે ફેરા ફરાઇ ગયા હતા અને બે ફેરા ફરવાનું કાર્ય હજી બાકી હતું, એટલે લગ્નવિધિની સમાપ્તિ થતાં સુધી એ વીરોના મૃત્યુના સમાચાર જામ અબડાજીને કોઇએ ન આપ્યા. લગ્નવિધિની નિર્વિઘ્ન સમાપ્તિ થતાં એ સમાચાર જ્યારે જામ અબડાજી તથા મહાત્મા મોડજી આદિ વીર પુરુષોએ સાંભળ્યા ત્યારે તે ઉભય વીરાત્માઓની અલૌકિક વીરતાની પ્રશંસા કરતા તેઓ તથા અન્ય સર્વ રાજપૂતો શોકને બદલે એક પ્રકારના આનંદને જ દર્શાવવા લાગ્યા અને સર્વ હિન્દુ વીરોને આવા કીર્તિયુક્ત મૃત્યુની જ પ્રાપ્તિ થાય એવી પરમાત્મા પાસેથી યાચના કરવા લાગ્યા. રાજસ્મશાનમાં ચંદનકાષ્ઠની ચિતાઓ રચાવીને એ ઉભય વીરોના મૃતદેહોનો લગ્નોત્સવ સમાન હર્ષથી અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો અને જે અન્ય હિન્દુ વીરો એ દિવસના સંગ્રામમાં વીરગતિને પ્રાપ્ત થયા હતા તેમનાં શબોના અગ્નિસંસ્કારનો તથા આહત વીરોના ઔષધોપચારનો પણ યથાશક્ય યોગ્ય પ્રબંધ કરી દેવાયો.

કહેવામાં આવે છે કે એ વડસરના પ્રથમ દિવસના હિન્દુયવનસંગ્રામમાં પાંચ હજારમાંથી લગભગ ત્રણ હજાર અફગાન જંગીઓ હિન્દુ વીરોના બાણો તથા કૃપાણોથી હણાઇ ગયા હતા અને અફગાન જંગીઓનાં તીરો તથા તેગોથી કેવળ આઠ સોથી નવ સો હિન્દુ વીરો વીરગતિને પ્રાપ્ત થયા હતા. અફગાનોની અધિક સંખ્યાના વિનાશના બે કારણો હતાં. તેમાંનું એક કારણ એ કે હિન્દુઓમાંના બાણાવળીઓને શરસંધાનમાટે ઉચ્ચ ભૂમિ મળી ગયેલી હોવાથી તેમના બાણો જેટલા અફગાનોને વીંધી શકતા હતા તેટલા હિન્દુ વીરોને અફગાનોનાં તીરો વીંધી શકતાં ન હોતાં, અને બીજું પ્રબળ કારણ એ કે અફગાનો જીવનરક્ષાનો પ્રયત્ન કરીને લડતા હતા અને હિન્દુ વીરો માથાંને હથેલીમાં રાખી મરણિયા થઇને રણભૂમિમાં ઝૂઝતા હતા.

કચ્છના રાજપૂતો તથા અન્ય હિન્દુ વીરોની આવી અલૌકિક વીરતાને જોઇને અલાઉદ્દીન વિસ્મયચકિત થઈ ગયો અને તેના મનમાં 'કલ્યાણકૂટમાં ભુંગરદેવની રાણી તથા ચનેસરની માતા અમાયાદેવીએ જેવી રીતે ચિતારોહણ કર્યું હતું અને જુણેચાની રાજપૂતાણીઓએ પણ રાજપૂતોનો પરાજય થતાંની સાથે જ પ્રજ્વલિત ચિતામાં પડીને ભસ્મીભૂત થવામાં નિમેષમાત્રનો પણ વિલંબ થવા દીધો ન હોતો તેવી જ રીતે જો હું બંદૂકો તથા તોપોથી આ રાજપૂતોનો સંહાર કરવા માંડીશ અને વિજયની આશા ન જોઇને સુભગાદેવી તથા અન્યાન્ય સુમરીઓ આત્મહત્યા કરીને મરી જશે, તો વિજય મળવા છતાં પણ સુભગાદેવીને મેળવવાની તથા મારી બેગમ બનાવવાની મારી આશા

એજન્સી રાખો! માલ ઘણો ખપશે! નફો ખુબ મળશે!

નં. ૧–૨ આ ઠંડી રૂતુમાં શ્રેષ્ઠ } **રૂ. ૨૦૦૦ ઇનામ** { ગુણ આપનારી ઔષધીઓ.

(૧) **કામશકતી નવજીવનઃ**—આ દવા કુટેવ, હાથદોષ વિગેરેથી આવેલી કમજોરી અથવા બુઢ્ઢપાથી આવેલી ગુપ્ત ઇંદ્રીય શીથીલતા, આના માલીશથી દુર થાય છે. આ દવા માલીશ અને ખાવાને બેઉ કામમાં આવે છે. કોઇ પણ જાતની નપુસકતા ભગાડવામાં બહુજ ચમત્કારીક ચીજ છે. આ દવાના સેવન પછી તમે સ્તુતી કર્યા કરશોજ. પુરા ગુણ દેવાવાળી શીશી કીં. રૂ. ૩). અગર ધાતુ જતી હોય અથવા પાતી હોય તો પહેલે "જવાનમર્દ મોદક"નું સેવન કરો તો અજબ ગુણ આવશે.

(૨) **જવાનમર્દ મોદકઃ**—ધાતુ પાણીની પ્રમાણે પાતળી હોય અથવા સ્વપ્નાવસ્થામાં જતી હોય તો ગુપ્ત ઇંદ્રીયની શીથીલતા, કડકી, સ્મરણશકતી ઓછી થવી, આળસ વધારે, શરીરમાં પીડા, વીર્યપતન જલ્દી થવું, વિગેરે અનેક રોગ ભગાડીને શરીરને મોટા કઢા બનાવીને અને સાચા "જવાનમર્દ" બનાવીને આણે બહુ જ નામ કમાયુ છે. એકવીસ દિવસના ખોરાકની કીં. રૂા. રાા આની પછી નં. ૧ ની દવા જરૂર સેવન કરવી.

(૩) **જવર દુશ્મનઃ**—કોઇ પણ જાતના તાવપર તાવ હોય ત્યારે દેવાથી એક વખત લેવાથી તાવ બીલ્કુલ ભાગી જાય છે. બહુજ ચમત્કારીક દવા છે. કીં. ૦ાા.

(૪) **બાલનવજીવનઃ**—બચ્ચાંની દરેક બીમારી તથા અશકતીપર બીજી કોઇ દવા આનાથી ઉત્તમ નથી. બચ્ચાં જલ્દીથી મોટાં થાય છે. આ બચ્ચાંની સાચી ટોનીક છે. કીં રૂા. ૦ાા.

પોતાને નીરોગી સમજવાળાને પણ, આ ઠંડી મોસમમાં નં. ૨ નું સેવન કરશો તો સંસારસુખ ખુબ આનંદથી માણી શકશો. નં. ૩–૪ આ દવા પોતાના ગુણોમાં એટલી અચુક રામબાણ છે, કે અનુભવ પછી તે ઘરમાં દરેક વખતે રાખશો તેવું આપણું કર્તવ્ય સમજશો. આ દવા જુઠી છે તેવું સાબીત કરવાવાળાને રૂ. ૨૦૦૦ નું ઇનામ આપવામાં આવશે. કીંમતપર પો. ખ. વધુ. દરેક નાના મોટા ગામમાં એજન્ટ જોઇએ છીએ.

અમારા મુંબઇના એજન્ટઃ—

**મણિલાલ કાળીદાસ કાનાણી એન્ડ કું૦,**

કાનાણી બીલ્ડીંગ, પ્રીન્સેસ સ્ટ્રીટ.

**પત્તાઃ—મેનેજર—**

# નવજીવન દવાખાના,

**(ગુ) નાગપુર સીટી.**

૧૯–૨૦

તો મારા મનમાં જ રહી જશે. અર્થાત્ હજી એક વાર જામ અબડાજીને સમજાવવાનો પ્રયત્ન તો કરવો જ જોઇએ.' આવા પ્રકારની શંકાનો ઉદ્‌ભવ થતાં તેણે બીજે દિવસે યુદ્ધમાં હણાયલા યોદ્ધાઓની લાશોને દફનાવવા તથા ઘવાયલા યોદ્ધાઓના ઔષધોપચારની વ્યવસ્થા કરાવવાના નિમિત્તથી યુદ્ધને બંધ રખાવ્યું અને વળી પાછો સિપાહસાલાર મુહમ્મદ શાહને સમાધાનના પ્રયત્નમાટે વડસરમાં જામ અબડાજી અભંગ પાસે મોકલી દીધો.

સિપાહસાલાર મુહમ્મદશાહ પોતે સૈયદ હોવાથી અને કાંઇક વિચારશીલ હોવા સાથે સત્યવક્તા તથા નીતિમાન્ હોવાથી અલાઉદ્દીનના વચનભંગ, અકારણ અત્યાચાર તથા પાશવિક આચારોથી કંટાળી ગયો હતો અને સિંધમાં આવ્યા પછી રાજપૂતોની ધાર્મિકતા, નીતિમત્તા, વચનપાલકતા તથા અહિંસકતાનો જેમ જેમ તેને અધિકાધિક અનુભવ થતો ગયો હતો તેમ તેમ રાજપૂતજાતિના સંબંધમાં વિશેષ રૂપે અને સમસ્ત હિંદુજાતિના સંબંધમાં સામાન્ય રૂપે તેના મનમાં એક પ્રકારના સન્માનની લાગણી ઉત્પન્ન થવા માંડી હતી. જામ અબડાજીના સદ્વર્તને તેના મનમાં હિન્દુજાતિના સંબંધમાં ઉદ્‌ભવેલી સન્માનની ભાવનાને અંતિમ સીમા પર્યન્ત પહોંચાડી દીધી હતી અને તેથી તે પોતાના મનમાં એમ જ કહ્યા કરતો હતો કે: "આ રાજપૂતો કિંવા હિન્દુઓ મુસલ્માન નથી એટલી જ ખામી છે; જો એઓ ઇસ્લામને સ્વીકારીને કુફ્રને છોડી દે તો પછી કોઇ પણ મુસલ્માનથી એમની કોઇ પણ બાબતમાં બરાબરી કરી શકાય તેમ છે જ નહિ.' અર્થાત્ તે પોતે એક વાર અબડાજી અભંગને મુસલ્માન બનાવવાની પોતાની ઇચ્છાને પૂર્ણ કરવામાટે મળવા તો ઇચ્છતો જ હતો એટલામાં સુલ્તાન અલાઉદ્દીને જ તેને જામ અબડાજી પાસે જવાનો હુકમ ફર્માવ્યો એટલે 'ભાવતું' તું ને વૈદે કહ્યું' એના જેવો જ ઘાટ થતાં તે અતિશય આનંદપૂર્વક જામ અબડાજી પાસે જવાને કેવળ પોતાના દશ અંગરક્ષકો સહિત અશ્વારૂઢ થઇને રવાના થઇ ગયો. સૈયદ મુહમ્મદશાહના મનમાં આજે કાંઇક બીજા જ વિચારો આવવા લાગ્યા હતા; પરંતુ જે 'અભંગ' નામથી સંસારમાં વિખ્યાત હતો તે જામ અબડાજી પોતાની કરી રાખેલી વાસ્તવિક તથા સકારણ પ્રતિજ્ઞાનો ભંગ થવા દે એ સર્વથા અશક્ય તથા અસંભવનીય ઘટના હોવાથી જામ અબડાજીએ તેને પોતાની પાસે આવવા તો દીધો; છતાં સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે: "જો તમારા સુલ્તાનની તે જ શર્તોથી તમો અમારી સાથે સમાધાન કરવાની ઇચ્છા ધરાવતા હો, તો તમારી એ ઇચ્છા કદાપ સફળ નથી જ થવાની અને તમારા સુલ્તાનને નિરાશા વિના

અન્ય કોઇ પણ વસ્તુ આ કચ્છમાંથી નથી જ મળવાની.” એટલે સૈયદ મુહમ્મદશાહ બીજી વાર પણ નિરાશ તથા ભગ્નમનોરથ થઇને પાછો ચાલ્યો ગયો. મુહમ્દશાહના મુખથી જામ અબડાજીના આ ઉત્તરને સાંભળીને અલાઉદ્દીનની નિરાશાનો પણ પરમાવધિ થયો અને તેથી તેણે સિપાહસાલાર મુહમ્મદશાહને વળતે દિવસે થનારા યુદ્ધમાં રાજપૂતોને ગર્ભગલિત કરવામાટે અમુક પરિમાણમાં બંદૂકોનો ઉપયોગ કરવાની અને તોપના ઠાલા અવાજ કરાવવાની ગુપ્ત આજ્ઞા આપી દીધી.

જામ અબડાજી અભંગે પણ યુદ્ધનાં પોતાની પાસે જેટલાં પણ સાધનો વિદ્યમાન હતાં તે સર્વ સાધનોનો ઉપયોગ કરવાની અને યુદ્ધમાં અલાઉદ્દીનને મારવાની અથવા તો પોતાના પ્રાણની આહુતિ આપી દેવાની પોતાના મનમાં દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી.

* * * * *

વળતા દિવસના પ્રભાતકાળથી પુનરપિ હિન્દુયવનસંગ્રામનો આરંભ થઇ ગયો; હિન્દુ વીરો પોતાના ધર્મ, પોતાના દેશ તથા પોતાની પ્રતિષ્ઠાની રક્ષામાટે સર્વ પ્રકારના ઐહિક મોહોને પોતાના હૃદયમાંથી સવથા બહિષ્કાર આપી દઇને મારવા કે મરવાના નિશ્ચયથી મરણિયા થઇને રણભૂમિમાં ઝૂંઝવા લાગ્યા અને ફટાફટ રણચંડીને અફગાન જંગીઓના રક્તપાનથી તૃપ્ત કરતા પોતે પણ સ્વર્ગધામના નિવાસી થવા લાગ્યા. અલાઉદ્દીનના અફગાન બર્કન્દાજોએ બંદૂકોનો પણ ઉપયોગ કર્યો અને ગોલંદાજોએ તોપોના ખાલી અવાજોથી હિન્દુ વીરોનાં હૃદયોમાં ભયને ઉપજાવવાના પ્રચંડ પ્રયત્નો કર્યા; પરંતુ તેમના એ પ્રયત્નોનું હિન્દુ વીરનરોનાં હૃદયોમાં કાંઇ પણ પરિણામ ન થયું અને હિન્દુ વીરો બમણા ઉત્સાહથી ઝૂંઝતા રહ્યા. કહેવામાં આવે છે કે અલાઉદ્દીનનો કોઇ પણ રીતે સુભગાદેવી તથા અન્યાન્ય સુન્દરીઓને હસ્તગત કરવાનો અતિશય અભિલાષ હોવાથી તેણે અંત પર્યન્ત તોપોનો ઉપયોગ ન કરાવ્યો અને તેથી એ સંગ્રામ આજ કાલ કરતાં બોંતેર દિવસ સુધી એવા જ સ્વરૂપમાં ચાલતો રહ્યો. જો કે હિન્દુ વીરોએ એ સંગ્રામમાં પોતાની વીરતા તથા નિર્ભયતાનો અવધિ કરી બતાવ્યો હતો; છતાં પણ અલાઉદ્દીનના સૈનિકોની વિશાળ સંખ્યા સાથે સરખાવતાં જામ અબડાજીના હિન્દુ સૈનિકોની સંખ્યા ચોથા ભાગની પણ ન હોવાથી જેમ જેમ દિવસ વીતતા ગયા તેમ તેમ તેના હિન્દુ સૈનિકોની સંખ્યા તેમના નાશના યોગે ઘટવા લાગી અને બોંતેરમે દિવસે તેની પાસે ત્રણ સેં કરતાં વધારે સૈનિકો બાકી રહ્યા ન હોતા. તેની આ પરિસ્થિતિ ચરતાપુર્જા અલાઉદ્દીનની જાણ બહાર ન

હોવાથી બોંતેરમે દિવસે તેણે વળી પાછો ત્રીજી વાર સિપાહસાલાર સૈયદ મુહમ્મદશાહને જામ અબડાજી પાસે મોકલ્યો અને તે રાજપૂતોની છાવણીમાં આવીને જામ અબડાજીને એકાંતમાં લઇ જઇને કહેવા લાગ્યો કે:–

"જામ અબડાજી સાહબ, હવે તો આપની પાસે સો બસો સૌ નંકો માંડ બાકી રહ્યા હશે એટલે હવે એક દિવસ પણ આપથી અમારી સામે મયદાને જંગમાં ટકી શકાય તેમ નથી. હું મુસલ્માન હોવા છતાં પણ એ સત્યને મારે સ્વીકારવું જ જોઇએ કે સુલ્તાન અલાઉદ્દીને સિંધના સૂમરાઓ સાથે ભયંકર વિશ્વાસઘાત કર્યો છે, તેમનાપર જુલ્મનો વર્ષાદ વિનાકારણ વર્ષાવ્યો છે; જુણેચાના રાજપૂતોને પણ અપરાધ વિના માર્યા છે અને આપના શિરપર પણ તે હવસપરસ્ત અન્યાન્યથી જ આ અત્યાચાર કરી રહ્યો છે એટલે હું પણ એ સિતમગર સુલ્તાનની નોકરીથી કંટાળી ગયો છું અને જો આપ ફકત ઇસ્લામને સ્વીકારી મુસલ્માન થવાની અને મને પોતાના મુર્શિદ તરીકે કુબૂલ ફર્માવવાની હા પાડો, તો હું મારા તાબએ ફર્માન બે હજાર મુસ્લિમ જંગીઓ સહિત આપના પક્ષમાં આવી જઇને આપના મદદગાર તરીકે સુલ્તાન અલાઉદ્દીન સાથે લડવાને તૈયાર છું. મારે આપની પનાહમાં આવેલી સૂમરીઓ નથી જોઇતી; કારણ કે, હું સુલ્તાન જેવો નફ્સપરસ્ત ન હોવાથી પરાઇ ઔરતને મારી મા તથા બહેન સમાન જ માનું છું. આપણે એક વાર સાથે બેસીને કસૂંબો તથા દૂધ પીધેલાં હોવાથી અને આપની બહાદુરીએ મારા દિલમાં એક જાતની કુદરતી લાગણી ઉપજાવી દીધેલી હોવાથી હું આપને આપના ફાયદાની આ સલાહ આપી રહ્યો છું."

"સૈયદ મુહમ્મદશાહ સાહબ," જામ અબડાજી અભંગ કાંઇક વિકટ હાસ્ય કરતો કહેવા લાગ્યો: "જો જીવનરક્ષા, ધનરક્ષા તથા રાજ્યરક્ષામાટે અમારા મહાપવિત્ર વૈદિકહિન્દુધર્મને ત્યજી દઇને અમારી ધર્મભ્રષ્ટ અથવા મુસલ્માન થવાની ઇચ્છા હોત, તો અમોએ અમારા આટલા હિન્દુ વીરોનો વિનાશ ન થવા દેતાં ક્યારનીયે એ ષંઢતા બતાવી દીધી હોત અને કદાચિત્ અમારી શરણાગતા સૂમરી દેવીઓને પણ સુલ્તાનના હસ્તમાં સમર્પી દીધી હોત; કારણ કે, અમોને મુસલ્માન બનાવવાની શર્તે તો સુલ્તાન અલાઉદ્દીને પણ અમારી સાથે સમાધાન તથા મૈત્રી કરીને અમોને બે મોટી રિયાસતો આપવાની પણ ઇચ્છા દર્શાવી હતી. મારો ટૂંકો જવાબ એટલો જ છે કે જો તમો કોઇ નવી કપટકળાને વિસ્તારવામાટે ન આવ્યા હો, તમો અલાઉદ્દીનના અન્યાયી તથા અત્યાચારી સ્વભાવથી ખરેખર કંટાળી ગયા હો અને તમો બોલી રહ્યા છો તે શબ્દો સાચા જ હોય; તો 'ઇસા બદીને ખુદ, મૂસા બદીને

ખુદ' એ ઉદાર ભાવના અથવા ધાર્મિક ઉદારતાને દર્શાવો, અમોને ધર્મભ્રષ્ટ થવાનો ઉપદેશ આપતા અટકી જાઓ, ધાર્મિક અસહિષ્ણુતાનો હૃદયમાંથી બહિષ્કાર કરો, હિંદુઓને પણ તેઓ ખુદાના જ બંદા હોવાથી પોતાના બંધુ તરીકે સ્વીકારી લ્યો અને કેવળ મનુષ્યત્વ, ન્યાય તથા નિરપરાધિતાનો પક્ષપાત કરી અમારા પક્ષમાં આવીને અત્યાચારી સુલ્તાન અલાઉદ્દીનના પરિપાતમાટે હસ્તમાં શસ્ત્રને ધારણ કરી લ્યો. જો આવી ઉદાર ભાવનાથી અમારા પક્ષમાં આવવાની તમારી ઇચ્છા ન હોય અને એ શયતાનખસ્લત સુલ્તાનની સેવા કરવાની જ તમારી મનીષા હોય, તો રાજપૂતો નિરંતર ફળની આશાને ત્યજી દઇ કેવળ કર્મમાં જ પોતાનો અધિકાર માનીને, ઇશ્વરમાં શ્રદ્ધા, ભાગ્યપર આધાર તથા પોતાના બાહુબળમાં વિશ્વાસ રાખીને રણભૂમિમાં ઝૂઝનારા હોવાથી કચ્છના રાજપૂતોને તમારી સહાયતાની લેશમાત્ર પણ આવશ્યકતા નથી. અમારો વિજય હવે નથી થવાનો એ સામાન્ય વાર્તાને પણ અમો ન જાણી શકીએ એટલા બધા અમો અવિચારશીલ નથી અને અમારા વિનાશને પ્રત્યક્ષ જોવા છતાં પણ અમો હસ્તમાં શસ્ત્રને ધારણ કરીને ઊભા છીએ તે એટલા જ માટે કે ધર્મભ્રષ્ટ જીવનને ધારણ કરવા કરતાં અમો અમારા ધર્મને રક્ષતા રણભૂમિમાં પ્રતિષ્ઠાપૂર્વક અમારા પ્રાણોનાં બલિદાન આપી દેવાના કાર્યને અધિક ઉત્તમ તથા શ્રેયસ્કર માનીએ છીએ. અમો હિન્દુ તરીકે જન્મ્યા છીએ, હિન્દુ તરીકે જીવ્યા છીએ અને હિન્દુ તરીકે જ મરવાના છીએ. જો તમો કેવળ ન્યાયનો પક્ષપાત કરીને જ અમારા પક્ષમાં આવશો; તો મુસલ્માનોમાં પણ આવા ન્યાયશીલ પુરુષો ઉત્પન્ન થાય છે એ વાર્તા જગત્‌ના જાણવામાં આવશે અને ઇતિહાસમાં તમારી અમર નામના થઈ જશે; બાકી તમો પોતાના બે હજાર સૈનિકો સહિત અમારા પક્ષમાં આવીને સુલ્તાન સાથે લડશો, તેથી પણ અમારો વિજય તો નથી જ થવાનો; કારણ કે, સુલ્તાન અલાઉદ્દીનની સેના વિશાળ છે અને તે ઉપરાંત જ્યારે તે તોપોના ગોળાનો વર્ષાદ વર્ષાવવા માંડશે ત્યારે પછી આપણાથી નિમેષમાત્ર પણ તેની સામે ટકી શકાય તેમ નથી. આ સર્વ વિષયોનો વિચાર કરીને જ જે કાંઇ પણ કરવું હોય તે કરજો અને પછી પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ ન આવી લાગે એનો અત્યારે જ સંપૂર્ણ વિચાર કરી લેજો."

જામ અબડાજી અભંગના આ કપટ તથા પ્રપંચનો જેમાં અંશમાત્ર પણ ન હોતો તેવા સરળ તથા સ્પષ્ટ ઉત્તરનો સૈયદ મુહમ્મદશાહના હૃદયમાં કાંઇક એવો તો અલૌકિક પ્રભાવ પડી ગયો કે તે એક કટ્ટો મુસલ્માન તથા સૈયદ હોવા છતાં પોતાના ધર્મોન્માદને ત્યજી દઇને

ન્યાયના પક્ષમાં આવવાની પોતાની ઇચ્છાને વ્યક્ત કરતો કહેવા લાગ્યો કે: "જામ અબડાજી, હું આપને આ ધર્મદૃઢતામાટે ધન્યવાદ આપું છું અને આવતી કાલે પ્રભાતમાં મારા બે હજાર વફાદાર સૈનિકો સહિત આપના પક્ષમાં આવી જવાનું વચન આપું છું. મારે પણ ન્યાયના પક્ષપાતી તરીકે મારા નામનેજ અમર રાખવાનું છે એટલે એ મુસલ્માનોની આબરૂને બટ્ટો લગાડનારા સુલ્તાન સાથેના જંગમાં કદાચિત્ મારી સાથે તથા મારા સૈનિકોનાં માથાં પણ વઢાઇ જાય, તો તેનો મારા મનમાં જરાય અફસોસ નથી. હિન્દુ તથા મુસલ્માન બધાય ખુદાના પયદા કરેલા અને ખુદાનાજ બંદા હોવાથી હવે હું તમોને મુસલ્માન થવાનો આગ્રહ નથી કરતો. ચાલો ત્યારે હવે ખુદા હાફિજ; હું આવતી કાલે રણભૂમિમાં મારા બે હજાર જંગીઓ સાથે આપના પક્ષમાં આવી મળીશ."

આવી રીતે જામ અબડાજીને મુસલ્માન બનાવવાની ઇચ્છાથી આવેલો સૈયદ મુહમ્મદશાહ પોતેજ જામ અબડાજીનો પક્ષપાતી થઇને પોતાના મનમાં જામ અબડાજીની ભૂરિ ભૂરિ પ્રશંસા કરતો ત્યાંથી વિદાય થઇ ગયો.*

* * * * *

---

*કવિ ગૌરીશંકર જયશંકર વોરાસાતકૃત 'કચ્છ દેશની જૂની વાર્તાઓ' નામક ગ્રંથમાં અપાયલી 'અબડો અણભંગ' શીર્ષક ટૂંકી વાર્તામાં આ પ્રસંગના સંબંધમાં એવા પ્રકારનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે: "સમયસૂચકતા વાપરીને અથવા બીજા ગમે તે કારણસર અબડો મુસલ્માન થઈ સૈયદનો મુરીદ (શિષ્ય) થયો." (પૃષ્ઠ ૧૦૧). 'સ્વદેશ' પત્રના સં. ૧૯૮૧ના દીપોત્સવી અંકમાં રા. શ્રી રણધીર વર્માએ લખેલા 'શૌર્યમૂર્તિ જામ અબડો અબડાણી' શીર્ષક લેખમાં એમ જણાવવામાં આવ્યું છે કે: "સૈયદ અને અબડા વચ્ચે ધર્મવાદ ચાલ્યો જેને અંતે અબડાને મુસલ્માની પ્રતિ પણ કાંઈ ખાસ દ્વેષ નથી, એમ જાણી અબડાને પોતાનો શિષ્ય માન્યો અને તેના પક્ષમાં રહી આ સૈયદ સરદાર પોતાના બે હજાર સ્વારો સહિત અલાઉદ્દીન સામે લડયો." "(પૃષ્ઠ ૫૧). "ગુજરાતી" પત્રના સં. ૧૯૭૫ ના દીપોત્સવી અંકમાં રા. મગનલાલ દલપતરામ ખખ્ખર જે. પી. એ હસ્તલિખિત પ્રતોના આધારે લખેલા 'જામ અબડો તથા સીંધની સુમરીઓ' શીર્ષક લેખમાં એવું વિધાન મળી આવે છે કે: "અબડાઓ દાઢી રખાવે છે તેનું કારણ કે અલાઉદ્દીન ખુની સાથે તેનો સરદાર મહમદ સૈયદ હતો તેણે કહ્યું કે: 'તમે બધા સુમરા મુસલ્માન થાઓ તો હું લડું.' પછી સૈયદ મહમદ બાદશાહ સામે લડયો ને મરણ પામ્યો. તે વખતથી અબડામાંનો એક જણ જે ટીલાત હોય તે દાઢી રખાવે છે, ને તે સૈયદ પીરને પહેલી સલામ કરે છે ને પછી અબડા પીરને સલામ કરે છે." (પૃષ્ઠ ૧૭૯૯). પરંતુ કિંકેડ સાહબે પોતાના 'Tales of old Sind' નામક

ઉપર્યુક્ત ઘટના પછી વળતે દિવસે જે સંગ્રામ આરંભાયો તે વેળાયે સૈયદ મુહમ્મદશાહ પોતાના આપેલા વચન અનુસાર પોતાના બે હજાર અશ્વારોહી સૈયદ યોદ્ધાઓ સહિત જામ અબડાજીના પક્ષમાં આવી ગયો અને હિન્દુઓ સાથે લડવાને બદલે ન્યાયદેવતાના એક નિષ્પક્ષપાત ઉપાસક તથા સાચા દિલાવર મુસલ્માન તરીકે સુલ્તાનના અફ્ગાન મુસ્લિમ જંગીઓ સાથે જ તેણે પોતાના વિગ્રહને ભીષણ સ્વરૂપમાં આરંભી દીધો. સૈયદ મુહમ્મદશાહ તથા તેના અનુયાયી સૈનિકોની આ અચિંત્ય સહાયતા આવી મળતાં એ જ દિવસે સમાપ્ત થનારો આ સંગ્રામ બે દિવસ વધારે લંબાયો; પરંતુ અંતે અબડાજી અભંગની ભવિષ્યવાણી સત્ય સિદ્ધ થઇ; અલાઉદ્દીને સૈયદ મુહમ્મદશાહને તેના અનુયાયીઓ સહિત હિન્દુઓના પક્ષમાં ગયેલો જોઇને તોપોને

---

પોતાના લખેલા અંગ્રેજી ગ્રંથમાં 'Dodo and Chanesar' શીર્ષક જે કથા આપેલી છે તેમાં અલાઉદ્દીનના સર્દાર સૈયદ મુહમ્મદશાહના પોતાના બે હજાર સૈનિકો સહિત જામ અબડાજીના પક્ષમાં ચાલ્યા જવાની તથા જામ અબાડજીના ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન થવાની ઘટનાઓનો ક્યાંય સાંકેતિક ઉલ્લેખ પણ નથી કર્યો; માત્ર એટલુંજ નહિ, પણ સિંધી ભાષામાં ધોધા તથા ચનેસરની જે કથા કાવ્યના સ્વરૂપમાં લખાયલી મળી આવે છે અને જે કથા સિંધના પ્રખ્યાત મુસ્લિમ સૂફી શાયર શાહ અબદુલ્લતીફની રચના મનાય છે તેમાં પણ સૈયદ મુહમ્મદશાહને અલાઉદ્દીને જામ અબડાજી પાસે વિષ્ટિમાટે મોકલ્યો હતો એ ઉપરાંત અન્ય કશોય ઉલ્લેખ નથી; એટલે કે, જામ અબડાજી મુસલ્માન થવાથી સૈયદ મુહમ્મદશાહ તેના પક્ષમાં જઇને સુલ્તાન સાથે લડયો હતો એમ સ્પષ્ટ શબ્દોમાં નથી જણાવ્યું; જયરામદાસ જેઠાભાઇ નેગાંધીકૃત 'કચ્છની રસધાર,' નામક લઘુ પુસ્તકમાં અપાયલી જામ અબડા અબડાણી વિષયક 'એક ધર્મયુદ્ધ' શીર્ષક' સંક્ષિપ્ત કથામાં પણ આ ઘટનાઓનો અભાવ છે અને અન્ય દંતકથાઓ પણ એ ઘટનાના સંબંધમાં મૌનને જ સેવી રહી છે એટલામાટે અમોએ પણ જામ અબડાજી અબડાણી અથવા અબડા અભંગ જેવા એક હિમાચલ સમાન અચલ તથા દૃઢતમ હિંદુત્વાભિમાની સમાવંશભૂષણ રાજવીને ધર્મભ્રષ્ટ અથવા મુસલ્માન થયેલો દર્શાવવાના અક્ષમ્ય પાતકથી સર્વથા અલિપ્ત રહેવાનું જ યોગ્ય ધાર્યું છે અને સૈયદ મુહમ્મદશાહને કેવળના ન્યાયના પક્ષપાતી તરીકે જામ અબડાજીના પક્ષમાં જઇને શહીદ થઇ ગયેલો એટલામાટે બતાવ્યો છે કે એ ઘટના ન્યાય તથા ધર્મના પક્ષપાત વિષયક એક ત્રિકાલાબાધ્ય વિશ્વવ્યાપક આદર્શને સંસાર સમક્ષ પ્રસ્તુત કરનારી હોવાથી અને એ ઘટનામાં શક્યતાનો અંશ કિંવા સંભવનીયતાનો ભાગ કાંઇક અધિક પરિમાણમાં હોવાથી સાચા મુસલ્માનો ન્યાય તથા ધર્મના કેટલી સીમા પર્યન્ત પક્ષપાતી હોય છે એ દેશહિતકારિણી સત્ય પરિસ્થિતિનો ધર્માંધતાની અંતિમ સીમા પર્યન્ત આવી લાગેલા બહુસંખ્ય હિંદુદ્વેષ્ટા મુસ્લિમ બંધુઓને સાક્ષાત્કાર થતાં તેઓ પણ એવી જ રીતે ધર્માંધતાને ત્યજીને ન્યાય તથા ધર્મના પક્ષપાતી થઇ જાય.

કામમાં લેવાનો પોતાના ગોલંદાજોને હુકમ ફર્માવી દીધો અને સૈયદ મુહમ્મદશાહ તથા તેના અનુયાયી જંગીઓ મયદાને જંગમાં વીરોચિત મૃત્યુને સ્વીકારીને સાચા શહીદ થઇ ગયા. સૈયદ મુહમ્મદશાહે જામ અબડાજી તથા તેના બાકી બચેલા ત્રણસેં રાજપૂત વીરોને તે બન્ને દિવસના યુદ્ધમાં અવતીર્ણ થવાની ના પાડેલી હોવાથી તેઓ અત્યાર સુધી વડસર દુર્ગમાં સહીસલામત હતા અને યુદ્ધના પરિણામની પ્રતીક્ષા કરી રહ્યા હતા. જ્યારે તેમને સૈયદ મુહમ્મદશાહ તથા તેના અનુયાયી વીરોના શહીદ થઇ જવાના અને પોતાના પક્ષના પરાજયના સમચાર મળી ગયા ત્યારે તેમણે વિજયની આશાને પોતાનાં હૃદયોમાંથી સર્વથા બહિષ્કાર આપી દીધો. જામ અબડાજી અંતઃપુરમાં આવીને પોતાનાં પટરાણી સુનાભાદેવી, નવીન રાણી સુભગાદેવી તથા અન્ય સૂમરી દેવીઓ-ને સંબોધીને અત્યંત ગંભીર તથા શાંત ભાવથી કહેવા લાગ્યો કેઃ—

"મારી ગૃહલક્ષ્મીઓ તથા ધર્મભગિનીઓ, કેવળ તમો હિન્દુ દેવીઓની પ્રતિષ્ઠાની રક્ષામાટે આજે લગભગ અઢી માસ જેટલા સમયને અમોએ ભયાનક સંગ્રામના વ્યવસાયમાં વીતાડી દીધો છે અને એટલા સમયમાં સહસ્રાવધિ વિધર્મી વૈરીઓને યમધામમાં વિદાય કરીને આપણા બહુધા સર્વ રાજપૂત તથા અન્યાન્ય હિન્દુ યોદ્ધાઓ પણ આ ધર્મ-યુદ્ધ કરતા સ્વર્ગના પંથે પડી ગયા છે. આપણા પક્ષમાં આવી મળેલા ઉદારાત્મા સૈયદ મુહમ્મદશાહ તથા તેમના સૈનિકો પણ રણભૂમિમાં કામ આવી ગયા છે અને હવે અમો ત્રણસેં રાજપૂતો જ યુદ્ધયજ્ઞમાં અમારા પ્રાણોની આહુતિ આપી દેવામાટે અવશિષ્ટ રહ્યા છીએ. અમારા દેહોમાં જ્યાં સુધી જીવનનો અલ્પ અંશ તથા રક્તનો એક બિન્દુ પણ અવશિષ્ટ હશે, ત્યાં સુધી તો તમોને કોઈ ઊંચી આંખે જોઇ શકે તેમ નથી; પરંતુ અમારા જીવનની જ્યોતિ બુઝાઇ ગયા પછી પોતાના ધર્મ તથા પોતાની પવિત્રતાને રક્ષવાનો ભાર તમારા પોતાના શિરપર જ રહેલો હોવાથી પોતાના જીવનની વ્યવસ્થાનો જે કાંઇ પણ નિશ્ચય કરવાનો હોય તે તમારે અત્યારે અને આ ક્ષણે જ કરી લેવાનો છે; કારણ કે, હવે રણભૂમિમાંથી અમો જીવતા પાછા વળીએ એ બહુધા અસંભ-નીય ઘટના હોવાથી આ આપણી છેલ્લી મુલાકાત છે અને તેથી જો તમારો નિશ્ચય અમારા જાણવામાં આવી જાય તો વધારે સારૂં."

"જ્યારે અમો હિન્દુ અબળાઓનાં ધર્મ તથા પવિત્રતાની રક્ષા-માટે પોતાના સર્વસ્વને હોમી દેવાને, અરે, પોતાના પ્રાણોની પણ આહુતિ આપી દેવાને આપ કટિબદ્ધ થઇ ગયા છો, તો અમારા કલ્યાણ-માટે એક વિશેષ પરિશ્રમ વેઠો અને તે એ કે આ રાજમહાલયના વિશાળ પ્રાંગણમાં એક મહાવિશાળ ચિતા ખડકાવીને તૈયાર રાખો કે

જેથી આપના દેહપાતના અથવા તો હુતાત્મા થવાના સમાચાર મળતાંની સાથે જ અમારાથી સજીવન ચિતારોહણ કરીને અમારા જીવનનો અંત લાવી શકાય અને અમારી પવિત્રતાને નષ્ટ કરવાનો નીચ સુલ્તાન અલ્લાઉદ્દીનનો અભિલાષ કદાપિ પૂરો ન થાય. હવે આત્મસમર્પણ અથવા જીવનવિસર્જન વિના અમારા હૃદયમાં અન્ય કોઇ પણ પ્રકારનો અભિલાષ અથવા મનોરથ રહ્યો જ નથી. હવે અમારા સર્વ મનોરથો સ્વર્ગમાં અમારા આત્મીય જનોના સંમેલન તથા સમાગમથી જ પૂર્ણ થવાના છે." રાજતાપૂતાણીઓએ પરિસ્થિત્યનુસાર પ્રથમથી જ આત્મસમર્પણનો પરસ્પર પરામર્શદ્વારા નિશ્ચય કરી રાખેલો હોવાથી ઘોઘારાજની વિધવા મહિષીએ અતિશય ગંભીર ભાવથી રાજપૂતાણીઓનો એ નિશ્ચય જામ અબડોજી અભંગને આવી રીતે સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધો.

"પરંતુ મેં તથા શ્યામાસુંદરીએ ધનુર્વિદ્યા તથા શસ્ત્રચાલનવિદ્યાનો ઉત્તમ અભ્યાસ કરેલો હોવાથી અમારી તો એવી જ ઇચ્છા છે કે રણભૂમિમાં આપ શ્રીમાન્‌ના પાર્શ્વમાં આપની અંગરક્ષિકાઓ તરીકે રહીને શત્રુઓની જેટલી સંખ્યાને સંહારી શકાય તેટલી સંખ્યાને ચંડિકા પ્રમાણે સંહારીને રણશય્યામાં આપના પાર્શ્વમાં જ શાશ્વત શયન કરવું કે જેથી રાજપૂતો પ્રમાણે રાજપૂતાણીઓની વીરતા તથા તલ્વારના પાણીનો પણ એ વિધર્મી સુલ્તાનને સાક્ષાત્કાર થઇ જાય અને તેથી તે ભવિષ્યમાં અન્ય રાજપૂતાણીઓને છંછેડવાનું દુઃસાહસ કરતો અટકી જાય." જામ અબડાજીની નવવિવાહિતા રાણી સુભગાદેવીએ પોતાની તથા શ્યામાસુંદરીની રણભૂમિમાં ઝુંઝવાની વિશિષ્ટ ઇચ્છાને વિનયપૂર્વક વ્યક્ત કરી બતાવી.

"અને હવે મારી તો સર્વને મોખરે રહીને રણભૂમિમાં લડવાની અને વિધર્મી શત્રુઓને નિર્દયતાથી સંહારવાની જ ઇચ્છા છે." જામ અબડાજીના અષ્ટવર્ષીય યુવરાજ મમ્મટદેવે પોતાના તીવ્ર અભિલાષને વ્યક્ત કરી બતાવ્યો.

"તમો દેવીઓ તથા દેવકુમારના આ ભદ્ર મનોરથ પૂર્ણ થાઓ." જામ અબડાજીનો સુભગાદેવી તથા શ્યામાસુંદરીની યુદ્ધવિદ્યાવિષયક નિપુણતા તથા વીરતામાં તેમ જ પોતાના ચિરંજીવીની નિર્ભયતામાં સંપૂર્ણ વિશ્વાસ હોવાથી આ શબ્દોના ઉચ્ચારણથી જામ અબડાજીએ તેમને પોતાની સાથે રણભૂમિમાં આવીને વૈરીઓને વિદારવાની સંપૂર્ણ સંમતિ સમર્પી દીધી.

જામ અબડાજીની આજ્ઞાથી રાજમહાલયના વિશાળ પ્રાંગણમાં ચંદનકાષ્ઠ તથા અન્ય પ્રકારનાં કાષ્ઠોની એક મહાવિશાળ તથા ભવ્ય ચિતા ખડકીને તૈયાર કરી દેવામાં આવી અને ચિતાની જ્વાલાને

ભયંકર સ્વરૂપ સમર્પીને ગગનગામિની કરનારા ઘૃત, તેલ, કર્પૂર તથા નવનીત આદિ પદાર્થો જેટલા પરિમાણમાં તે વેળાયે વડસરમાં મળી શક્યા તેટલા પર્યાપ્ત પરિમાણમાં એકત્ર કરીને ત્યાં એટલામાટે તૈયાર રાખવામાં આવ્યા કે પ્રસંગ આવતાં તે ક્ષણે જ તેમનો ઇષ્ટ ઉપયોગ કરી શકાય.

*　　*　　*　　*　　*

નિશાદેવીએ પોતાના અધિકારનો અંત કરતાં દિવસના અધિકારના સૂચક અરુણદેવનો આકાશમાં ઉદય થયો અને અરુણની નભોમંડળવ્યાપની લાલિમા કિંવા રક્તપ્રભા રણભૂમિમાં આજે પુનરપિ વ્યાપનારી માનવરક્તની રક્તિમ પ્રભાની જ જાણે પૂર્વસૂચના આપી રહી હોય ની ! તેવો જ ભાસ થવા લાગ્યો. અલ્પ સમય પછી સૂર્યનારાયણનો વ્યોમમંડળમાં ઉદય થયો અને તે સાથે જ રણસંગ્રામરૂપ નભોમંડળમાં વિધર્મી શત્રુઓને જામ અબડા અબડાણી અથવા અબડાજી અભંગ વીરમાર્તંડનો ઉદય થયેલો દેખાયો. આજે એ વીરમાર્તંડ કચ્છના કેસરીનાં રણતેજ કાંઇ એવાં તો અનેરાં ચમકી રહ્યાં હતાં કે તેનાં એ તેજને જોઇને વિધર્મી વૈરીઓ પણ પોતાનાં નેત્રોને અંજાઇ જતાં તથા પોતાના સર્વ પ્રકારના ગર્વ તેમ જ અહંકારોને ગળી ગયેલા અનુભવવા લાગ્યા. ખરેખર જો અફગાન જંગીઓના મનમાં અલાઉદ્દીનની નિર્દયતાનો ભય ન હોત, તો આજે તેમણે અવશ્ય એ વીરમાર્તંડ સમક્ષ પોતાનાં શસ્ત્રાસ્ત્રોને છોડી દઇને દયાની ભિક્ષા જ માગી લીધી હોત. અસ્તુ. ઉભય પક્ષના સૈનિકો રણભૂમિમાં સામસામા આવી ગયા; પણ વિષમ સ્વરૂપ તથા વિષમ સંખ્યામાં; કારણ કે, અફગાન જંગીઓની સંખ્યા સાત હજારથી વધારે હતી અને રાજપૂત સૈનિકોની સંખ્યા ત્રણ સેંની પણ માંડ માંડ હતી એટલે સરેરાસ ચાળીસ રાજપૂતોએ એક હજાર અફગાનો સાથે મુકાબિલો કરવાનો હતો. જામ અબડાજીએ “મારા વીર બંધુઓ, પરમાત્માના નામનો ઉચ્ચાર કરી શત્રુઓપર તૂટી પડો અને રણચંડીને વિધર્મીઓના રક્તથી તૃપ્ત કરતા અક્ષયધામના નિવાસી થવાને તૈયાર થઇ જાઓ !” આવા પ્રકારની વીરાજ્ઞા સંભળાવતાં જ ત્રણ સેં રાજપૂત સૈનિકો કેસરિયા વાઘાને દીપાવતા મસ્તકોને હથેળીમાં રાખી મરણિયા થઇને અફગાનોપર તૂટી પડ્યા, અને પ્રથમથી જ રાજપૂતોની તલ્વારોના આકરા ઘાથી ભયભીત થયેલા અફગાનો કાંઇક સંકોચાઇને લડતા હોવાથી રાજપૂતોનું પ્રથમ પ્રચંડ આક્રમણ અફગાનોમાટે અતિશય અસહ્ય થઇ પડયું. અફગાનો રાજપૂતોની તલ્વારોથી કપાઇ તથા ઘવાઇને ફટાફટ રણક્ષેત્રમાં પડવા લાગ્યા અને રાજપૂતોનો ‘હર હર મહાદેવ’નો રણધ્વનિ જ સર્વત્ર શ્રવણગોચર

થવા લાગ્યો. જો મારી શકાય તો કોઈ પણ ઉપાયે સુલ્તાન અલાઉદ્દીનને પોતાને જ મારી નાખવાનો રાજપૂતોનો આભ્યંતર આશય હોવાથી અને કલ્યાણકૂટના સંગ્રામ પ્રમાણે આજે પણ અલાઉદ્દીન પોતાના હાથીની અંબાડીમાં વિરાજીને ભીષણ માનવહત્યાકાંડનું, નાટકના કોઈ એક મનોહર દશ્ય પ્રમાણે પુલકિત વદનથી, અવલોકન કરી રહેલો હોવાથી રાજપૂતો અફગાનોનાં માથાંને ચીભડાં પ્રમાણે ધડથી જૂદાં કરતા, મારતા તથા રેંસતા અલાઉદ્દીનના હાથી સમક્ષ પહોંચવાનો પ્રચંડ પ્રયત્ન કરી રહ્યા હતા. જામ અબડોજી અભંગ તથા તેની અંગરક્ષિકાઓ તરીકે વીરોચિત પુરુષવેશમાં રણભૂમિમાં આવેલી વીરનારી સુભગાદેવી તથા શ્યામાસુંદરી તો અફગાનોનો વળી એટલો બધો ભીષણ સંહાર કરી રહી હતી કે જેનો કાંઈ અવધિ જ ન હોતો. જામ અબડાજીનો કિશોરવયસ્ક યુવરાજ મમ્મટદેવ પણ પોતાના વયના પ્રમાણમાં શત્રુઓને અલૌકિક વીરતાનો પરિચય કરાવી રહ્યો હતો. અંતે જામ અબડાજી પોતાની બે અંગરક્ષિકાઓ તથા પોતાના યુવરાજ સહિત અફગાનોના સમુદાયને ભેદીને અલાઉદ્દીનના ગજરાજ પાસે આવી લાગ્યો. એ ચારે રણશૂર વ્યક્તિઓ પોતાનાં તુરગો તથા તુરગીઓને પક્ષિરાજ પ્રમાણે ભયંકર સ્વરૂપમાં કૂદાવીને સુલ્તાનના ગજરાજ સમક્ષ આવી હતી એ પણ અહીં અવશ્ય લક્ષમાં રાખી લેવાનું છે. જામ અબડાજીએ 'પાજી, શયતાન!' આવા તિરસ્કારદર્શક શબ્દોના ઉચ્ચાર સહિત મહાદેવના 'પાશુપત'અસ્ત્રતુલ્ય પોતાના ભાલાને હાથી ઉપરની અંબાડીમાં વિરાજેલા સુલ્તાનના વક્ષસ્થળ પ્રતિ અત્યંત બળપૂર્વક ફેંક્યો, પરંતુ અલાઉદ્દીનનું આયુષ્ય હજી બાકી હોવાથી એ જ પળે ગજરાજ જરાક ચલિત થયો અને તેથી તે ભાલો સુલ્તાનની છાતીમાં લાગવાને બદલે અંબાડીના છત્રદંડમાં પ્રવેશીને અટકી ગયો. અબડાજી પોતાના ભાલાના પ્રહારને વ્યર્થ થયેલો જોઇને અંબાડીમાં પહોંચી જંબિયાથી સુલ્તાનની છાતીને વીંધી નાખવામાટે પોતાના અશ્વની પીઠપર ઊભો થઈ ગયો અને અંબાડીને પકડીને તે ઉપર ચડી જવાની તૈયારીમાં હતો એટલામાં તેના બંને હાથ અંબાડીને પકડવાના કાર્યમાં રોકાયલા હોવાથી અંબાડીમાં અલાઉદ્દીનના પૃષ્ઠભાગમાં ઊભેલા બે અફગાન અંગરક્ષકોએ પોતાની તેગોના પ્રહારથી તેનો શિરચ્છેદ કરી નાખીને સુલ્તાનને મોતના પંજામાંથી બચાવી લીધો અને એ જ પળે પુરુષવેશધારિણી સુભગાદેવી તથા શ્યામાસુંદરી પણ બે બન્દાજ અફગાનોની બંદૂકોમાંથી છૂટેલી ગોળીઓનો ભોગ થઇને પોતાની તુરગીઓ ઉપરથી જે ક્ષણે જામ અબડાજીનાં ધડ તથા મસ્તક ગજરાજ ઉપરથી નીચે પડ્યાં તે ક્ષણે જ પૃથ્વીપર પડી ગઈ અને યુવરાજ મમ્મટ પણ એક બે અફગાનોના રક્તનું મરતાં મરતાં પણ

પોતાની તલ્વારને પાન કરાવીને વીરગતિને પ્રાપ્ત થઇ ગયો. એ વેળાયે માત્ર બે રાજપૂત વીરો જ મૃતતુલ્ય આહત થવા છતાં જીવતા રહેલા હોવાથી અને તેમનામાંના એક વીરના શરીરમાં અચાનક નવીન ચેતન આવી જવાથી તે છલાંગ મારીને જામ અબડાજીના અશ્વપર આરૂઢ થઇ ગયો અને રાજપૂતોના અંતિમ પરાજય તથા જામ અબડાજી, સુભગાદેવી, શ્યામાસુંદરી તેમ જ યુવરાજ મમ્મટના મૃત્યુના શોકકારક સમાચાર વડસરમાં સૂમરી દેવીઓને યથાસમય પહોંચાડવામાટે વાયુના વેગથી વડસરની દિશામાં તેણે તે પવનવેગી અશ્વને દોડાવી દીધો અને અફ્ગાનો તેને જોતા જ રહી ગયા.

મહારાણી સુનાભાદેવી તથા શરણાગતા સૂમરી દેવીઓને જામ અબડાજી અભંગ અથવા કચ્છના કેસરી, રાણી સુભગાદેવી, શ્યામાસુંદરી તથા યુવરાજ મમ્મટદેવના દેવલોકવાસ તથા રાજપૂતોના અંતિમ પરાજયના સમાચાર મળતાંની સાથે જ તેમણે તેમની રક્ષામાટે ત્યાં જે વીસથી પચીસ હિંદુ વીરોને રાખવામાં આવ્યા હતા તેમને અંતિમ પ્રણામ કર્યા; મહારાણી સુનાભાદેવીએ તેમને કહ્યું કેઃ "અમો તો હવે ચિતાપ્રવેશદ્વારા સ્વર્ગપ્રયાણ કરીએ છીએ; પરંતુ જો તમારાથી બની શકે તો મારા પતિદેવ, મારાં સપત્ની, શ્યામાસુંદરી તથા મારા કુમારનાં શબોને યવનોના શિબિરમાંથી ઊપાડી લાવીને આ ચિતામાં જ તેમનો અગ્નિસંસ્કાર કરજો." એ પછી તેણે પોતાની એક વિશ્વાસપાત્ર દાસીને કહ્યું કેઃ "પ્રેમા, તું પ્રેમમૂર્તિ હોવાથી અને મારા કિશોરવયસ્ક કુમાર પર્વતસિંહને તેં જ માતા પ્રમાણે ઉછેરીને મોટો કરેલો હોવાથી અત્યારેને અત્યારે જ એ કુમારને કોઇ સુરક્ષિત સ્થાનમાં લઇ જા અને એના પ્રાણ બચાવ કે જેથી મારા પતિદેવનો વંશ અવિચળ રહે અને એ સિંહનો શાવક મોટો થયા પછી યવનશત્રુ પાસેથી અમારી હત્યાઓ તથા દેશની પાયમાલીનો બદલો વ્યાજસહિત લઈ શકે! લે આ કુંચીઓ; તને આવશ્યકતા હોય તેટલું ધન લેતી જજે અને પ્રયાણ કરતી વેળાયે આ રાજમહાલયને પણ અગ્નિનારાયણના મુખમાં સમર્પી દેજે કે જેથી અમારી સંપત્તિ પણ એ દુષ્ટ યવનરાજના હસ્તમાં ન આવી શકે અને એ સંપત્તિથી હિન્દુધર્મના ગોમાંસભક્ષક વિરોધીઓના પિંડો પોષાઇને પુષ્ટ ન થાય!" કુમાર પર્વતસિંહ બાર વર્ષના વયનો હોવા છતાં સમજૂ હોવાથી પોતાની જનનીતુલ્ય પાલિકા દાસી સાથે મહાલયમાં ચાલ્યો ગયો અને ત્યાર પછી મહારાણી સુનાભાદેવી જામ અબડાજીના કુટુંબની અન્યાન્ય રાજપૂતાણીઓ તથા શરણાગતા સૂમરી દેવીઓએ વિશાળ તથા ભવ્ય ચિતામાં આરોહણ કરી ચારે તરફથી ચિતાને પ્રકટાવી દેતાં અલ્પ સમયમાં જ તે ચિતાની ગગનગામિની જ્વાલા-

ઓએ એ પવિત્રતાની સજીવન પ્રતિમા તથા ધર્મશીલા હિંદુ દેવીઓને આ નશ્વર સંસારનાં સર્વ બંધનોથી મુક્ત કરીને શાશ્વતસુખશાંતિમય સ્વર્ગધામમાં લઈ જવાના પોતાના શુભ કાર્યનો વેગપૂર્વક આરંભ કરી દીધો.

* * * *

રણભૂમિમાં વીરગતિને પ્રાપ્ત થયેલાં જામ અબડાજી, સુભગાદેવી, શ્યામાસુંદરી તથા યુવરાજ મમ્મટદેવનાં શબોને જોઈને અલાઉદ્દીનનાં મુખમાંથી સ્વાભાવિક એ ઉદ્‌ગાર નીકળી ગયા કે: "આ છેલ્લામાં છેલ્લો કાંટો પણ છંટાઈ ગયેલો હોવાથી હવે સુભગાદેવી તથા બીજી સૂમરીઓ થોડી વારમાં જ આપણા હાથમાં આવી જશે; કારણ કે, એ હૂરોને મેળવવાનો આપણો માર્ગ હવે નિષ્કંટક થઈ ગયો છે."

અલાઉદ્દીનના આ ઉદ્‌ગારોને સાંભળીને ત્યાં નિકટમાં જ જેના છેલ્લા શ્વાસો ચાલી રહ્યા હતા તે એક મરણોન્મુખ રાજપૂત સૈનિક ભૂમિ પર પડ્યો પડ્યો વિકટ હાસ્ય કરતો કહેવા લાગ્યો કે: "કામાંધ સુલ્તાન, દેવી સુભગાસુંદરી તારાં નેત્રો સમક્ષ તારા અનેક અફગાન જંગીઓને દેવી ચંડિકા પ્રમાણે યમધામમાં પહોંચાડ્યા પછી અને પુરુષવેશ ધારીને અંત પર્યંત રણભૂમિમાં ઝૂંઝ્યા પછી તારા અફગાન જંગીઓની બંદૂકોમાંથી છૂટેલી ગોળીઓ વડે વીંધાઈને શાશ્વત નિદ્રામાં પડી ગયેલી છે; છતાં તું તેને મેળવવાનો અભિલાષ રાખી રહ્યો છે? તારા ભાગ્યમાં દેવી સુભગાસુંદરીની મોજડીઓ જ લખાયલી છે અને તે તો તને કલ્યાણકૂટની તારી પોતાની છાવણીમાં જ મળી ચૂકી છે." જાણે આટલા શબ્દો ઉચ્ચારવામાટે જ જીવતો રહ્યો હોયની! તદ્વત્ આ શબ્દો ઉચ્ચારીને તે વીર રાજપૂત હસતો હસતો પોતાના દેહને તજીને સ્વર્ગને પંથે પડી ગયો.

અલાઉદ્દીને તે મરણોન્મુખ રાજપૂત યોદ્ધાએ અંગુલીનિર્દેશથી બતાવેલા સુભગાદેવીના શિરસ્ત્રાણને ઉતારી નાખવાની એક અફગાનને આજ્ઞા આપી અને તદનુસાર તેના શિરપરના શિરસ્ત્રાણને ખસેડવામાં આવતાં તેમાં દબાયલો કૃષ્ણસર્પ સમાન સુભગાદેવીનો દીર્ઘ કેશકલાપ બહાર નીકળી આવ્યો. જેની પ્રાપ્તિમાટે સિંધુદેશ તથા કચ્છદેશમાં ભયંકર યુદ્ધના પાવકને પ્રજળાવીને સહસ્રાવધિ અફગાન જંગીઓના રક્તની સરિતા વહેવડાવવામાં આવી હતી અને ઉભય દેશોને પાયમાલ કરી નાખવામાં આવ્યા હતા તે મહારૂપરંભા તથા સતીશિરોમણી સિંધુરાજકન્યા સુભગાદેવીને નિર્જીવ સ્વરૂપમાં પોતાનાં નેત્રો સમક્ષ પડેલી જોઈને અલાઉદ્દીનના હૃદયમાં નિરાશાનો અસહ્ય આઘાત થવા

લાગ્યો, મૃત થવા છતાં પણ સુભગાદેવીના મુખમંડળમાં એક પ્રકારની અશ્રુતપૂર્વ પ્રભા અથવા તેજસ્વિતાને પ્રસરેલી જોઇને તેનો આત્મા હિન્દુ નારીને સ્વાભાવિક ધન્યવાદ અર્પવા લાગ્યો અને તેનાં નેત્રોમાંથી અચાનક અશ્રુના ચાર બિન્દુઓ ખરી પડ્યા.

એ જ વેળાયે વડસરના દશ રાજપૂત સૈનિકો તથા આઠ પ્રૌઢા હિન્દુ નારીઓનો સમુદાય જામ અબડાજી, સુભગાદેવી, શ્યામાસુંદરી તથા યુવરાજ મમ્મટદેવના મૃત દેહોને લઇ જવામાટે ત્યાં આવી લાગ્યો. અફગાન જંગીઓએ તેમને ઘેરી લઇને મારી નાખવાની ઇચ્છા દર્શાવી, પરંતુ એ વેળાયે અલાઉદ્દીનના હૃદયમાં સ્મશાનવૈરાગ્યતુલ્ય ક્ષણિક અનુકંપા તથા મૃદુતાનો આવિર્ભાવ થયેલો હોવાથી અફગાન જંગીઓને તેમનાપર શસ્ત્ર ચલાવવાની ના પાડીને તેણે તે ચારે મૃત દેહોને તે રાજપૂતો તથા તેમની સાથે આવેલી પ્રૌઢા અબળાઓના હસ્તમાં વડસર લઇ જવામાટે સોંપી દીધા. સુભગાદેવીને મરી ગયેલી જોઇને જ્યાં સુધી તે રાજપૂતો આવીને એ મૃતદેહોને લઇ ગયા ત્યાં સુધી અલાઉદ્દીનને અન્ય સુમરીઓનું વિસ્મરણ થઇ ગયું હતું એટલે તે મૃતદેહોને રાજપૂતોના હસ્તમાં સોંપી દીધા પછી કેટલીક વારે તેને અન્ય સુમરીઓનું સ્મરણ થતાં તેમને હસ્તગત કરવાના આશયથી તે પોતાના પાંચ સો અફગાન જંગીઓને સાથે લઇને વડસરમાં આવી લાગ્યો. એ વેળાયે અશ્વો તથા તુરગીઓના પૃષ્ઠભાગમાં રાખીને લઇ આવેલા જામ અબડાજી, સુભગાદેવી, શ્યામાસુંદરી તથા યુવરાજ મમ્મટદેવના મૃતદેહોને તે રાજપૂતોએ પ્રજ્વલિત ચિતામાં પધરાવી દીધા હતા. વડસરમાં આવ્યા પછી પ્રજ્વલિત ભયંકર ચિતાને જોઇને અને સિંધની ત્રણસેં ને સાઠ સુમરીઓ, અબડાજી અભંગની રાણી સુનાભાદેવી તથા અન્યાન્ય હિંદુ અબળાઓએ પોતાની પ્રતિષ્ઠાની રક્ષામાટે સજીવન ચિતારોહણ કરીને આત્મહત્યા કરી નાખવાની હૃદયવિદારિણી કથા સાંભળીને અલાઉદ્દીનની નિરાશા તથા આશ્ચર્યનો અવધિ જ થઇ ગયો. તે આવી રીતે નિરાશા તથા આશ્ચર્યથી આત્મવિસ્મૃત અવસ્થાને અનુભવી રહ્યો હતો એવામાં રાજમહાલયમાંથી અગ્નિની જ્વાળાઓ નીકળવા લાગી અને એ જ વેળાયે કેટલાક અફગાન જંગીઓ કુમાર પર્વતસિંહને લઇને પલાયન કરી જતી દાસી તથા દશ રાજપૂતોને પકડીને અલાઉદ્દીન સમક્ષ લઇ આવ્યા. દાસીને આવશ્યક ધન તથા અન્ય વસ્તુઓને શોધવાના તેમ જ રાજમહાલયને અગ્નિના મુખમાં સમર્પવાના કાર્યમાં કાંઇક વિલંબ થઈ જવાથી અને એટલા સમયમાં અફગાનો ત્યાં આવી લાગવાથી તેઓ આવી રીતે વૈરીઓના હાથમાં સપડાઈ ગયાં હતાં. અલાઉદ્દીને તે શસ્ત્રધર તેજસ્વી કુમારને મસ્તકથી ચરણ પર્યંત જોઈ લીધા પછી ગંભીર·

તાથી પૂછ્યું કે: "છોકરા, તું કોણ છે અને તને આ લોકો અહીંથી ભગાડી જતાં હતાં તે શામાટે ?"

"હું મહાવીર જામ અબડાજી અભંગનો કુલદીપક ચિરંજીવી છું અને આ ચિતામાં બળીને ભસ્મીભૂત થયેલાં મારાં પૂજ્ય માતુશ્રીની આજ્ઞા અનુસાર આ લોકો મને એટલામાટે ભગાડીને લઈ જતાં હતાં કે જો હું જીવતો રહું અને મોટો થઇ જાઉં, તો મારા પિતાનો વંશ અવિચળ રહે અને મારાથી હિંદુધર્મ તથા હિન્દુજાતિના કટ્ટા શત્રુ સુલ્તાન અલાઉદ્દીન પાસેથી હિંદુધર્મ તથા હિંદુજાતિ પર તેણે કરેલા પૈશાચિક અત્યાચારોનો અવસર આવતાં વ્યાજ સહિત બદલો લઈ શકાય."

"જો અલાઉદ્દીન તારા હાથમાં સપડાઈ જાય, તો તું શું કરે વાર ?" અલાઉદ્દીને તેની નિર્ભયતાની પરીક્ષા કરવાના આશયથી પૂછ્યું.

કિશોરવયસ્ક રાજકુમાર પર્વતસિંહે પોતાના લઘુ કૃપાણને તે ક્ષણે જ કોષમાંથી બહાર ખેંચી લઇને કોઇ પણ પ્રકારના ભય વિના સ્પષ્ટ ઉત્તર આપી દીધું કે: "જો એ પિશાચરાજ અલાઉદ્દીન મારા હાથમાં સપડાઈ જાય તો મારા આ કૃપાણના એક જ પ્રહારથી હું તેના મસ્તકને ધડથી જૂદું કરી નાખું; કારણ કે, હું રણભૂમિમાં 'અભંગ' નામથી ઓળખાતા જામ જખરાજીનો પુત્ર છું અને દેવી સુનાબાદેવીના ઉદરથી જન્મ લઇ તે માનવી સિંહીના સ્તનપાનથી પોષાયો છું !"

કોણ જાણે ખૂની અલાઉદ્દીનના મનમાં એ નિર્દોષ બાળકના આ ઉત્તરનો શો પ્રભાવ પડી ગયો કે ચનેસરના પુત્ર નાગરદેવના વધ પ્રમાણે એ રાજકુમાર પર્વતસિંહના વધની આજ્ઞા આપવાને બદલે અલાઉદ્દીને પોતાના અફગાન જંગીઓને એવો હુકમ સંભળાવી દીધો કે: "આ શેરના બચ્ચાને જીવતો રહેવા દો અને એનાં રક્ષકો એને જ્યાં પણ લઇ જવા ઇચ્છતાં હોય ત્યાં લઇ જવા દો. કોણ જાણે શા કારણથી આ છોકરો મારા લોહીનો તરસ્યો હોવા છતાં પણ આ છોકરાના ખૂનથી મારી અફગાની તેગને રંગવાની મારી હિંમત જ નથી ચાલતી. બલ્કે જો આ ફર્જન્દે શેરે બબર મુસલ્માન થવાને તૈયાર હોય તો સિંધનો હાકિમ પણ હું એને જ બનાવવા માગું છું; કારણ કે, ઇસ્લામને આવા બેખૌફ શેરદિલ મુસલ્માનોની જ જુરૂરત છે; બુજદિલ મુસલ્માનોની જુરૂરત નથી."

"જેવી રીતે ખરો મુસલ્માન ઇસ્લામને તક કરીને બીજા કોઇ પણ ધર્મને નથી સ્વીકારતો તેવી જ રીતે ખરો હિન્દુ પોતાના હિન્દુ ધર્મને તિલાંજલિ સમર્પીને ઇસ્લામને નથી સ્વીકારતો અને મુસલ્માન નથી જ થતો. જેઓ પોતાના ધર્મને તજી 'ધર્મભ્રષ્ટ'ની કુલકલંકિની

પદવીથી વિભૂષિત (?) થાય છે અને પરધર્મમાં ચાલ્યા જાય છે તેઓ વર્ણસંકર અથવા દોગલાજ હોય છે." આ શબ્દો તિરસ્કારદર્શકભાવથી ઉચ્ચારીને રાજકુમાર પર્વતસિંહ* ત્યાંથી પોતાની પાલિકા દાસીનો હાથ ઝાલી ચાલતો થઇ ગયો અને અલાઉદ્દીન તથા તેના અફગાન જંગીઓ તેને વિસ્મયચકિત દૃષ્ટિથી જોઇ રહ્યા.

❖❖❖❖❖❖❖❖

## ઉપસંહાર

અલાઉદ્દીનના સૈન્યનો અતિશય સંહાર થયેલો હોવાથી અને તેના અફગાન સૈનિકોની હવે તત્કાળ યુદ્ધ કરવાની ઇચ્છા ન હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ સુભગાદેવીના મૃત્યુ તથા સૂમરીઓના સજીવન ચિતારોહણના પરિણામે અલાઉદ્દીનના હૃદયને પણ નિરાશાના ભીષણ આઘાતે કાંઇક શિથિલ કરી નાખેલું હોવાથી તે હવે કચ્છમાં અધિક અત્યાચાર ન કરતાં પોતાના બાકી રહેલા થોડાક સૈન્યને લઇને ભગ્નમનોરથ થઇ નિરાશાવ્યાપ્ત હૃદયથી જે માગથી આવ્યો હતો તે જ માર્ગને સ્વીકારીને કલ્યાણકૂટની દિશામાં પ્રયાણ કરી ગયો.

કહેવામાં આવે છે કે અલાઉદ્દીન ખૂનીએ સિંધુદેશમાં આવ્યા પછી કેવળ પોતાની પૈશાચિક નીચ વિષયવાસનાની તૃપ્તિ તથા ઇસ્લામને પ્રચારવાના ધર્મોન્માદની પૂર્તિમાટે સિંધુદેશ તથા કચ્છભૂમિમાં હિન્દુઓ તથા અફગાનોના ખૂનની નદીઓ વહેવડાવીને પોતાના 'ખૂની' ઉપનામની સંપૂર્ણ સાર્થકતા કર્યા પછી કચ્છમાંથી બીજી વાર સિંધુદેશની રાજધાની કલ્યાણકૂટમાં આવી સૂમરા રાજવંશ સાથે રક્તસબંધ ધરાવનારા જે કેટલાક નિર્બળ તથા કુલકલંક સૂમરા તેના અત્યાચારોથી ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન થઇ ગયા હતા તેમના-

---

* કેવળ માન્યવર કિંકેડ સાહેબકૃત 'Tales of Old Sind' માંની 'Dodo and Chanesar' શીર્ષક કથામાં જ જામ અબડાજી અભંગના બે પુત્રોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે અને તેમાં આ છેવટે જીવતા રહેલા કુમારનું નામ 'ડુંગરસિંહ' છે; સિંધમાં મેં સાંભળેલી 'ધોધો તથા ચનેસર' ની કથાઓમાં જામ અબડાજીના એ દ્વિતીય પુત્રનું નામપર્વતસિંહ સાંભળ્યું છે અને તેની નોંધ પણ કરી લીધી છે. પર્વતસિંહ તથા ડુંગરસિંહનો અર્થ એક જ છે. જામ અબડાજીના શૌર્યની જે અન્ય સંક્ષિપ્ત કથાઓ અત્યાર સુધીમાં લખાયલી છે, તેમાં જામ અબડાજીના કોઇ પુત્રનો ઉલ્લેખ છે જ નહિ; પરંતુ અત્યાર સુધી એ જામ અબડાજીનો વંશ ચાલતો હોવાથી અવશ્ય તેનો વંશજ તે સમયમાં જીવિત રહેલો હોવો જોઇએ એમ કોઇ પણ માની શકે તેમ છે અને તેથી જ અમોએ પણ તેના બે પુત્રો દર્શાવી એક પુત્રને રણભૂમિમાં વીરગતિને પ્રાપ્ત થયેલો અને દ્વિતીય પુત્રને જીવિત રહેલો દેખાડયો છે.

માંના એક સૂમરાને તખ્તનશીન કરીને સિંધુદેશનો હાકિમ બનાવી દીધો અને તે સમયથી સિંધના જે સૂમરા રાજ્યકર્તાઓ થયા તે હિન્દુમાંથી વટલીને મુસલ્માન થયેલા સૂમરા હતા. એ ધર્મભ્રષ્ટ સૂમરાઓની રાજ-સત્તાનો ઇ. સ. ૧૩૫૧ માં એટલે કે ઇ. સ. ૧૩૧૩ માં ઘટેલી અલા-ઉદ્દીનના મૃત્યુની ઘટનાથી ૩૯ વર્ષ પછી તેમના ધર્મભ્રષ્ટતાજન્ય નાનાવિધ દુર્ગુણોના પરિણામે અંત આવી ગયો હતો અને ત્યાર પછી અત્યારના કચ્છના રાજ્યકર્તા જે વંશના વંશજ હોવાનું માન ધરાવે છે તે સમાવંશના રાજાઓ સિંધુદેશના શાસક થયા હતા; પરંતુ એ ઘટના સાથે આપણી પ્રસ્તુત નવલકથાનો સંબંધ ન હોવાથી એના અધિક વિવેચનની આવશ્યકતા નથી.

જામ અબડાજી પ્રમાણે જ તેના જ્યેષ્ઠ બંધુ મહાત્મા મોડજી પણ એ યુદ્ધમાં જ હુતાત્મા થયેલા હોવાથી હજી પણ પોતાના ગ્રામ મોડ-પુરમાં 'મોડ પીર'ના નામથી પૂજાય છે, અને વડસરમાં જામ અબડા-જીની પણ 'અબડા પીર' નામથી અદ્યાપિ પૂજા કરવામાં આવે છે. વડ-સરમાં નદીના તીરપ્રાંતમાં એ ધર્મયુદ્ધમાં અબડાજીના પક્ષમાં આવી લડીને શહીદ થયેલા સૈયદ મુહમ્મદશાહના રોજા તથા હિંદુઓના પક્ષ-પાતી મુસ્લિમ જંગીઓની કબ્રોવડે ઘેરાયલા જામ જખરાજી, અબ-ડાજી અબડાણી અથવા જામ અબડા અભંગના સમાધિમંદિર આગળ હોળીના પડવાને દિવસે એક મોટો મેળો પ્રતિવર્ષ, અત્યાર સુધી પણ, ભરાય છે.* અને પ્રત્યેક માસની શુકલા દ્વિતીયાને દિવસે ગામના સમા-વંશી અથવા જાડેજા રાજપૂતો ત્યાં એકઠા થઇ અફીણનો કસૂંબો કાઢીને અમર કીર્તિ મૂકી ગયેલા કચ્છના કેસરી જામ અબડાજી અભંગ તથા તેની હુતાત્મતાના સ્મરણપૂર્વક તે કસૂંબાનું પાન કરે છે. અર્થાત્

---

* કેટલાકોની, એવી માન્યતા છે કે જામ અબડાજીના સમાધિમંદિર આગળ પ્રતિવર્ષ હોળીના પડવાને દિવસે મેળો ભરાતો હોવાથી એ દિવસે જ જામ અબ-ડાજી અભંગ રણભૂમિમાં વીરગતિને પ્રાપ્ત થયેલો હોવો જોઇએ; ત્યારે રા. મગન-લાલ પ્રાણજીવન ખખ્ખરના 'ગુજરાતી'ના સં. ૧૯૭૫ ના દીપોત્સવી અંકમાંના લેખમાં એવું સ્પષ્ટ વિધાન કરવામાં આવ્યું છે કે: "અબડો સંવત્ ૧૩૫૬ ના શ્રાવણ સુદી ૧૨ ને દિને મરણ પામ્યો તે વખત તેની ઉમર ૨૫ વર્ષની હતી. તેનો જન્મ સં. ૧૩૩૧ માં થયો હતો." પરંતુ તેના સ્મારકરૂપ મેળો હોળીના પડવાને દિવસે ભરાતો હોવાથી અને આ લેખમાં તેની જન્મતિથિનો નિશ્ચિત ઉલ્લેખ ન હોવાથી કદાચિત્ હોળીનો પડવો એ તે વીરાત્માની જન્મતિથિ હોય, તો તે પણ સંભવનીય છે: કારણ કે, આવા કેટલાક મહાપુરુષોના સ્મારકરૂપ મેળા તેમની જન્મતિથિને દિવસે પણ ભરાય છે અથવા તો તેમના રાજ્યાભિષેકના દિવસે પણ આવા ઉત્સવો કરવામાં આવે છે. આ વિષયના વિશેષ ઊહાપોહની આવશ્યકતા તો છે જ.

કચ્છના કેસરી, શરણાગતોના શરણદાતા, અવિચલ હિન્દુત્વાભિમાની અને અભંગ વીર નર જામ અબડાજી અબડાણીની હુતાત્મતાની ઘટનાને લગભગ સવા છ સેં વર્ષનાં વાણાં વાઇ ગયાં છે છતાં અદ્યાપિ તે વીરાત્માનું સમાધિમંદિર આજે પણ

"નામ રહંતાં ઠક્કરાં, નાણાં નહીં રહંત;
કીરતકેરાં કોટડાં, પાડ્યાં નહીં પડંત !"*

એ ત્રિકાલસત્ય તથા શાશ્વતાખ્ય કવ્યુક્તિની વાસ્તવિકતા તથા સાર્થકતાને સિદ્ધ કરતું આજે પણ તે કચ્છી જાડેજા મહારથીના વીરજીવનને સ્મરણદ્વારા આપણાં હૃદયચક્ષુ સમક્ષ ગઇ કાલની ઘટના પ્રમાણે જ ઉપસ્થિત કરી રહ્યું છે અને હિન્દુઓને એ જ ઉપદેશ આપી રહ્યું છે કે: "આત્મવિશ્વાસ, આત્મબળ, બાહુબળ, નિર્ભયતા અને 'થાય તેવા થઇએ તો ગામ વચ્ચે રહીએ' એ નીતિનું શાશ્વત અવલંબન એ જ હિન્દુધર્મ, હિન્દુજાતીયતા, કુલપ્રતિષ્ઠા, દેશરક્ષા તથા આત્મરક્ષાનાં વાસ્તવિક સાધનો હોવાથી એ સાધનોને પ્રાપ્ત કર્યા વિના તથા એ સાધનોનો દેશકાલની પરિસ્થિતિ અનુસાર યોગ્ય તથા પૂર્ણ ઉપયોગ કર્યા વિના તમો હિન્દુજાતિના અસ્તિત્વને કદાપિ અવિચલ રાખી શકવાના નથી; તો હે હિન્દુ વીરો, એ સર્વ સાધનોને સત્વર પ્રાપ્ત કરી લ્યો અને હિન્દુત્વની રક્ષામાટે કટિબદ્ધ થઇ જાઓ !" ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ




* જામ અબડાજી અભંગના જ્યેષ્ઠ બંધુ મહાત્મા મોડજીના સમાધિમંદિર પાસે પણ જન્માષ્ટમીને દિવસે એવો જ મેળો પ્રતિવર્ષ ભરાય છે, ત્યાં જાડેજા વીરો ઉત્સાહપૂર્વક એકઠા થાય છે, કસુંબા પીવાય છે અને તલ્વારોની પટાબાજીઓ પણ ખેલાય છે. જામ અબડાજી તથા મહાત્મા મોડજીને 'પીર' નામથી એટલામાટે ઓળખવામાં આવે છે કે કચ્છમાં મુસલ્માનોના સંસર્ગથી મુસ્લિમ ઔલિયા પ્રમાણે હિન્દુ મહાત્માઓને પણ 'પીર' નામથી ઓળખવાની એક સામાન્ય પ્રથા જ થઈ ગઈ છે. હિન્દુ મહાત્મા રામદેવ પણ 'પીર' નામથી જ ઓળખાય છે.

મહાકવિ લોલિમ્બરાજનું

# વૈદ્યજીવન

ળ શ્લોક, તેનું પદ્યાત્મક ભાષાંતર, તે પર અર્થબોધક ટીકા, કવિનું જીવનચરિત્ર, માર્ગદર્શક ઉપોદ્ઘાત ઉપયોગી પરિશિષ્ટઃ ગુજરાતી ભાષામાં આવું ભાષાંતર યોજાયું નથી. પ્રત્યેક શ્લોકમાં રસ ઝરે છે.

વૈદ્યકનો વૈદ્યક અને શૃંગારનો શૃંગાર

મૂલ્ય ૧–૦–૦. ટપાલ ૦–૧–૦. વિ. પી. ૦–૩–૦.

રૂ. ૧–૧–૦ ની ટીકીટ મોકલી આપનારને ઘેરબેઠાં.

---

વૈદકનો કીમતી ગ્રન્થ

# શાર્ઙ્ગધર સંહિતા

(સુધારેલી દ્વિતીય આવૃત્તિ)

આ દુર્મિલ ગ્રન્થ માટે હવે તમારે તેની રાહ જોવાની જરૂર નથી

આજે જ મંગાવી લ્યો તૈયાર છે.

પાકું પુંઠું, ઉત્તમ કાગળ, ઉત્તમ છપાઇ, ગુટકા સાઇઝ પાના ૫૭૫

કિંમત રૂ. ૫–૦–૦ ટપાલ ખર્ચ ૦–૬–૦

---

મતમતાન્તર સહિત બ્રહ્મસૂત્ર પાઠ સહિત

# बृहत्स्तोत्रसरित्सागर

ષ્ણુવ સંપ્રદાયના સ્તોત્રોનો આવો મોટો સંગ્રહ અગાઉ બહાર પડયો નથી એમાં શ્રી મહાપ્રભુજીના, શ્રીવિઠ્ઠલેશજીના, શ્રીરઘુનાથજીના, શ્રીહરિરાયજીના, શ્રીજીવનજી મહારાજના શ્રીગોકુળાધીશજી વગેરે ગોસ્વામીશ્રીઓના રચિત ૩૦૬ સ્તોત્રો છે. વળી શ્રી હરિરામજીની અપ્રસિદ્ધ અષ્ટપદીઓ છે.

સુવર્ણમાં સુગંધ

આ ૭૯૨ પાનાના ગ્રંથમાં સ્તોત્રકર્તા આચાર્યશ્રી શ્રીવલ્લભાચાર્યનું ણુ રંગમાં છાપેલું ચિત્ર, સત્તાવાર શ્રીજીબાવાનું, શ્રીયમુનાજીનું, કિસનગઢવાળું આચાર્યશ્રીનું, શ્રીગુસાંઇજી, શ્રીરઘુનાથચરણ, શ્રીહરિરાયજી, શ્રી વિઠ્ઠલરાયજી, શ્રીજીવનજી મહારાજ તથા શ્રીગોકુળાધીશજીનાં ચિત્રો છે.

પાકું પુઠું રૂ. ૫–૦–૦ રેશમી રૂ. ૫–૪–૦. ટપાલ વી. પી. જુદું.

ધી "ન્યુસ પ્રિન્ટીંગ પ્રેસ,"

કાળાઘોડા, એક–હાઉસ લેન, કોટ, મુંબઇ.

યોગીન્દ્રશ્રી ભર્તૃહરિકૃત

## વૈરાગ્યશતક

સંસ્કૃતના અભ્યાસીઓને મદદગાર થઇ પડે તેવું સરળ ભાષાંતર આ એક જ છે.
આમાં વૈરાગ્યના દશ દશ દશકના શ્લોકો વ્યવસ્થાપૂર્વક આપ્યા છે.
શ્લોકોનો અર્થ અને સંબંધ સમજવા માટે સરળ વિવેચન અને ટીકા પણ આપી છે.
શ્લોકોમાં કયો અલંકાર છે તે પણ આપ્યું છે.

**કિમ્મત માત્ર આઠ આના.**

---

( સચિત્ર )

## શૃંગારશતક

આ શતકનું ભાષાંતર ઘણું સરળ અને બોધક છે. સર્વ શ્લોકોને વ્યવસ્થાપૂર્વક વેંહેચેલા છે.
શ્લોકોનો અર્થ અને સંબંધ સમજવા માટે સરળ વિવેચન અને નોંધો આપી છે.
શૃંગારશતકમાં આવતા શ્લોકો કામકળાના કયા કયા વિષયોના સૂચક છે તેની ખાસ નોંધ આપી છે.
વળી શ્લોકોમાં કાવ્યના કયાકયા અલંકારો આવ્યા છે તે પણ આપ્યું છે.
આવું ભાષાંતર બીજું થયું નથી. એકવાર વાંચવા માંડ્યા પછી છોડવાનું મન નહિ થાય

**કિમ્મત દશ આના.**

---

શ્રીપરમહંસ પરિવ્રાજકાચાર્ય સદાશિવેન્દ્રસ્વામિકૃત

## આત્મવિદ્યાવિલાસ

બ્રહ્મજ્ઞાનથી થતા પરમાનંદનો અનુભવ કરાવતા,
**ગાગરમાં સાગરનો લાભ આપતા**
ત્રેસઠ આર્યાવૃત્તમાં નિર્દોષ પદ્યોથી વેદાંતશાસ્ત્ર ભર્યું છે તથા

## વૈરાગ્યપંચક

આ પાંચ ઉત્તમ શ્લોકોનું વાંચન શ્રીકૃષ્ણરૂપ ધનની ઇચ્છા રાખનારને આનંદ આપ્યા વિના રહેશે નહિ.

**મૂલ્ય બે આના.**

---

શ્રીપરમહંસ પરિવ્રાજકાચાર્ય સદાશિવેન્દ્રસ્વામિકૃત

## અદ્વૈતમઞ્જરી

ટુંકી સાદી સરળ ભાષામાં અદ્વૈત સિદ્ધાંતનો સુવાસ ભોગવવો એ માણસનું અહોભાગ્ય છે તથા

## શ્રીદક્ષિણામૂર્તિપ્રાદુર્ભાવ

શિવરહસ્યમાં કહેલી દક્ષિણામૂર્તિપ્રાદુર્ભાવની કથા ઘણી રસવાળી અને આનંદ આપે તેવી છે.
ભાષાની મીઠાશ કાંઇક અલૌકિક છે.

**મૂલ્ય ચાર આના.**

* આ ચારે ગ્રન્થોનાં ભાષાંતર મહામહોપાધ્યાય શ્રી હાથીભાઈ હરિશંકર શાસ્ત્રીનાં કરેલાં છે.